અંગ્રેજીમાં કર્તા

૪૨૦૮

મીરઝામુરાદઅલીબેગ ગાયકવાડી.

# લાલન વેરાગણ.

ગુજરાતી ભાષાંતરકર્તા

ગિરિજાશંકર વિ. કાશીરામ

૪૨૦૮

# લાલન વેરાગણ.

અથવા

## પાણીપતની લડાઈ.



મૂળ અંગ્રેજીમાં કર્ત્તા

મીરઝામુરાદઅલીબેગ ગાયકવાડી.

તેનું ગુજરાતી ભાષાંતરકર્ત્તા

ગિરિજાશંકર વિ. કાશીરામ દ્વિવેદી.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯



મુંબઈ

રાજ્યભક્ત પ્રિંટિંગ પ્રેસમાં છાપ્યું.





મૂલ્ય રૂ૧-૦-૦

# લાલન વેરાગણ.

અથવા

# પાણીપતની લડાઈ.

---

## પ્રકરણ ૧ લું.

### એકી કે બેકી ?

"હે ખુબ સુરત નાજની! તું કયાં જાય છે" ?

"મારા જીગર! તું અહીં કયાંથી આવી? પરવર દીગારનો શુક્ર માનવો જોઇએ. આપણે ઘણું ખુશ થવા જેવું છે કે બંદુકો તૈયાર છે અને શિકાર આવે છે.!"

ઉપર મુજબ બોલનારમાં એક, ભાંગ્યું તુટયું પરશીઅન અને બીજો મિશ્ર ઉરદુ બોલનાર હતો. આ બંને જણાઓ પશ્ચિમ હિંદુસ્થાન તરફની એક નદીના સૂકા નાળાની આસપાસ ફરતા હતા.

તેઓ બંને ઉંચ્ચા, કદાવર અને ખુબસુરત દેખાવના હતા. તેઓની લાંબી દાઢી અને વાંકડી મૂચ્છો સૂર્યના તાપથી કાળાશ મારતા પણ સ્વભાવીક લાલ રંગના ચેહેરાને દીપાવતી હતી. તેઓએ મોટા ખુલા પાયજા પેહેરેલા હતા. ઘુંટણ સુધી લાંબા ઝભાથી તેઓનું બદન શૃંગારેલું હતું. તે શિવાય બાકીનો સાજ એક સરખો નં- હોતો. એકે અંદરથી ખવાયેલ પીળા રંગનુ મેંઢાની ચામડીના વાળવાળું બદન પેહેરેલું હતું અને તેની કમર, ઉનના કમરપટાથી શોભી રહી હતી. માથું ગજવેલની ટોપીથી ગરદન સુધી ઢાંકેલું હતું અને બીજાએ અજાએબ જેવા બેડોળ ચાંચવાળા જોડા પેહેર્યા હતા અને માથે લુંગી વીંટાળી હતી.

બંને જણાઓ પાસે હથીઆરો હતા અને કસાઇના લાંબા છરા જેવો જમીઓ, બંદુકની ગોળી રાખવાની કોથળી અને દારૂનુ બાબર તેઓના કમરપટા સાથે વળગાડેલું હતુ. ડાબી બાજુના ખભાએ વાંકી ઇરાની તરવાર, દેખાવડી ગોળ ઢાલ અને જામગીરી સળગાવવાની દોરીનું મોટું ગુંછળું શોભી રહ્યું હતું.

પાસેનું જંગલ જ્યાંથી કે લોકોના મોટા મોટા અવાજો અને હસાહસ, ઘોડાનો હણહણાટ, હાથીઓની ચીચીઆરી, અને પ્ર-

સંગોપાત નિકળતો પડઘમનો અવાજ, કોઇ કોઇ વેળા સંભળાતો હતો તે તરફ, રસ્તો કરતી તેઓની ટીકાની અને ધ્યાનની છબી અકસમાત ફસાઈ પડી હોય તેવી રીતે ઉભેલ, પાસેના નાળામાં તેઓએ જોઇ.

આ છબી ગ્રિક દેશની ખુબસુરત છબીની હરીફાઇ કરનાર, પાંપણોથી ઢંકાએલ અને ભયથી દેઉધાડ થતી મોટી કાળી આંખવાળી, નાજુક કપાળની, સાફ કરીને ગુંથ્યા છતાં પછવાડે વીખરાએલા વાળવાળી, નાના સીધા નાજુક નરકોરાવાળા નાકથી શોભીત, આસપાસ ઘુંઘણા પાડેલાં છે એવી શોભતી હડપચીવાળી, ધઊંવર્ણિ, માત્ર સોળ વરસની મુગ્ધા હતી. આ મારી પરાક્રમિ નાયકાના મનની આંખો યુરોપીઅન અને હિંદુ વાંચનારને મદદગાર થઇ પડશે.

આ મુગ્ધાએ ભગવા રંગનો લાંબો ઝબો પેહેરેલો હતો. કાનમાં કુંડલ લટકાવેલાં હતાં, શરીરે રાખ ચોળી હતી, હાથમાં લાકડી લીધી હતી. તેના પગ ખુલા હતા અને જમણે ખભે બીન નામનું વાજીંત્ર લટકાવેલું હતું. તે જાણે પોતાની બીકનું મૂળ શોધતી હોય તેમ તેની આંખ અને દેખાવપરથી જણાઇ આવતું હતું અને આ તેની બીક સારા પાયા વગરની કદાચ ન હોવી જોઇએ એમ સિદ્ધ થતું હતું.

મંદહાસ્યથી પેલા બે જણા તેણીની તરફ નાળામાં કુદી પડી જોવા ગયા કે તેવીજ પેલી વેરાગણ પોતાનો અસબાબ નીચે મૂકી બે હાથ જોડી જાણે કાંઈ માંગતી હોય તેમ, ઘુંટણભર બેઠી અને બોલી કેઃ—

"વિર પુરૂષો! મને બચાવો અને માફ કરો. અન્નદાતા! હું એક ગરીબ વેરાગણ છું. જે પોતાનું ગુજરાન આ બીન વગાડી આસપાસ ભટકી જે રોટલીનો કટકો મળે છે તેપર ચલાવે છે. શું બહાદુર લડવૈયા આશ્રય આવેલ માંગણને ઈજા કરતા હશે? હું ગાઊં છુંઃ—

તન ખાખ મલી પેહેની કફની
કર જોગનકા સામાન ચલી.—વીગેરે."

પછી જોઇએ તો હીંદુ હો અથવા તો મુસલમાન હો પણ આવા લડવૈયાના મનપર આ ગાવાની કાંઇ અસર થતી નથી. તેઓ જાણે છે કે આ હિંદુસ્થાનની વતની છે, ખુબસુરત મુગ્ધા છે અને આપણું ઇનામ છે. આ બંને શૂરવિરોમાંથી એક તેણીનો હાથ પકડી ઉભી કરી.

જે માણસે તેને ઉભી કરી હતી તે પોતાના એક હાથે પોતાનો અસબાબ બરાબર કરતો અને બીજે હાથ તેણીના મોંપર ફે-

રવતો બોલ્યો કે, "શાન્તથા શાન્તથા મનોહરી! અને તેણીની ખુબસુ-રતીપર અજાએબી અને ઉમંગથી જોતાં જોતાં મોં ફેરવી પોતાના સો-બતીને તેણે કહ્યું જે, મશુલાહ! હજરતપીરની મેહેરબાનીથી આપણને આ એક ઉમદા બક્ષિસ મળી છે! ઇશ્વરેજ આપણા જેવા મરવા-ની અણીપર આવેલ સીપાઇઓને ચુંબન લેવાને આવા એકાન્ત સ્થ-ળમાં આવી ખુબસુરતીની ભેટ કરાવી! બાદશાહની, સ્ત્રી સાથે રાખ-વાની સખત મનાઇ હોવાથી આપણને એક મહિનાથી એકબી આ-વો લાગ મળ્યો નથી. તેણી શું કરનાર છે! આપણે તેણીથી કંટાળી જઇશું ત્યારે તેને કોઈ અમીરને ત્યાં ગુલામડી તરીકે વેચશું."

પેલો બીજો અફગાન જે પોતાના સોબતીની ઉપરમુજબની વાતથી જરા ગુસ્સામાં આવી અદેખાઇની નજરથી પેલીના ચેહેરાપ-રના હાથ તરફ નજર કરતાં બોલ્યો કે, "તારા અને મારા જેવા ગરીબ માણસ પાસેથી છાવણીમાં કોઈપણ પ્રકારનો અપવાદ ન આ-વવા દેતાં રાજાના હુકમના બહાને કોઇ લઈ લીએતો પછી આપણો શો ઉપાય?" વાસ્તે ખુદાયાર! "કાલના આખા રોટલા કરતાં હમણાનો ટુકડો પણ સારો. કોને ઘડીની ખબર છે!"

જેવો તે માણસ બોલ્યો કે તુરતજ ખુદાયાર આસપાસ જોવા લાગો તેણે કહ્યું જે વારૂ ત્યારે આ જગ્યા ખાનગી છે! દાઉદ તું પાછળ ઉભો રહે! મેં તેણીને પેહેલી પકડી છે. તે મારીછે!

દાઉદ ખસ્યો નહીં પણ એક ડલલું આગળ આવ્યો.

દાઉદ બોલ્યો કે હું કાંઇ સમજી શકતો નથી કે તેણીને મેં પેહેલી જોયા છતાં તું તેનો દાવો કરવા તૈયાર થયો છે! ખસ બાજુ રહે, તે મારી છે!

ખુદાયારે તેણીને જમણી બાજુથી ડાબી બાજુ લીધી અને પો-તાનો સંરજામ ઠીક કરી ગુસ્સામાં આવી મોટેથી કહ્યું કે તે મારી-છે! મારીછે!!

બીજાએ કહ્યું જે ખુદાયાર તારે મારા હકને ઇજા કરવી જોઈ-એ નહીં. તેનું સારૂં પરિણામ આવશે નહીં. જો એમજ હોયતો આવ આપણે એકી બેકી રમીએ અને જોઈએ કે ઇશ્વિરે એ કોના વાસ્તે નકી કરેલ છે. ખુદાયાર અડઘો જંગલી અને વગર ઠરાવનો જાણે હોય તેમ બોલ્યો કે, આપણ બે મુસલમાન ભાઇઓએ, આ વેરાગણ સારૂ શા સારૂ લડી મરવું જોઇએ! આવ આપણે એકી બેકી રમીએ!

દાઉદે પોતાની બંધુકની ગોળીઓ એક મુઠીમાં લઈ પુછયું કે બોલ એકીકે બેકી?

ખુદાયાર હિંમતથી બોલ્યો કે એકી.

હજી જ્યાં દાઉદે પોતાની મુઠી ઉઘાડી ખુદાયારની ખાત્રી કરી નથી કે એકી છે કે બેકી, એટલામાં ઘોડાની ખરીનો અવાજ કાને સંભળાયો. તે તુરત ગોળીઓ નાંખી દઇ તે નાળામાં જેમ શિકારીઓ શિકાર શોધતા હોય તેમ જોવા લાગ્યો અને એક ઝાડીમાં ભરાઇ બેઠો. એટલામાં દાઉદ એકદમ ઝાડીમાં કુદી પડી બોલ્યો કે ખુદાયાર નાસ! ખુદાયાર નાસ! નાળા તરફ નાસ! શાહ પોતેજ આ તરફ આવે છે. જો શાહ આપણને આ સ્ત્રી સાથે ગુપ્તગોમાં જોશે તો ફાંસીની સજા કરવાનોજ.

આ કાંઈ ખાવાની વાત નહોતી. ખુદાયારની નજર જેવી પડી કે તુરંત તે અડધા બીધેલ પેલી વેરાગણને ખેંચતો ચાલ્યો અને દાઉદ તેણીની લાકડી અને બીન જ્યાં પડી હતી ત્યાંથી ઉચકી લઇ ચાલવા લાગ્યો.

આગળ ચાલતાં ચાલતાં હથીઆર બંધ પાંચ છ ઘોડાવાળાની નજર ચુકાવી તેઓ નાળાના ઉપલે છેડે આવી પેહોંચ્યા; જયાંથી કે તેઓની છાવણી માત્ર બસોવાર જેટલી દુર હતી. અહીંયાં જરા થોભી પેલો ઘોડાવાળો અહમદશાહ અબદલઅલી જે કે ખુરાશાનનો બાદશાહ અને નાદીરશાહનો સાશ્રિત હતો તે અને બીજા ક્યાં જાય છે તે જોવા લાગ્યા. આખરે ઘોડાની ખરીના અવાજ ઉપરથી તેઓએ અનુમાન કર્યું કે અહમદશા અબદલઅલી અને તેના સાથીઓ બીજી બાજુએ ગયા એટલે તેઓ પેલી બીચારી વેરાગણને પોતાના તંબુમાં લઈ જવાને (અગરજો કે ધારાથી ઉલટું છતાં પણ) તજવીજ કરવા લાગ્યા.

આ બીચારી વેરાગણ બિહામણે ચેહેરે છાવણી અને તેની આસપાસની બધી હકીકત ગંભીરપણે દુરથી જોવા લાગી અને ત્યાં કેવી ગોઠવણ કરી હતી તેનો ખ્યાલ કરવા લાગી.

હવે આગળ શું બન્યું એ જણાવવા પેહેલાં અમે તે છાવણી, પરદેશીની ચાલચલણ, તેની મૂળ મતલબ અને ઇતિહાસની તવારીખથી અમારા વાંચનારને વાકેફ કરવા તજવીજ કરીએ છીએ.



# પ્રકરણ ૨ જું.

## ઉત્તર વિરૂદ્ધ દક્ષિણ.

મુવેલા સિંહને ફાડી ખાવાને જેમ ભુખ્યાં શિયાળો ઘુરકાવી રહ્યાં હોય તેમ બંગાળમાં અંગ્રેજો, પંજાબમાં સિખ, દક્ષિણમાં મરાઠા, રોહીલા, જાટ, વિગેરે; આગરે સ્થાપેલ મોગલ બાદશાહી જો કે હમણા અન્તાવસ્થાએ પોહોંચી હતી, તે તરફ ઘુરકી રહ્યા હતા. જેની કીર્તિ અદ્યાપિ આપણે વિસરતા નથી તે જગત્ પ્રસિદ્ધ બાદશાહીના નાલાયક રાજા, જુલમી અમીરો, લાલચુ અને લોભી સરદારો, બંડખોર સિપાઇઓ અને આપમતલબીઆ ઉમરાવો આ બાદશાહીનો નાશ કરવા ખુલ્લેખુલ્લા દુસ્મનોના પક્ષમાં જતા હતા, તે દિવસ તારીખ ૨૮મી નવેમ્બર સને ૧૭૬૦નો હતો.

આ વખતે બધી સત્તાઓ કરતાં મરાઠા લડાઇમાં પરાક્રમિ ગણાતા હતા અને તેનો ભય સર્વને લાગતો હતો. મરાઠાની મોટાઇનાં બીજાં પણ કેટલાંક કારણો હતાં. અંગ્રેજ લોકો જેને ઔરંગજેબથી ઓળખતા હતા તે, આલમગીર પેહેલાના ઉપર હિંદુ ધર્મના રક્ષણાર્થે પ્રથમ મરાઠાઓએ હુમલો કર્યો હતો. જેથી હિંદુસ્થાનની ઘણીખરી પ્રજા તેમને અનુકુળ હતી. શીવાય ડુંગરોમાં પણ સેહેલાઇથી મુસાફરી કરી શકે તેવો તેનો અસબાબ હતો. પોતાનું રાજ્ય બચાવવું, બીજાના હુમલાથી સાવચેત રહેવું અને પ્રજાની સંભાળ રાખવી વિગેરે જે સ્થાયિ રાજ્યકર્ત્તાને કરવું પડે છે તેવું મરાઠાઓને કાંઇ કરવાનું નહોતું. વળી તેઓનો બધો આધાર લડાઇ ઉપરજ હતો. તેઓ જે જે મુલક જીતતા તે બીજાઓને એવી સરતે આપતા કે જ્યારે તેઓ માંગે ત્યારે તેમને પાછો આપવો. આથી તેઓ લુટફાટ ન કરતા ત્યારે આપેલ જમીન તેમને ઉપયોગી થતી હતી. આ તેમની રીતભાત સામાપક્ષથી સ્થાપન થઈ શકે એવી નહોતી.

આવી રીતે મરાઠાઓના પ્રમુખ પેશવાની ગાદી સ્થપાઈ અને તેઓએ દક્ષિણ હિંદુસ્થાન, મધ્ય હિંદુસ્થાન અને બંગાળાના બધા પ્રાંતો પોતાને કબજે કર્યા અને સિખ વિગેરેને તાબે કરી ઠેઠ દિલ્હી સુધી પોહોંચવાની તૈયારીમાં તેઓ આ વખતે હતા પણ આ વખતે તેઓનો એક નવો શત્રૂ ઉત્પન્ન થયો હતો.

અહમદશાહ અબ્દલઅલીએ કેટલાક વર્ષ સુધી પૂર્વ તરફના મુલકમાં પોતાનું રાજ્ય સ્થાપવા પ્રયત્નો કર્યા હતા અને આખરે પંજાબના કેટલાક પ્રાંતો પોતાને તાબે કર્યા હતા. પણ સને ૧૭૫૮માં આલમ

ગીર બીજાનો વઝીર મીર-ધાઝીઉદ્દીન અને મરાઠાનો સરદાર રઘુનાથરાવ, જેણે કે ધાઝીઉદ્દીનને રાજ્યધાનીમાંથી તેના હરીફ નજીબ-ઉદ્દઉલાને હાંકી કાઢવાને મદદ આપી હતી તે બંનેએ, ગએલો મુલક હાથ કરવા કુચ કરી. તેણે અહમદશાહના દીકરા તૈમુરશાહને હરાવ્યો અને અફઘાનો નાસી ગયા.

આનું વેર વાળવા ખુરાશાનના બાદશાહે એક વખત બીજીવાર હુમલો કર્યો. શાહબાજી જે કે મરાઠાના લશ્કરનો ઉપરી હતો તેને લાહોરમાંથી હાંકી કાઢવામાં આવ્યો અને દુરાનીનું લશ્કર દિલ્હી તરફ આગલ વધ્યું. દત્તાજી સિંધીઆ અને મલ્હારરાવ હોલકર જમનાની પૂર્વે તરફથી અને ચંબલની દક્ષિણથી, ઉત્તર તરફ શાબાજી અને જંકોજી સિંધીઆને મદદ કરવા ઉતાવળે નીકળી પડ્યા. પણ તેઓ આવ્યા અગાઉ શાબાજીની હાર થઇ ચુકી હતી. તેઓ યમુનાની જમણી બાજુએ બે ભાગમાં છુટા પડી ગયા. અહમદશાહે તેઓની પુંઠ પકડી પણ પાછળથી નદીની ડાબી બાજુએ લશ્કરનો મોટો ભાગ રાખી, થોડુંક લશ્કર તેમની પાછળ મુક્યું. આ તેનું કર્તવ્ય ઉપયોગી થઇ પડયું.

જમનાની પૂર્વ તરફનો મુલક મરાઠાઓના હુમલાઓથી બચેલો હતો. કારણ કે ત્યાં રોહીલા બહાદુરીથી બચાવ કરી રહેતા હતા. અહમદશાહને, તેના અને મરાઠાના લશ્કર વચ્ચે નદીનો તફાવત હોવાથી તેમજ રોહીલા અને મુસલમાન મદદગાર હોવાથી, ઘાસ ચારો સારી રીતે મળી શકતો અને લડાઇનો સર્વ સરંજામ રોહીલા પોંહોંચાડતા હતા. રોહીલા સરદાર નજીબુદૌલા અને હાફીઝરહમત અને આઉદના સુબા સુજાઉદૌલા સાથે જોઇએ તેવો વ્યવહાર ચલાવી શકાય એમ હોવાથી તેણે દુશ્મનો સામે પાછળથી દાવપેચ પૂર્વક ચડાઇ કરવાને યુક્તિ કરી. આ લોકોના દાવપેચ ઘણા જુદા હોય છે. ઘણાક ગ્રંથકારો કહેછે કે અફગાન શાહજાદાઓ લશ્કરી કવાયત અને તાલીમ નાદિરશાહની વખતથીજ ઉત્તમ રીતે મેળવતા આવે છે.

દત્તાજી સિંધીઆ બાદશાહના લશ્કરથી કંટાળી ગયો હતો. તેણે વિચાર્યું કે ડાબી બાજુપર ગમે તેટલું લશ્કર લગાડીએ તો તે ફોગટ અને વલી ઉત્તર તરફ જવાથી પુરી હેરાનગતી થવાનીજ વાસ્તે તે પાછો હઠયો. કારણ કે તે ધારતો હતો કે જંકોજી મલ્હાવરાવ સાથે આપણને રસ્તામાં આવી મળશે અને ત્યારબાદ આપણે જે કરવા ધારીશું તે થશે.

અહમદશાહે પણ પોતાનું લશ્કર પુર જોસ્સાભર દિલ્હી તરફ

મલાવ્યું. રસ્તામાં તેણે પોતાનો રસ્તો જમનાની જમણી બાજુએ લીધો. રસ્તામાં બંને લશ્કરની ભેટ થઈ. આમાં મલ્હાવરાવ બારીકાથી બચી ગયો પણ દત્તાજીએ હાર ખાધી અને તે કપાઈ ગયો. તેનો ભાઈ પ્રખ્યાત માહાદાજી ઘણીજ મુશ્કેલીથી નાસી ગયો.

આ વખતે દિલ્હીમાં ઘણો ગભરાટ હતો. જંકોજી ઘણીજ ઉતાવળથી મલ્હાવરાવને મળી જવા કુચ કરી ગયો હતો. ગાઝીઉદ્દીન જેણે કે આલમગીરને ગાદીએ બેસાડયો હતો તેને ધાસ્તી લાગી કે સુજાઉદ્દૌલા રોહીલા અને અફગાન હમણાંજ દિલ્હીપર આવી પોંહોંચશે અને દિલ્હી લેશે અને હું મારી ધારણામાં નિષ્ફળ થઈશ. ગાઝીઉદ્દીને, બાદશાહને મારી નાંખી ઔરંગઝેબના સૌથી નાના છોકરા ખામબક્ષને ગાદીએ બેસાડી તેનું નામ શાહજહાન બીજું પાડ્યું. દુશ્મન નજદીક આવ્યા કે તે, જાટના સરદાર સુરજમલના આશ્રય તળે જઈ ભરાઈ બેઠો. એવી આશાથી કે તેના મિત્ર મરાઠાથી અહમદશાહની હાર થાય.

અહમદખાન બંગસની સરદારી નીચેના અફગાનને સર સામાન પોંહોંચાડનાર રોહીલા લશ્કરને અટકાવવાની ઇચ્છાથી મલ્હાવરાવ હોલકર આમાથી આગળ વધ્યો અને તેણે રોહીલાની ટુકડીને કાપી નાંખી એટલામાં સીકંદરાથી આવતા અફગાન લશ્કરે મલ્હાવરાવને હરાવ્યો આથી મરાઠા લશ્કરની જબરી હાર થઇ. કેટલાક કપાઈ મુવા અને બાકીના માણસો દક્ષિણ તરફ ગયા.

આથી અહમદશાહ વગર ભયે દિલ્હીમાં પેઠો અને રોહીલા ને આઉદના સરદાર સાથે લડાઇ, કર, વિગેરેના કોલકરાર કર્યા.

મરાઠાઓ પણ કાંઇ આથી આવી રહ્યા એમ ન હોતું. આ હારની ખબર પુનામાં પોહોંચી કે તુરત મોટા પાયાપર લડાઈ ચલાવવા યોજનાઓ થવા માંડી.

બાલાજી પેશવાનો ભત્રિજો સદાશિવરાવ જેણે કે હમણા નિઝામ ઉપર મોટી ફતેહ મેળવી હતી, પોરચુગીઝને હરાવી કોકણનો મોટો ભાગ જેણે તાબે કર્યો હતો તેણે, વખણાએલ ફ્રેંચ બુસીના શિષ્ય ઇબ્રાહીમખાન ગારદીના હાથ તળે કવાયત લીધેલ મોટું લશ્કર એકઠું કરયું.

સદાશિવરાવના બાપે મોટી ફતેહ મળવેલી અને તે, તે વખતે સાર્વજનિક અભિપ્રાયે સુબો ગણાતો હતો તેથી, અને પોતે પણ મોટી ફતેહ મળવેલી હોવાથી રઘુનાથરાવ જેણે કે ઘણો ખરચ કરી તૈમુરશાહને નસાડયો હતો તેની તેણે બ્યાજ સ્તુતિથી કહ્યું જે આ

બાબત આપણે ઘણો સારો છે. રઘુનાથરાવે પણ લીધું અને જવાબ આપ્યો કે મરાઠાની ગએલ કીર્ત્તિ પુનઃ મારે હાથેજ મેળવી તે લોકોને અટકથી ઘણાજ દુર હાંકી કાઢીશ. નવી ચઢાઇના સારૂ પુર દારૂથી ધામધુમ ચાલી રહી. ખંડણીઆ રાજાનું લશ્કર, પોતાનું લશ્કર, મિત્રોનું લશ્કર, અને હિંદુ ધર્મ સંરક્ષણનું બાનું બનાવી જાટ, રજપુત વિગરે સર્વ યોદ્ધાઓનું લશકર મુસલમાનોને હાંકી કાઢવા તૈયાર થયું. વિશ્વાસરાવ પેશવાનો ગાદી વારસ પુત્ર જાતેજ આ લશ્કરમાં સામેલ થયો. દબદબા ભરેલા દેખાવથી, ઉદારપણાથી દેશહિત્તાર્થે જયધ્વજ ઉરાડવાની અશાથી અને શિવાજીના મરણ પછી કદી ન જોવામાં આવેલ એવું મરાઠા લશ્કર ઉત્તર તરફ કુચ કરી જવા લાગ્યું.

અહમદશાહ પણ બાકી રહેલા રખડતા મરાઠાઓને હાંકી કાઢી મરાઠાઓના લશ્કર સામે જોઇતો બચાવ કરવા સુજાઉદૌલાને મળી, રોહીલખંડમાં થઇ હમણા અનુપશેહેરમાં આવ્યો હતો. અહમદશાહે જાણ્યું કે કાલા અને જમના બે નદી દિલ્લીના બચાવની વચ્ચે છે. જો મરાઠા ઘણા પાસે આવી પોહોંચે તો આ વર્ષારૂતુમાં આ નદી ફરીથી ઓલંગી જવું ઘણું અશકય છે.

સુરજમલ જાટ અને મલ્હાવરાવ હોલકરે વંશપરંપરાના રીવાજ મુજબ પર્વત ઉપર સાથે જોડાઇ રેહેવા સદાશિવરાવને સલાહ આપી પણ તે પોતાના બાપના નામની પતરાજીથી, પોતાના સામર્થ્યના પુર વિશ્વાસથી અને ભેગા કરેલા પુષ્કળ લશ્કરના દબદબાથી, પોતાના ભાલાની અણીપર સૌને નચાવતો હતો. તેથી તેણે ગર્વથી જવાબ આપ્યો જે હું તમારા ભરવાડોની સલાહ પર ચાલવાનો નથી.

ગોળાના મારાથી તથા હલ્લાથી દિલ્હી લેવામાં આવ્યું. અને મરાઠા સરદારે ધાર્યું કે હું એક બાદશાહી શેહેરનો સુબો થયો. તેણે વિશ્વાસરાવને બાદશાહ બનાવીશ એમ કહી ગાદીએ બેસાડયો. અને સુજાઉદ્દૌલાને વજીર બનાવવા કહ્યું. એવી ધારણાથી કે તેનો અને અહમદશાહનો સંબંધ તુટે અને આપણી મિત્રાઇમાં તે આવે. પણ સુજાઉદૌલા જેવા ધર્મચુસ્તના વાસ્તે ધારેલ ધારણામાં તે ઠગાયો. જ્યાં સુધી અફગાન ઉપર મોટી ફતેહ મેલવે નહીં ત્યાં સુધી તે લોકો આ મોટી બાદશાહીને માન આપે એમ નહોતા. આખરે તેણે મીરજા જુવાનબખ્તને આ બાદશાહી તખ્તનો વજીર બનાવ્યો,

દિલ્હી અને મરાઠાના રેહેઠાણ વચે ઘણો તફાવત હતો, રસ્તામાં ઘણી ખારસી હતી. કાગલ પત્રની ઘણી મુશ્કેલી વેઠવી પડતી હતી.

ખોરાક અને પૈસાની ઘણી તંગી આ વખતે મરાઠા સરદારને માલુમ પડવાથી પોતાની મદદે આવેલા સરદાર પાસેથી જોઇતા પૈસા ઉછીના લઇ મોગલ બાદશાહનો નાશ કરવા ઇરાદો કર્યો અને પ્રથમ મોગલ લોકોના મોટા બુરજ અને રાજ્ય મેહેલમાં રહેલી ચીજોનો નાશ કરવા પ્રર્વત થયો.

મરાઠા સરદાર ભાઉના વાસ્તે જાટ અને રજપૂતને પ્રથમથીજ શક હતો. અને આગલ કુચ કરવાની જ્યારે તેની મરજી જોઇ ત્યારે તે તેને દુશ્મન જેવો ગણવા લાગ્યા અને તેઓ તો પાછા ફર્યા. સદાશિવરાવે કહ્યું કે બાકી રહેલ લશ્કર દુશ્મનોનો ઘાણ કાઢવાને પુરતું છે. એ ગુલામો જાય તો ભલે જાય.

વર્ષારતુ ખલાસ થઇ હતી. રાજા બાહાદુર નારાયણશંકરની સરદારી હેઠળ કેટલુંક લશ્કર દિલ્હીના બચાવ સારૂ રાખી બાકીનું લશ્કર લઇ સદાશિવરાવ કુંજપુર જે કે ફીરોજશાહની નેહેરના કાંઠા ઉપર આવેલું છે ત્યાં લડાઈ લઇ જવા ચાલ્યો. જમનામાં પુર આવવાથી તે પોતાની ધારણામાં પાર પડયો નહી. કારણ કે અહમદશાહ રોહીલખંડ અને મુસલમાન વસ્તીવાળા મુલકમાંજ હું ફાવી શકીશ એમ જાણતો હતો તેમજ લાહોર સાથે વેહેવાર ચલાવવાના ઇરાદાથી તેણે મોટા લશ્કરનો જમાવ અહીંજ કર્યો હતો અને કિલ્લે બંધી કરી હતી.

મરાઠાની હીલચાલના સમાચાર સાંભળ્યા કે તુરત રોહીલા અને સુજાઉદ્દૌલાની સાથે અહમદશાહે અનુપશેહેરથી નીકળી જમના તરફ કુચ કરી. અહમદશાહ દુશ્મનોના બળથી વાકેફ હતો અને જાણતો હતો જે કદાચ દુશ્મનો સાથે લડાઇ થાય તો પાયમાલી થાય તેથી કુંજપુર અને દિલ્હી વચે પડાવ નાંખી દુશ્મનોને છેલી લડાઇનું આમંત્રણ કરવું.

આ પ્રમાણે બને જણા પોતપોતાના દાવપેચમાં રમી રહ્યા હતા. જેનું પરિણામ આપણા નસીબમાં હમણાજ વર્ણવવાનું લખાએલું છે. આગળ વધી મરાઠાઓએ કુંજપુરપર હલ્લો કર્યો. ઇબરાહીમખાનનો તોપોનો મારો ઘણો ભારી હતો. દિવાલો તોડી પાડી જગ્યા ઉજાડ કરી અને લશ્કરને કાપી નાંખી કુંજપુર લીધું આથી ભાઉની મગરૂરી ઓર વધી.

પણ વેર લેનાર શત્રુ અહમદશાહ પાસે હતો. તેણે આ વાત સાંભળી કે તુરત મરાઠાઓને મારી કાઢવા સોગન લીધા અને નદીમાં લશ્કરને નાંખી આ કાંઠેથી પેલે કાંઠે લઇ ગયો. આમાં કેટલુંક

લશ્કર ડુબી ગયું. બાકીનાએ. થોડુંક મરાઠા લશ્કર જેને કે આસપાસ થતી હીલચાલની તપાસ રાખવા રાખ્યું હતું તેને નસાડી મુકી મરાઠા જેઓ કુંજપુરથી ફતેહ મેળવી પાછા ફરતા હતા તેમની સામે કુચ કરી.

કેટલાક કારણોના વાસ્તે આ પ્રસંગ કામ જેટલાથી વધારે દર્શાવી શકાતો નથી. બંને પક્ષ લડાઈ કરવાને ખુશ નહોતા તેથી પોતાની છાવણી નાંખી મજબુતી કરવા લાગ્યા. આ આપણી વાતની શરૂઆતની જગ્યાનું વર્ણન છે.

## પ્રકરણ ૩ જું.

### અફગાન છાવણીનો દરવાજો.

વેરાગણને માલમ પડ્યું કે પોતે અફગાન છાવણીના દરવાજાની સામે હતી. આ દરવાજે આસપાસ આવેલા જંગલી કઠેરાની હાર માંહેની ખુલી રાખેલી જગ્યા હતી. યુદ્ધ પ્રસંગે સારી રીતે તોપો ગોઠવી શકાય અને અંદરની જગ્યાનું સારી રીતે રક્ષણ થઈ શકે એવી રીતે વૃક્ષાની ડાંખલીઓનો આ કઠેરો બનાવવામાં આવ્યો હતો. આ જગ્યાની આસપાસ હિંદુસ્થાનના પ્રાચીન યુદ્ધ પ્રસંગ પ્રમાણેની ઘુંઘટ જેવી વૃક્ષોનો ગાઢ ઘટા આવી રહી હતી. આ દરવાજો સામાનોની ગાડીઓથી બંધ કરવામાં આવતો હતો કઠેરાથી થોડે દુર જાણે કોઈ કિલ્લો હોય તેમ માટીનું ચણતર કરી લીધેલું હતું અને તેની અંદર એવી રીતે તોપો ગોઠવવામાં આવી હતી કે બાહારના માણસોનો અડચણ વખતે બચાવ થઈ શકે. આની અંદર સફેદ, કાળા, ચિત્ર વિચિત્ર રંગના અને શોભિત ધ્વજાઓથી ભરપૂર તંબુઓની ટોચો દરેક દિશામાં માલમ પડતી હતી. આપણે આગળ અવાજો સંભળાવાનું જે કહી ગયા છઇએ તે આ દિશા તરફના હતા.

ડાબી બાજુએ અત્યંત શુશોભિત, કારીગરીવાળા વાવટાથી પ્રકાશિત એક નિશાન એક નાની ટેકરી ઉપર દાટવામાં આવ્યું હતું. જેની આસપાસ કેટલાક હથીઆરવાળા, કેટલાક વગર હથીઆરના, કેટલાક આસપાસ પોતાના હથીઆરો મુકી દીધેલા, સાદડી ઉપર, સેતરંજીપર, ભોંયપર, બેઠેલા, ઉભેલા, સુતેલા માણસો જોવામાં આવ્યા. જેઓ આ નિશાનનું રક્ષણ કરનારા હશે એમ માલમ પડ્યું. આ બધા માણસોમાં એક પોહોરેગીર કઠેરાના ઘુંઘટની સામે બીડી પીતો આમ તેમ ફરતો હતો જે ઉપરથી તે અંદર જતા આવતા માણસોની તપાસ રાખતો હોય એમ જણાતું હતું. આથી દુ-

ર કેટલાએક ઘોડેસ્વાર આમ તેમ ફેરા ખાતા હતા. દરવાજાના ઊપ-ર એક લાલ વાવટો હતો અને તેની આગળ ત્રણ તોપો સાથે ગોઠવેલી હતી.

અફગાન અને તેઓની કેદણ દરવાજા આગળ આવી પોહોંચ્યાં ચોકીવાળાએ તેમને સારી પેઠે ઓળખ્યા પણ તેણે તે તરફ પુરતું લક્ષ આપ્યું હોય એમ જણાયું નહીં પણ બીજાને વાસ્તે તેમ નહોતું.

આસપાસ ભટકના લડવૈયા માંહેનો એક જણ બોલી ઊઠ્યો કે "સબુર! છાવણીમાં આ કઈ જાતનો માલ ભેળસેળ કરવા માંડ્યોછે."

"સાબાસ! ઠીક કરયું તમે તેને કયાંથી પકડી?" નવા આવનાર તરફ બીજા કેટલાક દોડી જઈ બોલ્યા. "આ ઠંડી રતુ સારૂ સારી ગોદડી મેળવી!"

દાઉદ થઈ ગએલું મેળવવાને વાસ્તે ઉતાવળે પગે આગળ આ-વી ક્રોધથી બોલ્યો કે હા. પણ એ તમારે સારૂ નથી. એ તો ખુલું-જ હતું કે તે અથવા ખુદાયાર પોતાના સોબતીને આ વાતમાં પસંદ કરતા નહોતા.

"મર દે ખુદા! સભ્યતાની રીતે તમે શા સારૂ જવાબ આપતા નથી! વારૂ ભાઈ, તમારે તમારા સોબતીનો ભાગ પાડવો જોઈએ! સારા મુસલમાનની તો એ ફરજ છે!"

"રસ્તાથી દુર જાઓ. તમે જાઓછો કે?"

"અરે હો! અમે કંજુસ છીએ એમ દેખાય છે! શરમ ભાઈ શરમ! તમારો બેશરમો ચેહેરો પાવરામાં સંતાડો! શરમ!". "ત-મારા મા બાપ જેણે કે તમને પેદા કર્યા તેના કરતા મને વધારે શરમ! અરે નાદાન! રસ્તો છોડ! જા!"

"કુતા! તારા નાપાક મોંથી મારી માનું નામ લે છે કે?"

આ વખતે આસપાસના સીપાઇઓ જેઓ હમણા એક નાના ટોળામાં એકઠા થયા હતા તેઓ આપણા બંને જુના મિત્રોના તરફ જોતા આગળ ધસ્યા! ઉંચો અને જબરજસ્ત દેખાવનો એક બીજો માણસ દાઉદનો દોસતદાર થવાને અંદર ઘુસ્યો અને કહ્યું કે મારા ભાઇ એ બાબતમાં જે વચ્ચે પડવા માંગતા હોય તેને સોગન પૂર્વક ઘટીત કરવું જોઇએ.

હથીઆરો એકદમ કઢાયાં અને એક ક્ષણમાં લોહી લુહાણ થ ઇ જાત એટલામાં છોકરી જેને કે હાથે પકડી બધા આમ તેમ ખેં ચ્યા કરતા હતા તેણે એકદમ બુમ પાડી કે "બાપરેબાપ! અરે રા

અરે માતાજી! આ જંગલી માણુસો પાસેથી છોડાવવા તમે કોઇને મોકલશો નહીં ?"

એટલામાં દરવાજાના રસ્તાપરનો અમલદાર જે કે પોતાના હાથમાંના લડાઇનાં હથીઆર વતી પેલું નાનું ટોળું જ્યાં એકઠું થયું હતુ ત્યાં મુસીબતે આવી પોહોંચ્યો. અને જ્યાં સુધી તેણે એ વખત મોટી બુમોથી કજીઆનું કારણ પુછયું ત્યાં સુધી ચીસો બંધ પડી નહીં. દાઉદ માનજ, તે સાંભળી શકે તેમ સ્પષ્ટ રીતેજ સમજાવવાનેજ લાયક હતો.

દાઉદે મોટેથી જવાબ આપ્યો કે અરે મીન લુતફ–ઉલ્લાહ સાહેબ! આ સેતાન કુતરા જુવો. પાસે ઉભેલામાંના એકે જવાબ આપ્યો કે "તારા બાપદાદા સેતાન."

જે છુપાવવામાં આવતું હતું તે લુતુફ–ઉલ્લાહની માફક પોતાના હથીઆરની લાકડીના ઘા કરતાં એક સરદારે મોટેથી બોલી કહ્યું કે ચુપ!

દાઉદ જંગલી માફક બોલ્યો કે સેતાન હું કહું છું. આ સેતનાને આ હિંદુ છોકરી જે કે અમે બહાર ફરતા હતા તે વખતે પકડી છે તે જોઇએ છીએ. તેણીને વાસ્તે તેમનો શું હક છે?

લુતુફ–ઉલ્લાહખાને વેરાગણની તરફ જોયું. પોતાના વાસ્તે તેણીને મેળવવા યત્ન કરવાને પોતાના માણુસની જાણે નકલ કરતો હોય તેમ લલોપતાથી કહેવાને તેણે કહ્યું કે "તેણીના વાસ્તે તમારો શું હકછે? તે લડાઇમાં પકડાઇ નથી. તમારે જાણવું જોઇએ કે ગરીબ રૈયતને નાહક હેરાન કરવાની શાહની સખત મનાઈ છે."

દાઉદે, તુરતજ જાણે ફરી ગયેલી બાબતનો ભાવ સમજતો હોય તેમ અરધા જંગલી માફક કહ્યું "કે તે મુર્ત્તિપુજક છે અને કાફરને ધર્મના બરોબર ફરમાનમાં વરતાવવા ગુંથાવું એ મારા જેવાની ફરજ છે અને સરાહમાં પણ એમ કહ્યું છે."

આ પ્રમાણે એક અમલદારથી દબાઇ જાય અથવા ગફલત ખાઇ જાય એવા આ અફગાન ન હોતા. આવું જોઈ લુતુફઉલ્લાહે એક બીજી તદબીર રચી.

તમે જાણોછો કે શાહનો આ છાવણીમાં કોઇ સ્ત્રીને દાખલ કરવાનો હુકમ નથી. આ દરવાજે હું મુખ્ય અમલદાર છું; હું તેણીની અંદર દાખલ થવા નહીં આપું.

કેટલાક જેઓ કે દાઉદ અને તેના સોબતી ઉપર હલ્લો કરવા તલપી રહ્યા હતા તેઓએ ખુશીથી બુમ પાડી કે હજરત ખાન સાહેબ તે બાજબી છે, તેણીને અંદર જવા આપશો નહીં. તેણીને અમને આપી દીઓ કે અમે તેણીને જંગલમાં લઈ જઇએ.

દાઉદે બુમ પાડી કહ્યું કે હું તેણીને પેહેલે મારી નાખું દાઉદે પોતાની છરી કાઢી પણ ખુદાયાર અને લુતુફખાન જેની કે, તેણીને મેળવવાની મતલબ હતી તેણે તેનો હાથ પકડયો.

પોતાની મેળે છુટા થવાને તે પઠાણ ગણગણતો બોલ્યો કે ત્યારે હમણા મને તેણીને અંદર લઇ જવા આપો. હું તેણીને વધારે વખત અંદર નહીં રાખું એવું વચન આપું છું. મીન લુતફ-ઉલ્લાહ! હું સોગન ખાઉંછું જે હું તેણીને વધારે વખત નહીં રાખું. તમે કાલે તપાસ કરજો! માત્ર હમણા અમને આ ઇંદ્રની અપસરાનો સ્વાદ લેવા આપો. અમે બીજી સવારે તમોને તેણીને વેચશું.

લુતુફ-ઉલ્લાહે જવાબ આપ્યો કે મરદે ખુદા! તું ગાંડો છે. તું શાહને ઓળખેછે! હું કહુંછુ કે છાવણીમાં કોઈ સ્ત્રીને દાખલ ન કરવી એવો શાહનો હુકમ છે.

દાઉદ મચકો કરી બોલ્યો કે હા. ખરૂં! અમે બધા જાણીએ છીએ! પણ તે હુકમ મારા જેવા ગરીબને વાસ્તે પણ તમારા જેવા અમલદાર વાસ્તે નહીં.

આ છોકરી જે કે, હમણા દાઉદે મારવા છરી કાઢેલી તેથી અને ખુદાયાર જે કે પોતાના સોબતી પાસેથી તેણીને મેળવવા ખેંચતાણ કરતો હતો તેથી, મદદ થયેલી જોઈ સમજી કે, જુવાન અને ખુબસુરત લુતુફ-ઊલ્લાહજ માત્ર રક્ષણ કરનારો અને આ હાલતનું કારણછે, બીજા સીપાઈઓ અત્યાર સુધી હુજત કરતા હતા તે બધું બંધ પડયુંછે. તે જોઇ વેરાગણે સરદારના પગમાં પડી તેની દયાને વાસ્તે માંગણી કરી.

તે બુમ પાડી બોલી કે હું તારી ગાય છું. સાહેબ મને રાખજો.

આ તકરારનુ શું પરિણામ આવવું જોઈએ એ આપણે કહી શકતા નથી. લુતુફ-ઉલ્લાહખાન આ છોકરીને વાસ્તે દૃઢ ફેરવાએલા વલણવાળો, અને જુસ્સાવાળો જણાયો. જેથી બંને પઠાણોને પોતાનુંખાજ જીવતું તેના હાથમાં ગયું એમ જણાયાથી એક જણ પોતાનું હથીઆર વરાગણ તરફ ફેંકતો હતો અને બીજાની છરી ખરેખર ભોંકવાને તૈયાર હતી, અને બીજા બંડ થવાની વાટ જોતા હતા કે એ બધા મરે અને આપણું કામ થાય, એટલામાં પછવાડેથી બુમો સાંભળી કે રસ્તો કરો! રસ્તો કરો!

કેટલાક પગે ચાલી સાટીનના સાયા પેહેરી આવતાં માણસો, અને ચાર ઘોડેસ્વાર છાવણીના દરવાજા આગળ આવી ઉભા.

પેહેલા આપણે જાણી ગયા છીએ તેજ આ અહમદશાહ પોતે હતો. જેના ટુંકા ગુછળા વળેલા વાળ, દાઢી, અને મોટી મૂચ્છો

ખુબસુરત ચેહેરો, દેખાવડું નાક, પીળચટી આંખો, પોહોળું કપાળ શોભી રહ્યું હતું, કમરે રેશમી ભરેલો કમરપટો લટકાવેલો હતો, માથે લાલ રૂમી ટોપી હતી અને તેની આસપાસ કાશ્મીરી શાલ વીંટાળી હતી, પગમાં શોભીતા જોડા પેહેરેલા હતા. તેના શરીરપર મોટા મોંનો પાયજો અને અંગ ઉપર પેહેરણ હતું. ગળામાં આફ્રીકની માળા હતી અને બાદશાહને શોભતા કેટલાક હીરાના, સોનાનાં, ઝવેરના દાગીના હતા.

જમણી બાજુનો ઘોડેશ્વાર જુદી જાતનો માણસ હતો. તે ઉંચો અને મોટા પેટવાળો હતો, પણ જોરાવાર હતો. તે ઉપરથી પંચાવન વરષનો જણાતો હતો. તેનો ચેહેરો ખુલ્લો હતો, તેનું નાક સીધું હતું, કમર પાતળી હતી, તેની આંખો મોટી હતી, તેનું કપાળ પોહોળું અને ઢળતું હતું, તેણે નાની સફેદ પાઘડી પેહેરી હતી. તેની ગરદનની આસપાસ હીરા, ઝવેર, સોનાના દાગીના હતા. જરીથી ભરેલ મોટો સાયો અને તેપર જોપ્પો (અંગરખો) લટકાવેલો હતો. પગમાં સ્લીપર હતાં. કેટલાંક શોભીતાં હથીઆરો પાસે હતાં. જમણા ખંભા તરફ કાશ્મીરી શાલ હીરાવાળી લટકતી હતી. એક તરફ તરવાર અને બીજી તરફ પીસ્તોલ લટકાવેલી હતી. તેના ઘોડાનું જીન પણ શોભીતું હતું. આ માણસ આ વખતમાં હીંદુસ્થાનમાં બળવાન ગણાતો લખનોરનો સુબો સુજાઉદ્દોલા હતો.

ડાબી બાજુએ, મજબુત બખતર પેહેરેલા, કમરપટામાં તરવાર લટકાવેલ, ભરેલી પીસ્તોલ ખોસેલ, હાથમાં ભાલું રાખી પંચાળી ઘોડાપર સ્વાર થયલો કોઇ પુરૂષ હતો. જેની લાલચોળ આંખો, મારતો ચેહેરો, તે એક લડવૈયો હોય એમ જણાવતાં હતાં. આ માણસે ખુબસુરત ટોપી, સાયો અને પાયજો પેહેરેલો હતો, તે ઉપર બખતર લટકાવ્યું હતું. તેનો ઘોડો પણ ચામડાથી મજબુત કરેલ હતો. જે માણસે એકવાર હીંદુસ્થાનની બાદશાહી મેળવવા પ્રયત્ન કરેલ તે નજીબીઉદ્દોલા, મોગલ બાદશાહીનો માજી વજીર, અમીર ઉલ ઉમરાવ ગંગા પારનો મુખ્ય સુબો હતો. તે પચાસ લડાઇ લડેલો અને ઓરંગજેબના હાથ નીચે ઘોડેશ્વારમાં એક્કો ગણાએલ અને નાદીર શાહના કાજી મવાદશાહની સામે થયલો હતો.

તેની પાછળ બારલીનો હારીજ રહમત હતો. જે કે પાછળથી વારન હેસટીંગના પાપી હુમલાની સામેના તેના ફાંકડા ટંટાને વાસ્તે જાણીતો થયો હતો. તે ગાડી ઘોડાનો શોખી, ખડબચડા ચેહરાનો ચંચલ માણસ હતો. તે આસપાસના માણસોની તપાસ કાઢી લાવવા

માં માનને પાત્ર હતો. તે રોહીલાના સરદારે એક ઘોડી, જે કે ગોવીંદ પંથ બુદ્દેલા ગંગા ઓળંગી જતો હતો, તે વખતે પકડી હતી તે ઉપર બેઠેલો, વગર દમ ખાવે મરાઠાની માફક રવાલ ચલાવતો આવતો હતો. ફકત જનાવરના ફેરફાર શીવાય નજીબુદ્દોલા અને આમાં કાંઇ વધારે ફેર નહોતો.

આસપાસ અને આની વચે પગે ચાલતા માણસનું નાનું ટોળું હતું. ચોબદાર નકીબ પોકારતા હતા તેણે, પોતાના હાથની છડીથી ટોળાને આઘું ખસેડયું. હજુરીઓ હોકા અને પાણીની સીરોઇ કપડાંમાં વીંટાળેલી લઇ ચાલ્યા આવતા હતા અને પગે ચાલતા માણસો ઘોડાના રખેવાળ હતા.

## પ્રકરણ ૪ થું.

### "બીન" નું ગાયન.

કેદીના આસપાસના ટોળાની વચ્ચે, અફગાન બાદશાહે પોતાના પવનવેગી ઘોડાને લાવી પુછયું કે આ બધી ગડબડ શું છે? જેવો બાદશાહ પાસે આવ્યો કે ટોળા માંહેના સર્વે જણાઓ બાજુપર ખસી, બાદશાહને માન આપી, પોતાની અસલ જગ્યાપર જઇ ઉભા.

લુતફઉલ્હાએ કહ્યું કે "મલુક ઉઝ ઝમાન" (જીંદગીના ખાવીંદ).

લુતફઉલ્લાહને બોલતો અટકાવી કહ્યું કે "તમને શરમ નથી ખાન સાહેબ" આ બધી ગડબડ તમારા પેહેરાવાળી જગ્યાપર હતી નહીં વારૂ ?

લુતફઉલ્હાખાને જવાબ આપ્યો કે "દરીઆએ ફેજ" ( દયા સાગરા ) આ હરામજાદાઓને ( દાઉદ અને બીજાને બતાવી ) લડતા અટકાવવા હું પ્રયત્ન કરતો હતો એટલામાં આપ સરકારનું આવવું થયું.

શાહે કેટલોક વખત સુધી આ બધા ટોળા તરફ એવી કરડી અને જોસ્સા ભરેલી આંખે જોયું કે પેલા હિંમતવાન અને જંગલી ખુનીઓએ પણ ભોંય તરફ નીચું જોયું.

"કાંપમાં કોઈ સ્ત્રીને લાવવા મારો હુકમ ન છતાં પણ આ સ્ત્રી! અરે! અરે! એતો હરામ! હરામ! હું સમજ્યો આ ગડબડનું મૂળ તેજ છે. તેમજ છે કે ? તે છોકરીને તેઓ પાસેથી લઇ લ્યો અને તે નાપાકોને પકડી લ્યો! બાદશાહના મોંમાંથી શબ્દો નિકળ્યા કે તુરત અને કોઈપણ પ્રકારની યુકિતની મેહેનતના અટકાવ પેહેલાં, દાઉદ અને

ખુદાયારને મુશ્કેટાટ બાંધવામાં આવ્યા અને વેરાગણુને તેની પાસે-થી લઈ લેવામાં આવી, અહમદશાહે વળી કહ્યું કે તેમને અહીં લાવો.

ફુંફાડા મારતા બાદશાહની જમણી બાજુ તરફ ત્રણ જણને જંગલીની માફક ધક્કા મારી આગળ આણ્યા; આ વખતે તે છોકરી ફરીને રડી રડી બેશુદ્ધ થઈ ગઈ હતી.

બાદશાહાએ કહ્યું અરે ! કુત્તા ! તમે શું કરતા હતા, આને ક્યાંથી લાવ્યા ?

તરતજ દાઉદ ગણગણતો બોલ્યો કે " સારી આલમના ધણી" અમે કુતરા નથી પણ યુસફઝાઇ કોમના સ્વતંત્ર પઠાણ સીપાઇ છીએ. આ છોકરીના સંબંધમાં માત્ર એટલુંજ કહેવાનું છે કે ખુદા અને પેગંબરના ફરમાન મુજબ મેળવેલી તે અમારી કનીઝક (ગુલામ) છે. અમહદશાહ પોતાના જુના લડવૈયાને ચાહતો હતો; તેની મુરાદ તેના સીપાઇઓની જંગલી અમર્યાદ દૂર કરવાની હતી. તેણે કદાચ તેઓનું પાણી કેટલું છે તે જાણી લીધું હશે. તરતજ, જે બનવાનું હતું તેથી વિરૂદ્ધ, યુસફઝાઇના જવાબની ઉધ્ધતાઇથી, આ ઘણા કેટલાક લાયક અમલદાર શું અનુમાન કરશે તે, ન વિચારતાં આ-ગલકરતાં જરા નરમ પડયો. પણ માણસના અનુભવી આગેવાનના ખવાસમાં તેને પોતાની જાત અને ટુકડીની સચ્ચાઇમાં થોડો એક ભરોસો હતો. અને વળી ખેડુતોને દુખ દેવા બાબત અને કાંપમાં વેસ્યા અને રાંડો ન લાવવા બાબતના પોતાના ઠરાવની વિરૂધ્ધ જબરજસ્તીથી દાખલ કરવા સંબંધી તેને વિચાર કરવાનો હતો. તર-તજ તેણે પોતાની તપાસ આગળ ચલાવી.

ઠીક! ઠીક! મારા શેરદીલ (સાવજ) પણ આ ભયાનક શુરવીર સ્ત્રી જેને કે તમે પકડી હતી તેની સામે આવી આ તોફાન મચાવ્યું તે સંબંધી અમને જાણવા દો. લુચ્ચાઓ બોલો ! તે તમારી ગુલામ? તમે કયાં ગયા હતા? તમે તેને કયાંથી લાવ્યા? જેવું તેણે તેઓનું માથું નાંખેલું જોયું અને તેઓ જવાબ દેવાને નાખુશ છે એમ જાણ્યું કે તરતજ પોતાનો સ્વભાવ બદલીને તે આગળ ગયો.

લુતુફઉલ્લાહખાને જરા ભપકામાં કહ્યું કે હું ધારૂં છું કે તેઓ ઉમરખાન યુસફઝાઇના માણસોમાંના જણાય છે અને આજે તેઓનો બહાર ફરવાનો વારો હોવાથી આ લોકો બહાર ગયેલા હોવા જોઇએ. અને આસપાસ ફરતા હશે ત્યાંથી આ છોકરી પકડાવી જોઈએ.

બાદશાહ—તમારી આ બાબતમાં ખાતરી છે કે?

હા. પનાએ આલમ [પૃથ્વીના અન્નદાતા), હું તે માણસને

સારી રીતે જાણું છું. તે પ્રમાણે હોવુંજ જોઈએ !

ગમે તેમ હોય તોપણ દાઉદ એક ઘાતકી સ્વભાવનો જુવાન અમલદાર છે.

સારૂં, મીન લુતફઉલ્લાહ, હું તમારૂં કહેવું ભુલીશ નહીં.

"ભાઈ એટલુંજ કો તમે ઉમરખાનના માણુસછો ?" પરસીઅન ભાષા મૂકી દઈને પષટો ભાષામાં દુરાની બાદશાહે દબદબા ભરેલી રીતે ફરીથી તપાસ કરવાનું શરૂ કરયું હતું.

દાઉદે જરા ગુસ્સામાં જવાબ આપ્યો કે હા. !

"ત્યારે તો તમે વખણાએલા લુટારાની ટોળીમાંના છો." તમે આજે રોન ગયા હના?

દાઉદે વળી પાછો જરા ગુસ્સાના જવાબમાં કહ્યું કે, હા.

"તમારી ફરજ બજાવવાને બદલે તમે કેવળ સ્ત્રીઓના શિકાર કરનારા હતા. લુચ્ચાઓ તમે તેણીને કયાંથી પકડી ?"

અમે આસપાસ ફરતા હતા તેવામાં એક નાળામાંથી.

દાઉદે કહ્યું તે કાંપ તરફ આવતી હતી તેથી તેણીને એક જાસુસ જાણી અમે તેણીને પકડી. આ તાજા વિચાર બચી જવાને વાસ્તે તેને ઠીક જણાયા,

આ તરતના અને અણધારેલા દાવપેચે મીરલુતફઉલ્લાખાનને પાછો પાડયો એટલુંજ નહીં પણ અનુભવી અને લુચ્ચા શાહને પણ આ વખત ગોંધળનો જણાયો. તેની ખાતરી થઇ કે તે માણસ જુઠો છે. તેની ખાતરી હતી કે તેઓએ તે છોકરીને પોતાના ખાનગી કામને વાસ્તે પકડી હતી. પણ તેના કેહેવાના કાવત્રા ઉપરથી તે જુઠું છે એમ જાણવાને વાસ્તે મોટી મુશ્કેલી હતી.

અત્યાર સુધી અહમદશાહ ચુપકીથી વિચારમાં ઉભો હતો. તેણે પોતાની પાસેના ટોળા તરફ સખતાઇથી જોયું. અંતે તે અશકય નથી કે સિપાઈ પોતાની મેળે બચી જવાને વાસ્તે નવા નવા બુટા ઉઠાવે અને તે છોકરી આપણી તપાસ કરવાને વાસ્તે મરાઠાના એજંટથી મોકલાવેલી હોવી જોઇએ. જ્યાં એક માણુસ તેની જાત ઉપરથી ઓળખી કાઢવાને અશકય છે.

દાઉદના તરફ ફરીને બાદશાહે તરતજ મોટેથી કહ્યું કે પેહેલાં તેં એમ કેમ ન કહ્યું ? અહીં તરફડીઆં મારવાથી, આગ્રહથી, ગુલામ અને બંદીવાનને વાસ્તે જુઠું બોલવાથી અનેપતરાજી કરવાથી તમે તમારા મનમાં શું સમજો છો?

લુતફઉલ્લાહે તાકમાં કહ્યું કે તેણી એક જાસુસ છે તે સંબંધી

તેણે એક અક્ષર પણ મને કહ્યો નથી. તેણે માત્ર એટલીજ વાત કહી હતી કે શરાના હકથી તે તેની છે. અને ઇંદ્રના ઘરની અપ્સરાનો ઉપભોગ લેવા સંબંધી બીજી કેટલીએક તુચ્છ વાતો તેએએ કરી હતી. અને વળી તેણે કહ્યું હતું કે જો હું તેણીને અંદર દાખલ થવા આપું તો તે મને આવતી કાલે વેચવાને કબુલ થયો હતો.

બાદશાહે બુમ પાડી કહ્યું કે હા! એમજ છે. ગદ્ધાઓ તેમજ છે કે? તે બાબતની તપાસમાં હવે ખુલેખુલ્લુ જણાઇ આવ્યું અને વળી વધારામાં જે તેઓ જુઠું કહેતા હતા તે પણ જણાયું. તેઓ કાયદો તોડવાને વાસ્તેજ તેઓથી બનતી મેહેનત કરતા હતા એમ નહીં પણ લુતફઉલ્લાહને વધારામાં લાંચ આપવા તજવીજ કરેલી. લુચ્ચાઓ તમે એવા છો! ત્યાંથી તેઓને વજીર તરફ મોકલાવ્યા અને કહેવરાવ્યું કે તેમને ઉમરખાન યુસફઝાઇના તરફ મોકલી પોતાની ફરજ બરાબર ન બજાવવાને લીધે અને લુટફાટ કરવાને વાસ્તે તેના માણસને શિક્ષા કરવા કહેલું નાદીરના વંશનો! જો આ કામ કરવામાં નહી આવે તો આપણા દરેક માણસો બહારના કામપર જશે અને નાળા અને ઝરામાંથી ગુલામડાઓ પકડી લાવશે જેથી મરાઠા ખુશીની સાથે કાંપને લુટશે. તેઓને બે દિવસ પાણી ને ખોરાક વિના પુરી રાખવા અને દર સવારે કોરૂં આપવું.

બે યુસફઝાઇ કંટાળો આપનાર અને ગુસ્સાવાળા પણ વગર ફરીઆદના પુરૂષોને મોકલી આપી, અફગાન બાદશાહે પોતાની નજર તે છોકરી તરફ ફેરવી, તે હમણાં બોલતી જણાતી હતી.

તેણીએ બે હાથ જોડી નિચે માથું નમાવી નમૃતાઇથી બુમ પાડી કહ્યું કે "અરે મા બાપ" હું એક ગરીબ છોકરી છું. અને જેના માબાપ અહીંથી ઘણા દુર છે. ઉપર ઇશ્વરને નિચે તમે પોતે સરકાર શિવાય મારૂં રક્ષણ કરનાર કોઇ નથી. હું કાંપમાં સિપાઇઓ પાસે મારી બીન વગાડી ગાયન ગાઈ રોટલાનો ટુકડો મેળવી ગુજરાન ચલાવુંછું. કોઇ પણ અમારા હિંદુ લોક ગરીબ વેરાગણને ઇજા કરતા નથી પણ ઉલટા તેણીનું પોષણ કરે છે અને મોટી મોટી બક્ષિસો આપેછે. પણ તમારા લોકો વિલાયતી (પરદેશી) છે. હું તેઓની ભાષા અને રીતભાત જાણતી નથી તેમ તેઓ અમારી જાણતા નથી અને તેટલા વાસ્તે તેઓએ મને પકડી અહીં આણી છે. પણ તમે ગરીબના રક્ષક સારી રીતે જાણો છો અને ઇશ્વર તમને દયા બક્ષે કે જેથી તમે સત્ય સમજી શકોછો. હું તમારા પગની રજ છું ને તમારા માણસે મને મારા બચાવને વાસ્તે પકડી આણી છે.

તેણીએ પોતાના હાથ લાંબા કર્યા ને કફનીનો છેડો પકડયો.

અહમદશાહ, તેની એક દેશીથી ન સમજી શકાય એવી, હિંદુસ્તાની ભાષા સારી રીતે સમજી શકયો નહીં. તેણે તેનો ખુલાસો કરવા સુજાઉદૌલાને અરજ કરી. તે સરદાર તેણી જે બોલી હતી તે સંપૂર્ણ રીતે સમજી શકયો નહોતો પણ નજીબ-ઉ-દઉલ્લા જે વારંવારની ચઢાઇએ દક્ષિણના લોકોની સાથેના સબંધમાં આવેલ હતો તે સમજાવવાને વચ્ચે પડયો.

જ્યારે નજીબ-ઉ-દઉલ્લાએ પોતાનો ખુલાસો પુરો કર્યો ત્યારે શાહે કહ્યું કે તેણીને પુછો કે જ્યારે તે પકડાઇ ત્યારે તે કયાં જતી હતી. અને અમારી કાંપ તરફ શા વાસ્તે આવતી હતી.

નજીબ-ઉ-દઊલ્લાએ તે સવાલ પુછ્યા.

તે છોકરીએ હિંમતથી જવાબ આપ્યો કે મરાઠા કાંપમાં સરકાર! અમારા હિંદુ લોકોની કાંપમાં! મારે પરદેશીની કાંપમાં શું કરવા જવું જોઇએ કે જ્યાં અમારી ભાષા સમજવામાં આવતી નથી. અને જો કે મારી ખરાબ રીતે બરદાસ ન થાય તોપણ મને કંઇ ખાવાનું મળે નહીં.

અફગાન બાદશાહે કહ્યું કે આ છોકરી જાસુસ નથી ને તેણીએ જે કહ્યું તે ખરૂંછે. જ્યારે તે જવાબ આપતી હતી ત્યારે તેણીના બોલો ખુલ્લા અને શુધ્ધ અંતઃકરણના હતા. નવાબ સાહેબ તમે તેણીને શું કહી બોલાવોછો. તેણીનો વેશ મને નવો અને અજાએબી ભરેલો લાગેછે.

નજીબ-ઉ-દઉલ્લાએ કહ્યું કે ખાવીંદ તે વેરાગણ કહેવાયછે. હિંદુ દરવેશણીની એક જાત જે કે ગાઇને અને માંગીને પોતાનું ગુજરાન ચલાવેછે. તે દરેક હિંદુ કાંપની આસપાસ ફરેછે અને સીપાઇઓને ગાયનથી ખુશી કરી તેઓની પાસેથી બક્ષિસ મેળવેછે. જ્યારે પ્યારની અંદર વિઘ્ન આવેછે ત્યારે સ્ત્રીઓ વારંવાર વેરાગણ થઇ જાયછે.

હાફીઝ રહમતે મોટેથી કહ્યું કે તેણીને પેલા બે વિલાયતીઓએ બિગાડી અને અપમાન કરયું તે ઘણી શરમની વાત છે. અને શાહથી સંભલાય નહીં તેમ ધીમેથી બોલવાનું શરૂ રાખ્યું જે, હિંદુને મુસલમાન કરવા આલમગીરે પ્રયત્ન કરવો જોઇએ એ આપણા ખરાબ નસીબને રૂચશે નહીં. અને હિસાબ બાકી કાઢીને દરેક મુસલમાનને હિંદુ બનાવવાને બાઉએ હમણા મેહેનત કરવા માંડીછે. દ ખણીઓની સાથે જોડાવવું એ કદાચ ખરાબ નહીં કહેવાય? અટકની અને દરિઆની પેલી તરફના અફગાન અને બીજાઓને હાંકી કાઢવા

અને દખણીઓની સાથે જોડાવું એ ખરાબ રીતી છે.

સુજા-ઉ-દૌલાએ તેજ પ્રમાણે ધીમેથી કહ્યું કે "આમીન" (તે-જ પ્રમાણે છે.)

અબદલઅલીએ તરતજ પોતાની જીનની આસપાસ ફરી પુછ્યું કે તમે "આમીન" શું કહ્યું ? અને કોને કહ્યું ?

કોને શું ! હાફીઝ રહમત કહેતો હતો કે તે આશા રાખેછે કે મુસફ્ફાઇથી આ ગરીબ છોકરીને ઇજા થવી નહીં જોઇએ. અરધા શી-કા સુધી દિલ્લીની કોર્ટમાં કેલવણી લઇ લખનૌના રાજકર્તાનો તે હા-જર જવાબ હતો.

શાહે તેણીને પુછવા કહ્યું.

નજીબ-ઉ-દઉલ્લાના પુછવાપરથી તે વેરાગણે જવાબ આપ્યો કે નહીં મારા સાહેબ. ભગવાનની મેહેરબાનીથી અને તમારી છાંયાના આશ્રયથી મ્લેચ્છની તાકાત નથી કે તમારી ગુલામને એક હાથ લ-ગાડી શકે. તમારા જેવા દુરાની બાદશાહના અમલમાં અમારી ગુ-લામની આબરને કોણ ધક્કો પહોંચાડી શકે એમ છે. !

અહમદશાહે જરા રહીને બીજી વખત કહ્યું કે તમે કહોછો કે તેણીનો ધંધો ગાવાનો છે ત્યારે આપણુને પણ તેણીનું ગાયન સાં-ભળવું જોઈએ.

નજીબ-ઉ-દઉલ્લાએ બાદશાહના હુકમનો તરજુમો કહીસંભળાવ્યો.

વેરાગણે કહ્યું કે "જો હુકમ" હું હુકમને તાબેછું. મારી બીન તેઓની પાસેથી અપાવો.

દાઉદને જ્યારે પકડયો હતો ત્યારે જે યંત્ર તેની પાસેથી લઇ લેવામાં આવ્યું હતું તે હમણા નજીબ-ઉ-દઉલા પાસે પડયું હતું તે તેણીને આપવામાં આવ્યું.

અહમદશાહના ઘોડાની સામે તે જમીન ઉપર નીચે બેઠી અ-ને પોતાની આંગળીઓ તાર ઉપર ફેરવીને અને ખીલીઓને ટાટ કરીને બીનને તેનાં સ્વરમાં આણી. જ્યારે તે તૈયાર થઇ ત્યારે તે ઉભી થઇ બાદશાહના ઘોડાની ખરીને અડકી અને બધાઓને નમી સલામ કરી તે પોતાની જગ્યાપર પાછી બેઠી અને બીનને પોતાના ખભાપર લઇ રમત શરૂ કરી.

થોડી વખત આલાપ ગાઇ પોતાના યંત્રના સ્વર ખુલ્લા કરી એક સુંદર ગીત ગાયું.

હિંદુસ્તાનની અંદર ગાયનમાં જે યંત્રો વપરાય છે તેમાં ઘણુ

કરીને બીન એ એક ઘણુંજ વખણાએલું છે અને સાધારણ રીતે તેના સ્વરો દરેક દેશના લોકો વખાણે છે. વેરાગણે તે સારી રીતે વગાડયું. તેણીનો સ્વર સુંદર અને વખાણવા લાયક હતો. તેણીએ વખતને અનુસરતું સુંદર ગાયન ગાયું. હિંદુસ્તાનનો મલારનો રાગ વખાણવા લાયકનો હતો. દેશી મધુરતા જે તેના તિક્ષ્ણ, પડતા અને ચઢતા કરૂણાજનક સ્વરોથી અને તેના એક સરખા રાગોથી હિંદુસ્તાનના રહેવાસીઓ કરતાં પરદેશીઓને જલદી ખુશી કરી શકે છે. દરેક જણાઓ પછી જોઇએ તો જંગલી હો, અથવા તો ગાયનના શોખીન હો, તોપણ જેટલા તેણીની આસપાસ હતા તેમાં વધારો થયો હતો, કેટલાક અફગાનો જેઓ તેણીના ગાયનના કેટલાક શબ્દો સમજ્યા હતા તેઓ આગલ આવ્યા અને શાહની આસપાસ ઘણી ભીડ થઈ રહી અને તેણે તેણીની તરફ માયાળુપણે જોયું. લુતફઉલ્લાહ પોતાની મેળે તેણીના તરફની પોતાની લાગણીમાં પડયો.

છેલ્લું ગાયન થઇ રહ્યું અને વેરાગણે પોતાનું બીન નિચું મુકયું કે અહમદશાહે નજીબ-ઉ-દઉલ્લાને ગીતનો અર્થ કરી બતાવવાને અરજ કરી.

જુવાન સીપાઈઓએ જુવાબ આપ્યો કે "જમાનાના ધણી" તે એક પ્યારનું ગીતછે જેમાં એક સ્ત્રી પોતાના પ્યારાને વર્ષારૂતુની ખુસાલીમાં ભાગ ન મળવાથી અને તેના વિયોગથી વિલાપ કરેછે. જે વર્ષા રૂતુને હિંદુઓ પ્યાર અને મોજશોખનો લાયક વખત માને છે.

અરે ! હું સમજ્યો. તે એક જુની વારતા છે. એવી પષ્ટોમાં ઘણીછે. બાદશાહે કહ્યું કે પરસીઅનની વાત હમણા મુકી દો. ગમે તેમ પણ તે સારી રીતે ગવાયેલછે. હવે તેણીનું શું કરવું.

બેપરવાથી સુજા-ઉ-દઉલ્લાએ કહ્યું કે તેણીને કાંપ બહાર કાઢી મુકો અને જવા દો.

લુતફઉલ્લાખાન પ્રણામ પુર્વક માનથી વચમાં પડયો અને તેણે કહ્યું કે "જગતના ધણી" હું ધારૂંછું કે તેણીના વિષે આપણે થોડું જાણીયે છીએ. હું માનપુર્વક કહુંછું કે અંતે તે એક જાસુસ હોવી જોઇએ. જો બાદશાહ મને હુકમ કરે તો એક બે દિવસ તેણીને હું સહીસલામત રાખું અને જોખમદાર બનું.

લુતફઉલ્લાહની આંખ તરફ અહમદશાહે જરા ગુસ્સાથી જોયું. કદાચ તે રાજા અને માણસનો અનુભવી પરીક્ષક તેની ખરી મતલ-

બ તેના છેલ્લા શબ્દોપરથી સમજી ગયો હોય નહીં ! છેલ્લા જવાબને વાસ્તે તે કેટલાક ઠપકાને પાત્ર હતો.

તું પણ લુતફઉલ્લા ! નહીં ! હું તેણીને ઓળખું છું. તેને અટકાવવાની કંઇ જરૂર નથી. તેણીને કાંપ બહાર મોકલી આપવા દો. અને કોઇ પણ તેણીને હરકત કરે નહીં તેની લુતફઉલ્લા તપાસ રાખજે. બગદાદના બાદશાહના હુકમથી જે કોઈ તેણીને એક આંગળી લગાડશે તો તેનો હું હાથ કાપી નાંખીશ. એટલુંજ કે ! હવે અમને જવા દો.

હારીઝ રહમતે પોતાની ચાલાક ઘોડીપર બેસીને બાદશાહની સામે આવી કહ્યું કે હમણા નહીં. આપણે તેણીનું ગીત સાંભળ્યું છે માટે તેણીને બક્ષિસ આપવી જોઇએ. એટલું કહી એક સોનાનો સિક્કો ગાનારીના તરફ ફેંકયો.

અફગાન બાદશાહે કહ્યું કે "સાબાશ, સાબાશ"! તેણીએ આપણને પરદેશી, જંગલી અને તેના હકો અને રીતભાત ન સમજનારા કહ્યા. તેણીએ કહ્યું કે તે આપણી પાસેથી કોઇ પણ પ્રકારના રોટલાની આશા રાખતી નથી, તેણીએ મરાઠા કાંપમાં જઇને આપણને બેવકુફ અને કંજુસ કહેવા ન જોઈએ. "અરે ! જવામરદ બેહેરીન" એમ કહી એક વીસવાસુ ગુલામ જે કે તેની બાજુપર ઊભો હતો તેના તરફ ફર્યો અને કહ્યું કે ખુરાસાનના બાદશાહની યાદદાસ્તને વાસ્તે તેણીને એક ઉતમ એધાણી આપ. અને તેને ભાઉના મોંઢા આગલ ફેંકવા કહે.

લખનોના સુબાએ પાંચ પવિત્ર પુરૂષોના નામે જેવા તેણીને સિક્કા આપ્યા તેવા પોતાના તરફથી પણ કેટલાક રૂપીઆ ઉમેર્યાં કારણ કે તેણી મારા પણ તમારા જેટલાજ વખાણ કરે. કેમકે કાશીરાવ કહેછે કે મારી પાસે મારી પલટણના સીપાઇઓને પણ આપવા પઇસા નથી.

નજીબ-ઉ-દઉલ્લાએ કહ્યું કે જો એમજ હોય તો તેણીને વધારે આપવા દો. હમણા મારી પાસે પૈસા નથી એમ કહી તેણે પોતાના ગળાંમાંથી સોનાની સાંકળી કાઢી તેણીની તરફ ફેંકી.

અહમદશાહે મોટેથી બુમ પાડી પષટો ભાષામાં પોતાની પાસે વાત કરનારા સીપાઇઓને કહ્યું કે તેણી મરાઠા કાંપમાં ભાઉના વખાણની કવીતા ગાવા જાય છે ! આપણા આ બંને બહાદુર લશ્કર સંબંધી તેને કંઈ ગાવાનું કારણ મલવા દો ! અફગાન લડવૈયાના માનને વાસ્તે હિંદુ દરવેશણીને કાંઇક આપો।

હજુ સુધી તે બોલતો હતો એટલામાં લુતફઉલ્લાએ પોતાની આંગળીએથી એક ઘણી કિંમતી વીટી કાઢીને તેણીને આપી. અને આ પ્રમાણે પોતાના રાજકર્તાને ઢાંકી નાખ્યો.

હાજર રહેલા દરેક માણસોએ છોકરીના તરફ કાંઇ કાંઇ ફેંક્યું અને તેણીની પાસે થોડી વખતમાં જુદી જુદી જાતની ચિજો અને સિક્કાઓ વિગેરે કિમતી માલનો ઢગલો થઇ ગયો. એટલે મુસલમાન લશ્કરનો આગેવાન ચાલ્યો ગયો.

આગલ વાંચી ગયા તે પ્રમાણે, તેઓની મરજી માફક જેમને તેમ છોડયા બાદ, વેરાગણ અને લુતફઉલ્લાહ પરસ્પર જોતા ઉભા રહ્યા.

વાંચનારાઓ વેરાગણ સંબંધી જાણતા હોવાથી હમણા લુતફઉલ્લાહની તરફ નજર કરીએ. બાવીશ વરશનો જુવાન કદાવર આ અફગાન હતો. લાંબો અને મજબુત છતાં, ખુબસુરત પહોળા ખભા, પાતળી કડ અને ભરેલી નસોવાળા લાંબા હાથથી દેખાવડો જણાતો હતો. તેનો ચેહેરો, ગરૂડ પક્ષીની ચાંચ જેવા નાજુક નાક અને મોટાં પાતળાં નશકોરાંથી શોભાયમાન હતો. તેનુ મોં જરા તરા પહોળું, દે ઊઘાડ થતું ન હોય તેવું, લાંબી સોભીતી કાળી મુછો જેના છેડા સંભાળથી ગુંચળા વાળી ઉપરના ભાગ સુધી લઇ જવામાં આવ્યા હતા તેથી શોભતું હતું. લીસું અને ઉંચું કપાળ, તેલ અને સુગંધીથી ભરપુર વાળોના ગુંછળાથી શોભી રહ્યું હતું. નીચેના ભાગની હડપચી આગલથી જુદી પાડેલી ગુચ્છાદાર દાઢી,-ગાલોની આસપાસ વાંકી વાળેલી હતી. તેની મોટી મારકણી અને નાજુક આંખ ઉપર, આંખની કીકીનુ રક્ષણ કરનાર, નાકના મૂલને મળતી ઝીણી કોતરાવેલ, ભમરો આવી રહી હતી. મૂળની નીચે જરા આગળ અને દાંતોની ઉપર, ખુલતા, ઇસારો કરતા, કમાનની જોડી માફક વાંકા વળેલા, ભરેલા પરવાળા જેવા રતાસવાળા, શોભીતા હોઠો હતા. આખી દુનીયામાં જુદા જુદા રૂપાંતરોએ વખણાએલા ચેહરા માંહેનો આ પણ એક નમુન ચેહેરો હતો. આ ઉપરથી સ્વભાવીક આ માણસ, બહાદુર, સારા સ્વભાવનો, રીતભાતમાં સાદો અને સુધરેલો, ઘણું કરીને બુદ્ધિવાન, દેશ અને ઉમરના ફરજીઆત કામોમાં ચાલાક અને પાવરધો હોવો જોઇએ. આટલું છતાં પણ એક સાદી, સેહેલી, અને નમાલી બાબતમાં, ઘણીજ મુશકેલ બાબત સંપાદન કરવાને લાયક થવાને પ્રયત્ન કરનારની જેમ, સારા નરસાનો કાંઇ પણ વિચાર ન કરતાં, એક મળતીયા અને ખુશ મીજાજી પઠાણનો ચેહેરો, આ વખતે ન હોતો બુદ્ધિવાનના ચેહેરાને મળતો કે ન હોતો લુચ્ચા મા

ણુસના ચેહેરાને મળતો; પણ એક વિચારવાન માણુસના ચેહેરાને મળતો જણાતો હતો.

તેનો પેહેરવેશ લશ્કરી સરદારને મળતો હતો. માથાપર લોખંડની ટોપી હતી અને શરીરપર ઝીણું કાચોથી ભરેલું અને જરીકામથી શોભતું બખતર આવી રહ્યું હતું. રૂપેરી કામથી ભરેલા મ્યાનવાળી તરવાર કમરને લટકતી હતી. જુદી જુદી જાતના રેશમથી ભરેલા ઘુટણ સુધીના મોટા શોભીતા જોડા હતા. કમરની આસપાસ સોનેરી જરીકામથી ભરેલી આશમાની શાલ કે જે, સોનાની અને હાથીદાંતની કડીઓથી શીવેલીછે એવા ચામડાના કમર પટાપર સાવેલી હતી તે, આવી રહી હતી. આ કમરપટામાં લાંબી, મજબુત, ભરેલી પીસ્તોલ, ગોળી નાંખવાની થેલીઓ અને પેશકબઝ હતા. બંને ખભાની ઉપર રંગીન, પીતલના ચાર ટોપકાંવાલી ગોળ ઢાલો હતી. પોતાને પસંદ પડતું, સેહેલાઇથી ફેરવી શકાય એવું અને દુરાની દુશ્મનોનું મરાઠાના ઘોડેસ્વારોની સામે કામ કરવાને તલપી રહેલું શોભીતુ ભાલું જમણા હાથમાં હતું.

લુતફઉલ્લાહખાનને જો કે આપણે જુવાન અને વધારે બુદ્ધિ વગરનો કહ્યા છતાં, પણ અફગાન લશ્કરીઓમાં બીજી પાયરીનો અગત્યનો અને વિચારશીલ પુરૂષ હતો. જે જાતનો અહમદશાહ પોતે હતો તે, અબદલ્લાઝ પોપલઝાઇ શાખાનો વંશપરંપરાનો તે એક સરદાર હતો. મીરવુઝાને મહમદ ગીલઝાઇની સાથે ઇરાન ઉપર ચઢાઇ કરતાં જોનારો' નાદીરશાહના મરણ સુધી નોકરી કરનારો, અને દુરાની રાજા તરફથી જાન આપનારો, ફેઝુલ્લાખાન તેનો બાપ હતો. ફેઝુલ્લાખાનના મરણ કાળમાં જો કે લુતફઉલ્લાહ બાળક હતો છતાં પણ આ વખતે તેની શક્તિ કરતાં વધારે હુકમ અને સત્તા મળવાથી, અને સોંપેલું કામ બરાબર બજાવવાથી તે અફગાન શાહનો માનીતો હતો. તેની સાથના બધા સરદારોથી વધીને, ખસો ઘોડેશ્વારની મજબુત ટુકડીની સરદારી લઇ, લડાઇના મેદાનમાં બેવાર બહાદુરી બતાવવાથી તે વખણાયો હતો. આ ઉપરાંત શાહે વારંવાર મોટા પગારથી મોટા ભાગપર હકુમત ચલાવવા નીમ્યો હતો અને હમણા છાવણીના મુખ્ય દરવાજાની દેખરેખ રાખવાનું જોખમ ભરેલું કામ સોંપ્યું હતું.

લુતફઉલ્લાહને જોતાંનીવાર મોહબ્બત લાગ્યાં હતાં. તેનાં બચાવને વાસ્તે કરેલી તેણીની અરજે તો પ્યારનો આતસ વધારે સળગાવ્યો હતો અને હમણાના તેના ગાયનના મધુર અને બાંકા સ્વરે તો બળતાંમાં ઘી હોમવા જેવું કરયું હતું. અહમદશાહે આજ કાર-

ણુથી જુદા પડતી વખતે સખત ધમકી આપી હતી. છતાં પણ તે, મળી શકે એવી આ ભટકતી નાઝનીને, મેળવવા વિચાર કરતો હતો. તેણે બાદશાહના હુકમની પણ દરકાર ન કરતાં આ ખુબ સુરતીને ફાંસાંવાલાં અને લાલચથી પણ મેળવવા નકી કર્યું હતું તેથી તેણે, મધુર વાણીમાં નીચે પ્રમાણે તુટક હીંદુસ્તાનીમાં બોલવું શરૂ કરયું કે:—

"ગુલ એ ગુલસ્તાન!" (બગીચાના ફુલ) બાદશાહ તો ગય અને તને તો મારા તાબામાં રાખી ગયાછે. અરે! ચંદ્ર મુખી! તુ શું હુકમ કરેછે? "હુકમ સાહેબ!!" નમ્રતાથી તે છોકરીએ જવાબ આપ્યો. આ ગુલામ તમારા જેવા સરદારને શું હુકમ કરે? લુતફુલ્લાહ વચમાં બોલી ઉઠયો કે, તારા જેવી મનોહરી તો જે ચાહે તે હુકમ કરી શકે. જો તું હુકમ કરવા મેહેરબાની કરીશ તો હું તેને તાબે થવા તૈયારછું. તેં જેમ તું ગુલામછે એમ કહ્યું છે તેમ આ તારો ધણી પણ તારાપરથી પોતાની જીંદગી કુરબાન કરવા આનાકાની કરે એમ નથી એ ખાત્રીથી માનવું. તે તેણીના તરફ તાકીને જોવા લાગ્યો.

વેરાગણ, મોં નીચે નમાવી, આંખમાંથી પાણી લાવતી, જ્યાં સુધી તેણીને બોલતાં અટકાવી નહીં ત્યાં સુધી બાલતી રહી કે, મેં જેમ બાદશાહને કહ્યું છે તેમ મારે હિંદુની છાવણીમાં જવું જોઇએ. એજ ઇચ્છા છે સાહેબ!

લુતફુલ્લાહે કહ્યું કે, દીલરૂબા (પ્રાણ પ્યારી)! જવાનો રસ્તે ભયંકર છે. વળી તારી પાસે જે છે તે પણ લુંટાઈ જશે. વાસ્તે વધારે સારૂં તો એજ છે કે, હું (લુતફુલ્લાહ) જે કે, પોતાની મીઠી જુબાનથી અને આંખના ભભકા ભરેલા કટાક્ષથી, અસાધારણ સુખ આપવા ઇચ્છુંછું તેની પાસે સુખેથી રહે. આથી હું તારી રક્ષા કરીનેજ ભાગ્યશાળી થયો એમ સમજીશ. તારી મરજી હશે તો આવતી કાલે હું તને મરાઠા લશકરની નજદીકમાં મુકી આવીશ.

વેરાગણે શાંતપણે કહ્યું કે બાદશાહે મરાઠા છાવણીમાં પોંહોંચાડવાનો હુકમ કર્યોછે. હવે તો બધુંએ થયું સાહેબ!

લુતફુલ્લાહે કહ્યું કે બરાબર, બરાબર, પણ મને પોતાને હુકમ કર્યો નથી. હું તો આ દરવાજાપર ચોકી કરૂંછું તેથી તે મુકી ક્યાંએ જઈ શકું એમ નથી, આવતી કાલે બીજા માણસને અહીં ચોકી સારૂં રાખી હું તારી સાથે આવીશ.

અગરજો આ જુવાન અફગાન લાગણીના દબાણથી પોતાની

કલ્પના કરતો હતો અને આશા રાખતો હતો કે તેના મધુર ભાષણની અસર તેણીના મનપર થઈ હશે. પણ તે તેમાં ખરેખર ગોથાં ખાતો હતો. આ મુજબ તેણીની હઠીલાઈથી તેને શક જતો હતો કે કદાચ તેની મધુર વાણી તેણીથી નહીં સમજાઈ હશે તો ?—

હિંમતથી અને નમ્રતાથી તે વેરાગણે જવાબ આપ્યો કે મારા સાહેબ આપે જાતે મારા જેવી ગુલામડીના વાસ્તે મેહેનત લેવી ન જોઇએ. કોઈ વીસવાસુ સીપાઇ કે ચાકરને આપને બદલે મારી સાથે મોકલો.

કેટલીક વખત આ અફગાન ખામોસ રહ્યો. થોડી મુદત બાદ તેણે વધારે છુટથી બોલવા શરૂ કર્યું કે હમણા જવાથી તેં જે મેળવ્યું છે તે ગુમાવી બેસવાની અને મારી સાથે રહેવાથી જે મેળવ્યું છે તેમાં તું વધારો કરવાની.

વેરાગણે જવાબ આપ્યો કે મને તે જોઈતું નથી તેમજ મેળવેલું જતું રહે તેની ફીકર પણ નથી. આટલા બધા પૈસાને હું શું કરવાનીછું ? હું તેને ક્યાં રાખવાની? હું તે કેમ ઉપાડી શકું ? મને કે જેને પરમેશ્વર ભગવાન જેવા ટુકડો રોટલી દરરોજ આપે છે તેને આ પૈસાની શી દરકાર છે ?. મારી પાસે જે પૈસા છે તે જો સહીસલામત મારી પાસે રહ્યા તો, હું તો મારા જાતભાઈઓને આપી દઈશ. ખરેખર ! આના અડધા તો મારી મરજી પ્રમાણે સલામતીથી મને પોંહોંચાડનાર પુરૂષને હું આપવાની છું.

તે વખતે પાસેના સીપાઇઓમાં ગડબડાટ થઇ રહી હતી.

લુતફુલ્લાહ હવે ઘણું કરીને બંધાઈ ગયો હતો. એતો ખુલ્લુંજ હતું કે વેરાગણ તેના શરીરના દેખાવથી અને પૈસાથી લલચાય એમ નહોતી ; તેમજ બાદશાહનો હુકમ મળ્યા બાદ તેણીપર તે દબાણ કરવા હિંમત કરી શકે તેમ પણ નહોતું. તેણીના પછી જોઇએ તો મનથી અથવા જોઇએ તો ગમે રીતે પણ કહેલા મોટા ઈનામની આશાના શબ્દોએ પાસે ઉભેલા મજબુત અને ચાલાક સીપાઈ બચ્ચાઓનું મન ડગવ્યું હતું. આ લોકો નાઉમેદ થયા હતા છતાં પણ તેઓ ખરી બાબદ બાદશાહના કાનપર લાવી, તેના એક વિસવાસુ માણસે કેવી રીતે બાદશાહના હુકમનો અનાદર કર્યો તે જાહેર કરવાને ભાગ્યેજ નિષ્ફળ થાય એમ હતા.

આખરે આ જુવાન સરદારે નીરાશા ભરેલી કોસીશ કરી.

તેણે કહ્યું કે હે ખુબસુરત નાજની ! કદાચ તું મારૂં બોલવું બરાબર સમજી નહીં હોય. હું તને મારી સાથે રાખવા ઇચ્છુંછું કા-

રણુ કે તારી ખુબસુરતીનો આતસ મારૂં અંતઃકરણુ બાળે છે. જાને-મન ! (મારા પ્રાણ) મારી સાથે રહે. હું તને તારી આખી જીંદગી-માં નહીં જોએલું સુખ આપીશ.

હું એક સખી ઉમરાવ અને વળી ઘણા પૈસાવાળોછું. મારી આખી દોલત હું તારા ઉપરથી ઓવારી નાંખીશ. પેહેરવાને સોનાના દાગીના, જમવાને રૂપાની રીકાબી, ભાતભાતના મન માનતાં ભોજન જમવાનાં, તારી હાજરીમાં રહેવાને ગુલામો, તારા હુકમમાં રહેવાને સીપાઇઓ, બસ નથી હુર (બેગમ)! ખાખનસીની (ધુળમાં બેસનાર) હમણાં તું જેવી છે તેના કરતાં સારી થા! હું તને દીલોજાનથી ચાહુંછું. તારી ઉપરથી શરીર અને આત્મા કુરબાન છે!

વેરાગણુ થોડી વખત તેના તરફ ઉભી રહી. તેણી હમણાંજ ગુજરી ગએલી એક ધારતીમાંથી બીજી ધાસ્તીમાં આવી પડવાથી અચંબો પામી જોવા લાગી. તેણીને લાગ્યું કે તે એકદમ છુટી ગઇ છે પણ હજી સુધી તે જે ફાંસામાં પડી હતી તેમાંથી છુટી નહોતી. તેણીએ ઘણીજ નમ્રતા અને મધુરી વાણીએ કહ્યું કે :-

સરકાર તમે મારા તરફ હસતા હોવા જોઈએ! મારા જેવી ભટકતી વેરાગણુની મશ્કરી કરવા તમારે શા વાસ્તે રંજ ખેંચવી જોઇએ?

લુતફઉલ્લાહ તેણીના ભાષણના ભાંગ્યા તુટયા શબ્દો સાંભળી મોટેથી બોલ્યો કે મશ્કરી? વલ્લાહ! બીલ્લાહ! હું તો બગદાદની પવિત્ર જમાના, ઘોસમોહીઉદીન અબ્દુલકાદર જીલાનીના, મુઝાર એ સરીફની કબરના, કુરાનના, કસમ ખાઇ કહુંછું કે હું તો ખરેખર સાચા દીલથી કહુંછું.

આ હિંદુ વેરાગણુને જરા કંપારી છુટી અને જેમ હતી તેમ બે હાથ જોડી ફરીથી તેણે કહ્યું કે :-

ગરીબ પરવર! તમારી ગુલામડીને બચાવો અને કાઢી મુકો! વિચાર કરો કે, હું એક હિંદુ છું, એક બીજા ધર્મની છું કે જેથી મારાથી મારી જાત અને ધર્મ મુકાઇ શકાય એમ નથી. હું તે શું બીસાતમાં છું કે જનાબની ચાકરી કરવા હુ કિંમતી ગણાઉં. હું ગરીબ બીજી જાતની, એક ભીખારી, એક ભટકતી, તમારા જોડાની ધુળના કરતાં પણુ ઉતરતી છું.

લુતફઉલ્લાહ વચમાં તેની એક જુની કેહેવત પ્રમાણે બોલી ઉઠયો કે "રાજે કે મન ભે, સો રાની કહે" (રાજાને ગમે તે રાણી.)

તે વેરાગણે કહ્યું "જગતપ્રતિપાલ! માફ કરો સાહેબ."

નાઉમેદીમાં જુવાન સરદારે કહ્યું કે, માત્ર એક દિવસજ! ના

પાડવા છતાં વધારે તો કયો બેવકુફ તને રાખશે ? તારા જેવા ગરીબ અને મોંથી આનાકાની કરનાર તે એક કેમ થઇ શકે ? જે તું માંગીશ તે હું આપીશ ? શું તું મને નથી ચાહતી ? શું હું ઘરડો છું ? શું હું કદરૂપો છું ? વાંકો તેડો છું ? હું નીચકુળનો છું?

વેરાગણે કહ્યું "પૃથ્વીનાથ! હું એક હિંદુ છોકરી છું."

"હિંદુ છોકરી નહીં શું ? મુસલમાન અમીરો અને સીપાઇઓની સાથે તારાથી પણ વધારે ઉંચ હિંદુ છોકરીઓ તેમની જાત જાલવી ધણીએ રહીઓ છે. અરે ! ખુબસુરત નાજની ! માત્ર કાલને વાસ્તે ! હું તારે વાસ્તે બ્રાહ્મણ રસોઇઓ તને પીતળના વાસણમાં પાણી લાવી આપવા વાસ્તે તેડાવીશ ! તું જો કે દરજ્જામાં એટલી બધી હલકી છે છતાં તારી ખુબસુરતીને લીધે, તારી પ્રાર્થના કરનાર એક મોટા સરદાર અને સીપાઈના વાસ્તે કાંઈ વિચાર કર ! તેનાપર જરા દયા તો લાવ!" લુતફ્ઉલ્લાહે કહ્યું.

તેણીએ કંઈ પણ જવાબ આપ્યો નહીં. હાથ જોડીને આંખ નીચે નમાવીને, કાલાવાલા કરીને, મોં પાડી નાખવાથી, અને રડવાથી, મેળવવાનું માત્ર એજ હતું કે તેનાથી છુટકો થાય.

લુતફ્ઉલ્લાહથી પણ આથી સારીપઠે સમજાયું હતું કે લાંબી મુદત આ માફક આજીજી અને દબાણ કરવાથી તેનું કાંઈ વળે એમ નહોતું અને તેમ કરશું તે બધું નિરર્થક હતું. વખાણ, નાઉમેદી, ગુસ્સો, જે તેણીના ખુબસુરત ચેહેરા ઉપરથી જણાઇ આવતાં હતાં તે તરફ તેણે થોડા વખત ગુસ્સામાં તાકીને જોયા કર્યું.

સલાહ સમજુતીથી આ બાબત પતી જાય એવી આશા હવે ખરેખર તેને થોડી હતી. આખરે તેણે કહ્યું કે તારે જોઇએ તેમ કર પણ શાહને તાબે તો મારે થવુંજ જોઇશે. તેણીને ઉભી રાખી બુમ પાડીને, શાહના હુકમને વાસ્તે કહ્યું કે ઝમરૂદ ! તમે કયાં છો ?

વેરાગણની આસપાસ વિટલાયલા ટોળાની વચમાં થઇને ઠીંગણો મજબુત અને કાળો હબસી પોતાના ભાલાની અણી વતે લોકોને બાજુપર કરતો નીચે વળી સલામ કરી તેની આગળ આવી ઉભો.

વેરાગણની આસપાસ વિંટલાયલા ટોળાની વચમાં થઇને, ઠીંગણો મજબુત અને કાળો હબસી પોતાના ભાલાની અણી વતે લોકોને બાજુપર કરતો નીચે વળા સલામ કરી તેની આગળ ઉભો.

બાજુ ખસો, બાજુ ખસો તમે મૂરખાઓ બાજુ ખસો! એમ જુવાન અફ્ગાન ગુસ્સામાં આવી પોતાના ભલાવતે પાસે ઉભેલાઓને દૂર કરવા લાગ્યો. જે ઉપરથી તેની નાઉમેદીનો બદલો તે જાણે આ-

વીજ રીતે લેતો ન હોય એમ જણાયું. ભાલાના ફટકાની અસર તો માત્ર જેને તે લાગ્યો તેનેજ થાય પણ ગુસ્સાના જોસ્સ ભરેલા શબ્દોએ જોવા ઉભેલા બધાઓને એક સરખી અસર કરી. તે અહીંથી તહીં ઘુમ્યો જેથી કે થોડા વખતમાં વેરાગણની આસપાસની જમીન સાફ થઈ ગઇ. પછી લુતફઉલ્લાહ ઝમરૂદના તરફ આવ્યો. આ ખુલ્લી જગ્યાપર પોતાને વાસ્તે ફરીથી દખાણ કરવાનું શરૂ થાય તે પેહેલાં ઝમરૂદના કાનમાં તેણે બે શબ્દો કહ્યા.

તે બુમ પાડી બોલ્યો કે ઝમરૂદ! એકદમ જઇને બીરબલને કહે કે આ મીજાસણને મુકવા જાય અને જ્યાં તે આજ રાત્રે સુવે ત્યાં સાવચેતીથી સુવે એમ કહેજે. નાદીરના જીવને ખાતર જેમ શાહ કહે છે, તેમ કરીશ. જેવો તે હબસી જુદો પડયો તેવો મોટેથી બોલ્યો કે "બાઉના પોતાના તંબુમાંથી પણ હું તને લાવીશ."

કેટલીક મુદત સુધી વેરાગણના તરફ તેણે માર પછાડ કરી આખરે જે વારંવાર આંખના ઇસારા કરતો હતો તે માત્ર એક ઇસારા સીવાય તે જગ્યામાં ગતિ રહિત એકલો રહ્યો. આસપાસ થોડે છેટે ઉભેલા પાહાડી લોકોની વચ્ચે છાતીપર હાથ રાખી, નીચું જોઇ પોતાનું બીન બાંધુ અને મળેલા પૈસા સાથે લઇ વેરાગણ ચાલતી થઈ.

લુતફખાને આખરે ઠરાવ પ્રમાણે તેના માણસને રજા આપવા પેહેલાં કેટલોક વધારે વખત લીધો. પોતાની પાસેના ખુબસુરત ચેહેરા તરફ હુકમ આપવા પેહેલાં એકી આંખે જોયા કીધું. પોતાનાં ગુસ્સાના વધારાથી જરા ચિરડાઇને તેણે કહ્યું કે, દોસ્તમહમદ! મરાઠાને આપવા જનારી ટુકડી ઉપર તારે અમલ કરવાનો છે. તારી અસાધારણ શકિત છતાં તારે લડાઈથી દૂર રહેવાનું છે તેથી તું રણખંભમાંનો જે કોઈ દખણી તને મળે તેને આ સ્ત્રીને આપજે. દરવાજા આગલ તેણી ને તેણીનાં સામનને લઈ જવાને ઉંટ તૈયાર કરી લાવ. યાદ રાખજે કે તેણી જે ખુશીથી આપે તે શિવાય વધારે કંઇ લેવાનું નથી. તેણીની સલામતીને વાસ્તે તારૂં માથું જામીન છે. જો તેણીને કંઇ પણ નુકશાન થયું તો મારે તારી પાસેથી તેણીને લેવી જોઇશે. કાસીમખાન, મીર અલાદ, જગનશાહ, હુઝરા અબદુલ રેહેમાન, શમસુદીન, ગીલઝાંઇ, ખાઉઝારોશનતાતારી, તમે તેની સાથે જવા તૈયાર થઓ.

ઉપર જે માણસો કહ્યાં તે બધા બહુંવર્ણા અને લુતફઉલ્લાહના ખાનગી સીપાઇઓ થવા તેના પર આધાર રાખનારા હતા.

જેઓ પોતાની તૈયારી કરવા સારૂ ત્યાંથી ગયા અને જુવાન સરદાર વારંવાર તેના કાલાવાલાની દરકાર ન કરનારીના તરફ ચુકા-

વીને કટાક્ષ કરતો અહીંથી તહીં ફરવા લાગ્યો. થોડા વખતમાં દોસ્તમહમદ અને તેના માણસ સવાર થઇ ઉંટ તૈયાર કરી આવ્યા. આ ઉંટપર જીન અને બીજો કેટલોક શોભતો શૃંગાર હતો.

ઊંટને નીચે બેસાડયા બાદ વેરાગણ, જે માણસે તેને જીનનો વચલો ભાગ થોભવા કહ્યું તેની પછવાડે બેઠી. બીજી બાજુએ તેણીએ બીલકુલ નજર કરી નહીં, તેણીનો સામાન એક પોટલીમાં બાંધી ઉંટની આજુબાજુ દોરડાથી બાંધી લીધો હતો. તેણીનો બાંબુ બાંધેલો હતો અને જ્યાં સુધી ઉંટને રવાને થવાને કહ્યું ત્યાં સુધી બીન તેણીના હાથમાં હતું.

ઉંટ જે કે આ બધી તજવીજ થતી હતી એટલા સુધી બેઠું હતું તે હમણા ડોલતું ઉભું થયું. લુતફુઉલ્લાહે છોકરીને કહ્યું કેઃ—

અરે! પ્યારી! આખરે હવે તું જાય છે. અલ્લાહ હાફીઝ (ઇશ્વર તારી રક્ષા કરશે) આપણી બીજી વખતે મુલાકાત થશે કે?

વેરાગણે નમ્રતા પૂર્વક અને માનપૂર્વક સલામ કરી કહ્યું કે, સરકાર! મુલાકાતને વાસ્તે હું પરમેશ્વરને તેથી દુર રાખવા વીનંતી કરૂં છું. પણ આ મ્લેચ્છોમાંથી મને બચાવનાર અને સ્વતંત્રતા આપનાર અને મારે રસ્તે પાડનાર મારા સરદારને વાસ્તે હું દેવતાને આજીજી સાથે અરજ કરીશ કે, તેમને હજારો વરસનું લાંબુ આયુષ આપો.

આ ટોળું થોડેક દૂર ગયું નહીં હોય એટલામાં પાસેના એક સીપાઇએ દોસ્તમાહમદને હુકો લેવા બોલાવ્યો. આથી આ ટોળું થોડી વાર થોભ્યું. દુરાનીચીફ (લુતફુઉલ્લાહ) જે કે ઉપર કહી ગયા એ બાબતને લીધે, આ ટોળા તરફ આંખ ફાડી રહ્યો હતો તેણે, દોસ્તમાહમદને વાંકો વળી હોકાનો ધુમાડો કાઢતાં અને તેની પાસે થઇને એક માણસને જતો જોયો.

આતસી, ગરૂર અને ચીડયા જાતી સ્વભાવને લીધે, પાસેથી ગએલા માણસને મારવા પઠાણે હાથ ઉચક્યો પણ તરતજ તેને અટકાવવામાં આવ્યો. અહમદશાહના માનીતા અને સત્તાવાળા સીપાઇનો આવા ગુનેહગારથી અટકાવ થાય એમ ન હતું. પણ ગરીબ, કાળી ચામડીવાળો અને ફાટેલી ગોદડી ઓઢી ખભાપર વાંસ બાંધેલો જોઇ અને પાછળથી ન સમજાય એવી નીશાની થવાથી પઠાણ અટકયો હતો.

ઉંટની વારેઘડીએ ઉંચી નીચી થતી ડોકને લીધે ઘોડાઓ હણહણાટ કરી કુદી રહ્યા હતા. બુઢો તે તરફ ગયો અને તેની ઉમરને લીધે તે ઘણું માન પામ્યો.

અલહમદુલ ઇલ્લાહ! (સાબાશ ઇશ્વર)! થોડાક સંતોષથી લુતફુઉલ્લાહ બોલ્યો કે, શું બીરબલ તે મઝલમાં જાય છે?

# પ્રકરણ ૬ ઠું.

## રણખંભનો મેળાપ.

એક મોટા અને ફેલાવ પામેલા પીપળાના ઝાડની આસપાસ, મરાઠા અને મુસલમાન લશ્કરની વચમાં કેટલીક સપાટ જમીન હતી. આ જગ્યાની પાસે આગળના વખતના કોઇ બાદશાહે, દિલ્લી અને કરનલ વચ્ચે મુસાફરી કરનારને વિશ્રાંતિ સારૂ એક કુવો ખોદાવી, માટી કામનું એક ઝુંપડું ચણાવ્યું હતું.

પીપળાના ઝાડથી આસરે પચાસવાર નજદીકમાં, પોતાની અસલી રીત મુજબ મરાઠાઓએ રંણખંભ ઉભો કર્યો હતો; જ્યાં બંને સૈન્યના બહાદુરો મળે, અને પોતાની માનવંતી પ્રજાને ખાતર પરાક્રમ બતાવવા દંદ્ધ યુદ્ધ કરે. આ એક અલાયદી જગ્યા હતી. જ્યારે આસપાસ ભંયકર બાનો પકડાતાં હતાં ત્યારે, આ જગ્યા આજના કરતાં વધારે વખણાયેલી હતી. આના ઉપર હમણા, અગાઉ કહી ગયા તે પ્રમાણે લડાઇ લેવા તૈયાર થએલા શીવાય બીજા કોઈ આવ્યા ન હોતા. ખરૂં કહેતાં, એક અલાયદી ભયંકર જગા, ગાડીવાળાના ઉતારાઓ અને એક બીજાના પરસ્પર બોલવાના કરતાં, બીજા ઉપયોગની હતી. અહીંઆ બને સૈન્યના આગેવાનો મોઘમ ઠરાવના ખુલ્લા કે ગુપ્ત પત્ર વ્યહવાર ચલાવતા હતા; દુશ્મનના વાવટા નીચે લડતા મિત્ર અને સગાની ખબરો માણસો મેળવતા; તેઓની સંઘમાંથી લશ્કરને ખસેડવાને લાંચ આપવાનું યત્ન પણ અહીંઆજ થતું હતું; અહીંઆજ કેદીઓનો દંડ આપી કે બદલો કરી કેદીઓને છોડાવ્યા હતા. સામી બાજુના સરદારને ધમકી દેવાનું અને ઠગવાનું પણ અહીંજ થતું હતું; ખરૂં કહેતાં પૂર્વની બંને કોમ વચ્ચે ન વરણવી શકાય એટલો બધો વહીવટ અહીંજ થયો હતો. બેશક બંને બાજુના સરદારો આ સારી રીતે જાણતા હતા કે, તેઓ પોતાનો ફાયદો કરવા એક બીજાને ઠગે છે પણ રીત મુજબ તેઓ પોતપોતાના લાભ જાળવવા ખાતર કેટલીક મુદત પોતાના વિચારને અટકાવતા હતા. અગર જો કે બહાદુરશાહ પોતાના લશ્કરની બહાદુરીથી પુરતો વાકેફ હતો છતાં કરોળીઆની જાળની માફક ટાંઈ વિશ્વાસઘાતની ધાસ્તી, વજીરે દેખાડેલી બીક અને કરેલ અરજના સંબંધમાં શાહે જવાબ આપ્યો કે, છી! હિંદુઓને તેમની મરજીમાં આવે તેમ બોલવા દ્યો. આપણને શું કરી શકનાર છે? આપણે આપણા જુવાનને પોતાની બહાદુરી બતાવતાં શા સારૂ અટકાવવા જોઇએ! હિંદુઓને બકબાક કરવાનો રીવાજ છે.

ઝાડની ડાળીઓ અને છાલો આ જગાની આસપાસ દાટવામાં આવી હતી. પોતાની પ્રજાની પવિત્ર દેવી અને જયમાં સહાય થનાર અને શત્રૂનો નાશ કરનાર ભવાની દેવીને બકરાનું અને બેસનુ બલિદાન આપવાથી જમીનપર પડેલું લોહી તેમજ હીંગલોક અને તેલથી જમીનને લીપી હતી તેથી જમીન શોભતી હતી. આજુબાજુ તોરણો બાંધવામા આવ્યાં હતાં. મરાઠાઓએ પોતાની રીત મુજબ શંકર અને ભવાનીની પુજા કરી હતી. આ જમીનની પાસે દ્વંદ્વ યુદ્ધ કરનારાઓના ઘોડાની ખરીની વાંકી આકૃતિ અને પાસેના કાદવની ગંધ તાજા બનાવની સાક્ષી આપતાં હતાં. કેટલેક છેટે જમીનમાં દાટેલો અને લડાઈમાં ઘાયલ થયાથી કાઢી લીધેલો છે શૃંગાર જેનો એવો ઘોડો પડયો હતો. આ ઝાડની નીચે રાખના ઢગલા અને અડધાં બળેલાં લાંકડાં જોવામાં આવતાં હતાં. આ માંહેનું એક તો સળગતું હતું. જે આવતા જતાને ચલમ અને હુકો પીવાસાર રાખવામાં આવ્યું હતું.

આપણે પાસેના પ્રકરણમાં કહેલી જગ્યા આ પ્રમાણેની હતી. જ્યાં વેરાગણ, તેને મુકવા આવેલા માણસ સાથે, આસરે બપોરે આવી પોહોંચી. વચમાં વચમાં મજાક અને અપમાન ખમેલ ઘરડો જાટ હજી સુધી સાથેજ હતો તેણે ગોસ માહામદની તેમ કરવાની રજા લીધી. જંગલી સીપાઇએ ભલે આવ્યા એમ કહ્યા છતાં તેણે કહ્યું કે બધી ટોળીની અજાએબીમાં તેણે જે કર્યું હતું તેને માટે તે ઘણુંજ બીધો હતો.

અફ્ગાન ઓફીસર ઉપર ચડી આંખ આડો હાથ દઇ, આજુબાજુ જોઇને બોલ્યો કે, ઝાડ પાસે કોઈ મરાઠા નથી કે તરતજ બીજાએ કહ્યું કે તે બાજુ તે માંહેના કેટલાક આવે છે.

આસરે બસોવાર ઉપર નીચાણમાં પાણીના ઝરા ઉપર ઉંચા જવાસાં આવી રહ્યા હતા. આની પછવાડે રંગીન પાઘડીઓવાળા, હાથમાં ભાલાં લીધાં છે એવા અને ઝડપથી ઘોડા ચલાવતારા પચાસેક સવાર નજરે પડતા હતા. તેઓની ચાલ ચલતગ તપાસી તેઓ મરાઠા છે એમ ખાત્રી કરી.

ગોસ માહમદે પોતાના સોબતી સાથે અહીંઆ મુકામ કીધો. અને શરીરપરના જુનાં લુગડાં ઉતારી ઘોડાની જીનમાંથી નવાં કપડાં પેહેર્યાં.

દક્ષણીઓએ પણ મુકામ કીધો. એક સ્વાર તેના ટોળામાંથી તીરની માફક છુટો પડી, ખુબ ઝડપથી આવ્યો કે જેથી અફ્ગાનો પણ અજાએબ થયા. ઘોડાની સ્વારીમાં તે હુશીઆર હોવાથી અગીઆર હાથ ફ્લંગ મરાવતો મરાવતો નજદીકમાં આવી પોહોંચ્યો.

જંગીશાહ બોલ્યો કે માસ ઉલ્લાહ! અજાયબ યરપ પરટ? કેવું એક પ્રાણી?

ફોજ રોશન તાતારી માંહેનો માસુક્ષા બોલ્યો કે સ્વાર પણ કેવો? જેવો સ્વાર પાસે આવ્યો કે તરત વેરાગણે મોટેથી બુમ મારી, પણ તે તેણીની હાજરીને ન સંભળાઇ શકે એવી અને વગર સમજની હતી.

ગોસ માહમદ તેણીના તરફ ફરીને બોલ્યો કે, શું છે?

તેણીએ જવાબ આપ્યો કે કુછ નહીં! અગર જો કે પાસેના મરાઠા તરફ તેનું ધ્યાન ખેંચવામાં નહોતું આવ્યું છતાં તેણીનો અકસમાત ગુસ્સો, તેણીના શબ્દોને ખોટા પાડતો હોય એમ અફગાનને જણાયું.

દક્ષણીનું નજદીકમાં આવવું ગોસ માહમદના મને કાંઈ દુશ્મની થવાનું ન હોતું. ખરી વાત છે કે તે એકલો આવ્યો હતો. મરાઠાના નખરાનું જ્ઞાન અફગાનોને હોવું જોઈએ. મુસલમાન દુશ્મનને ચાલેંજ કરવાની આ એક શત્રૂની મતલબ હોય એમ સંપૂર્ણ રીતે પઠાણને ખબર મળી.

તે ઠગાયો નહોતો.

હીંદુ ઘોડેસ્વાર પોતાના ઘોડાની લગામ થોભી રાખી, પાસેનું ભાલું મજબુત પકડી તાકીદે મુસલમાન ભણી આવી બોલ્યો કે;—

"માહાદેવજીની જે! હર! હર! મહાદેવ! ભવાની માતાની જે!— મારી સાથે પોતાના ઇસલામી ધર્મને ખાતર પર્વતપરની મૂર્ત્તિને ભાંગનારા માંહેનો કોણ લડવા તૈયાર છે?"

ગોસ માહમદની સહનતા તોડવાને આ બોલવું બસ હતું. પોતાના ઉપરીએ લડવાની ના કહી છે એ ભુલી જઈ ઘોડાની લગામ બરાબર કરી હાથમાં ભાલું લઇ, પોતાના ખીજવાએલા સાથીઓ સાથે આગલ આવ્યો અને કહ્યું કે:—

"બે ઇમાન કુકર ખાઉ, ઇશ્વર અને ધર્મને ખાતર હું તેને મારી નાખીશ."

પણ મરાઠો ચુપ રહ્યો અને હશીને બોલ્યો કે ઉતાવળા ખરેખર તું બહાદુર મુસલમાન છે, પણ સરખાએ સરખા સાથે લડવું જોઈએ. રૂપાને લોહા સાથે એકત્ર કરાય નહીં. હું દક્ષીણનો એક મોટો સરદારછું અને વીલાયતી મોટા સરદારની સાથે લડવા ઇચ્છું છું. તું કોણ છે?

એશીઆ ખંડના લોકોનો આ સાધારણ વીચાર હતો. બેઇમા-

ની તરફ તેનો તીરસ્કાર, લડવાની હીમત અને જાતી અભિમાન છતાં ગોસ માહમદ એકદમ અટક્યો. તેણે તેનું ભાલું મુકીને જવાબ આપ્યો કેઃ—હું સુજાઉલ્લાહખાન પોપલઝાઈના નીચે નોકરી કરનારા લશ્કર માંહેનો એક છું.

દક્ષીણીએ કહ્યું કે ત્યારે તું મારી બરોબર કરવા યોગ્ય નથી.

ગોસ માહમદે જણાવ્યું કે તમારે તમારો દરજ્જો જાળવવો હોય તો દીનના સંબંધમાં કાંઈ પણ ન બોલવું. નહીં તો પછી ધર્મની બાબતમાં તમારાપર હલ્લો કરવો પડશે.

મરાઠાએ કહ્યું કે હું નહીં બોલું.

"બાઉ સાહેબના બ્રાહ્મણની ગાયની બાબત ન લેતાં મારે મન તો રામ અને રહીમ એકજ છે"

માનની સાથે અફગાને કહ્યું કે ઘણું સારૂં સાહેબ! ત્યારે આપનો હુકમ શું છે?

"તમારે મારી યુદ્ધની માંગણી, શાહઆહમદ, શાહવલીવઝીર લખનૌવાળા સુજાઉદૌલા, બારલીના હાફીજરહમત અથવા કુત્તા નજીબઉદ્દૌલા અથવા બીજા જે કોઇ મોટા સરદાર હોય તેને કહી જોવું કે તેઓ શું દક્ષણના લોકોનો જવાબ આપવા બીએ છે?" આ જવાબ હતો.

"હિંદી! તમે તમારી જીભનો વધુ ઉપયોગ કરો છો." ગોસ માહમદે કહ્યું. ગોસ માહમદ જાણતો હતો કે, તે મરાઠાની લશ્કરની એક સરદારની રૂબરૂમાં છે. તેણે વળી કહ્યું કે, તે તમારો દરજ્જો કેમ જાણશે?

મરાઠાએ પોતાની રૂપાની મહોર ગોસ માહમદના હાથમાં આપતાં કહ્યું કે તેમને આ આપજો. વારૂ તમે અહીં કેમ આવ્યા છો?

ગોસ માહમદ કેમ આવ્યો છે એ કહે તેના પેહેલાં આપણા વાંચનારાઓને આ મરાઠા સરદારનું ચિત્ર આપવાની જરૂર છે. કારણ કે તે આપણા સંબંધમાં એક અગત્યનું માણસ છે.

આશરે સોળ હાથની ઊંચાઇવાળી કાઠીઆવાડી ઘોડી ઉપર આ માણસ સ્વાર થયો હતો. આ ઘોડાની ઉપર સોના રૂપાની સાજ નાંખવામાં આવ્યા હતા. ઘોડીની કેશવાળી અને મોટી આંખો શોભીતી હતી. અંગમાં ભરાઉ હતી અને તેના ઉપરનો ભાતભાતનો શણગારેલો સાજ કોઇ અમીરની સ્વારીની આ ઘોડી હોય એમ જણાવતો હતો. આ ઘોડી પર બેઠેલો મરાઠો કદાવર, ઉંચો, મધ્યમ બાંધાનો મરાઠા સરદાર હતો. આ સરદારે માથા ઉપર નારંગી રંગની ચંદેરી

પાઘડી મુકી હતી જેનો છેડો તડકામાં ઝગઝગાટ મારી રહ્યો હતો. અંગમાં ઘુંટણ સુધીનું અંગરખું અને નીચે બદન હતું. પેહેરેલી ઇજારના મોઢીઆં રેશમ અને જરી કામથી ભરેલાં હતા. કમરપટા પર એક પીસ્તોલ લટકાવી હતી. હાથમાં ભાલું તથા તરવાર હતી. હાથની આંગળીઓમાં વેઢ વીંટીઓ શોભતી હતી અને ગળામાં ગળચવો શોભી રહયો હતો. આંખના ભવાં અને મૂચ્છો શોભાયમાન હતાં. દાઢી નાજુક છતાં શોભીતી હતી. રંગ ઘઉંવરણો હતો. અસલના વખત માંહેના મરાઠા લોકોને શોભતો આ માણુસનો તેમજ તેના વાહનનો શૃંગાર હતો. પોહોળા કપાળ ઉપરથી આ માણુસ બુદ્ધિ શાલી જણાતો હતો અને પોહોલી છાતી ઉપરથી હિમતી હોય એવું અનુમાન થતું હતું.

આપણે, અગર જો કે મરાઠા સરદારને મુસલમાનો શા સારૂ આવ્યા એ જાણવાને વધારે મન નહોતું તોપણ એ બંને જણા વચ્ચે થએલી વાતચીત જણાવવાને થોડો વખત લીધો છે. વેરાગણનો જેમ જેમ આ બાબતમાં ઢીલ થતી તેમ તેમ ગુસો ઉભરાતો ચાલ્યો અને આખરે પોતાના ગળા માંહેનો રૂમાલ મરાઠા તરફ ફેંકયો.

ગોસ માહમદે પોતાનું બોલવું પુરૂં કર્યું કે મરાઠાએ કહ્યું કે અમારી છાવણીમાં એક સ્ત્રીને મુકવા સારૂ ! અમારી સાથેના માણુસની સાથે તેનો કાંઇ સંબંધ હોય તો હોય પણ મારે શું ? એ એક ભટકતી ભીખારણ છે. કદાચ તેને લીધે અમારે બધાએ આપસ આપસમાં કપાઇ મરવું પડે. મારા લોકોને તમે તેને સોંપજો !

જેવી તેણે પોતાની ઘોડીને ફેરવી કે તરત બુદ્દો જાટ બે હાથ જોડી તેજ જમીન પર તેની સામે ઉભો અને બાલ્યો કે, સરકાર છત્રપતિની દુહાઈ જગત પ્રતિપાલ ! ઇશ્વરને માટે મને તમારી સાથે લ્યો. રામજીની આણ !

મર ! બરચોદ ! દક્ષણી સરદારે ગુસ્સામાં કહ્યું. પણ જેવો તે બોલ્યો કે તરત તેની તરફ પોતાનું પ્રાણી ફેરવ્યું. અને તેને બસ કહી રોકયો. તારે મારી પાસેથી શું જોઇએ છઇએ ? ભીખારી.

મારૂં રક્ષણ કરો સરકાર ! હું બીધેલો છું ! તેણે પુછયું શાથી?

બધાથી સાહેબ ! હું મરાઠાના મિત્ર સુરજમલ જાટની એક રૈયત છું. હું મારા દીકરાના વીવાહ સંબંધી વાતચીતને માટે કરનલ ગયો હતો. મારે ગરીબને પાછું ભરતપુર જવું છે રસ્તામાં મને મુસલમાન લશ્કરે પકડયો અને મહા મુસીબતે આ મારા સરદાર ગોસ માહમદની મેહેરબાનીથી અત્રે આવ્યો. આપણા હિંદુ લોકોની નજદીક

રખેને મને મારી નાંખે તેને વાસ્તે બીઉંછું. આમ કહી બુઢો માણસ હીબકા ભરવા લાગ્યો.

મરાઠાએ કહ્યું કે, આ બુઢા તરફ તો જુવો. હવે તારે કેટલાં વરસ જીવવાનું છે!

તે તેની જીનની આસપાસ ફરીને દોસ્ત માહમદના તરફ નાઠ્યો. આ તો ખુલું હતું કે પઠાણને આ જાટની અરજનું ગમે તે પરિણામ આવે તેની સાથે વધુ સંબંધ ન હોતો તેનો ચેહેરો આ બધી બાબતને લીધે ફીકો અને લેવાઇ ગએલો જણાતો હતો.

વલ્લાહ ! બીલાહ ! દક્ષણીની સામે જોઇ તેણે બધી ઘોરો અને કુતબોના સોગન ખાઇ કહ્યું કે, આ બેવકુફના બચાવ સબંધી હું કાંઇ જાણતો નથી. તે જેમ હમણા તમારા બચાવનાં કાંલાંવાલાં કરે છે તેમ મારાં પણ કરતો હતો. જેની મેં અત્યાર સુધી રક્ષા કરી તેને સાથે લઈ જાઓ.

વારૂ દાદા જો તમારે આવવું હોય તો આ સ્ત્રીની સાથે આવો. ચાલ જલદી !

જેવો જાટ બાજુ પરથી ખસ્યો કે તુરત ઘોડી એકદમ જ્યાં મરાઠા ટોલું હતું ત્યાં આવી પોંહોંચી.

પોતાના માણસને મળી અડધા માણસોને સાથે લઇ, બાકીના માણસને પેલા જાટને અને વેરાગણને મરાઠા લશકરમાં સહી સલામત લાવવાનું કહી, ઝરણાની પેલી બાજુ તેઓ ગયા. અફગાનોએ મરાઠાઓને વેરાગણ અને જાટને આપ્યા અને તેઓ અફગાનોથી છુટા થઈ હીંદુ લોકોની સાથે મરાઠા લશ્કર તરફ ચાલ્યા.

ત્યાંથી જુદા પડતાં રસ્તે ચાલતાં ગોસ માહમદે કહ્યું કે મારી સાથે જે વાત કરતો હતો તે હીંદુ સરદાર કોણ હતો ?

જરા મગરૂરીમાં મરાઠાઓએ કહ્યું કે તેણે તમને શા સારૂં ન કહ્યું ? તે અમારા દક્ષણી લડવૈયાનો ફાંકડો અમીર અને અમારો સરદાર અને બધા રાવ સાહેબ અને ભાઉ સાહેબની જેટલો કીમતી, લડાઇમાં એક્કો, બધા સીપાઇઓનો મિત્ર અને હિંદુસ્તાનમાંની સર્વ સત્તાનું મુળ, પ્રખ્યાત મહાદાજી સીંધીયા છે.

વેરાગણ ફરીથી રવાને થઇ અને મુસાફરી પણ કોઇએ તે સંબંધી દરકાર કરી નહીં. વાતો કરતાં કરતાં બંને ટોળી પોતપોતાને રસ્તે ચાલતી થઈ.



# પ્રકરણ ૭ મું.

## મરાઠાલશ્કરનો બહારનો ઘેરાવ.

પાણીપતની પાસે અને અંદર મરાઠા છાવણી નાખવામાં આવી હતી. એક સૈકા અગાઉ આ શેહેરના દેખાવનું વર્ણન કરવા ઝાઝી દરકાર કરવામાં આવતી નહોતી. આ વખતથી હીંદુસ્તાનના ઘણા ખરા શેહરોમાં એટલો બધો ફેરફાર થઇ ગયો છે કે, કદાચ કોઈ પચાસ વરસ પેહેલાં મરેલો પુરૂષ, ઇશ્વર કૃપાથી ક્ષણભર પાછો જીવતો થઇ બહાર આવે તો તે, પોતાની અસલ જન્મભૂમિ જ્યારે ભાગ્યેજ ઓળખી શકે ત્યારે ઘર વિગેરેની તો વાતજ શી કરવી! નક્કર ખડકો તોડી પાડી કરેલી કેટલીક ઇમારતોને બાદ કરતાં, જુના વખતથી નાશ પામેલી અને તારાજ થએલ સૌથી જબરજસ્ત ઇમારતોની અછતથી, હીંદુસ્તાનની આબોહવા અને રાજ્યકીય સ્થિતિ, સદૈવની કૃત્રિમ રચનાની નિત્યતાથી ખેદકારકરીતે જેમ થવી જોઇએ તેમ, વિરૂપ થતી ચાલી છે. આ ઉપરાંત છેલા ચાળીસ વરસથી અથવા અંગ્રેજી વેપાર અને સુધારાની અસરથી, ઘણેખરે સર્વ ઠેકાણે સંપૂર્ણ રૂપાંતર જોવામાં આવે છે. તળાવો અને ખાઇઓ ભરવામાં આવી છે; દીવાલો કીલ્લાઓ જમીનદોસ્ત કરવામાં આવ્યાં છે; નવા રસ્તાઓ કાઢવામાં આવ્યા છે; વાડીઓના બગીચા બની ગયા છે; ખેતરોમાં રસ્તા કરવામાં આવ્યા છે વિગરે ફેરફાર ચાલુજ છે. આટલુંજ નહીં પણ લોકોનો જમાનો બદલાયો છે અને અસંખ્ય મોટા શેહેરોમાં થોડો ઘણો ફેરફાર થયો છે. મોટી નદીઓના તાજી ચરબીવાળા જીવો જેમ બંદરોના વધુ સુખને બતાવે છે તેમ હમણા બંદરોના મૂળ રહેવાસોઓના વંશજો બરમીંગહામ અને માનચેસ્ટવાળાને માર્ગ બતાવેછે કે જ્યાંથી તેઓ હિંદુસ્તાનની દોલત ઉસરડી જાય છે. પાણીપત દક્ષીણીઓના મોટા લસ્કરથી બેટના આકારનું થયું હતુ; વસ્તુતઃદક્ષીણીઓએ તેને એક મોટા બુરજ માફક એક બાજુથી પોતાના રક્ષણ માટે રાખી લીધું હતું. છાવણીઓની આસપાસ અખંડ અને બચાવવાળાં નાળાંઓ, પાણીના ઝરાઓ અને ઘણાજ ઊંચા મજબુત અને ન દેખાઈ શકાય એવાં ગીચ બકાન, મહુડા, જાંબુ અને શીરસનાં ઝાડો હિંદુસ્તાનના લડાઇના અખાડાના એક કુદરતી વિભાગ તરીકે આવી રહ્યાં હતાં. એક વખત પ્રસિદ્ધ કુરૂક્ષેત્ર આ હતુ કે જ્યાં આર્ય લોકોના પરાક્રમિ પૂર્વજો દ્રોણ અને યુદ્ધીષ્ઠિર, અરજુન અને કર્ણ, કૃષ્ણ અને દુર્યોધન લડયા હતા; ત્યાં, હમણા તેના અ-

... નિર્બળ મેંઢાઓને નિભાવવાને ખાતર જાણે અનાજ ભરી ..યું હોય તેમ ખેતરોમાં અનાજ ઉગી નિકળ્યું હતું. બહુ લાંબે ..હીં પણ તરતજ હિંદુસ્તાનની ગરદન ઉપર, મ્લેચ્છનાં પગલાં આવતાં લખેલાં તે વખતે અદભૂત પરાક્રમથી લડેલા પૃથીરાજ ચોહાણ અને તેના મદદગાર ચામુંડરાય અને હમીરહારા, શાહાબુદીનગોરીથી પડેલા હતા તે દિવસથી આજ સુધી, હિંદુસ્તાનની વસ્તી પોતાની જાત માંહેના કેશી રાજાના પવીત્ર પ્રતાપી રાજ્ય તળે આવીજ નથી !! દિલ્હીના બહાદુર પઠાણ રાજા ઇબ્રાહીમલોદીએ પણ, મોગલ બાબરથી જાન અને રાજ્ય પણ આ સ્થળેજ ખોયાં હતાં. મોગલ બાદશાહી પણ હમણાં સ્વપ્નના દેખાવ તુલ્ય થઇ રહી છે! મોગલ બાદશાહ અકબરની સાથે, કોઇપણ તરેહના ફેરફાર વગર, શુરા રજપૂતોએ પણ પોતાના ટેકને ખાતર આ જગ્યાપર એકવાર લોહી રેડ્યું હતું અને હમણા એકવાર વધુ, તેજ જગ્યાપર હિંદુ અને મુસલમાનને સામસામા થવા વખત આવ્યો હતો. હિંદી પ્રજાનાં દૈવે, બ્રાહ્મણ ધર્મના દૈવે, દિલ્હીના ગમે તે જાતના ગાદી પતિના દૈવે, અરે વિશ્વાસરાવ ભાઉ!—હિંદુ બ્રાહ્મણ—દિલ્હીના ધણી હિંદુ ધર્મી લશ્કરનો હિંદુ ધર્મી સરદાર-કયા દૈવે એશીયાના આ પહાડી લડવૈયા સાથે લઢવાનો તને પ્રસંગ આપ્યો?

આપણી પરાક્રમિ નાયકોને સાથે લઈ આવનાર ટોળી આ છાવણીની નજદીક આવી પહોંચી કે, તેણી એ જોયું કે, અફગાન તરફના આકસ્મિક હુમલાના બચાવ તરીકે, આસપાસ ફરતી કરી લીધેલી વાડ હતી. ઈબ્રાહીમખાન અને ફ્રેંચ સરદારે જે રીત બતાવી હતી તેથી તે ઘણી મજબુત અને વખાણવા લાયકહતી. પશ્ચિમની કિલેબંધીની વિદ્યા જે કે વાઉબન ને કોહોર્નથી હમણાજ સંપુર્ણ થઇ છે તેને મળતી આ વાડ હતી. આસપાસથી બધો બંદોબસ્ત એવી રીતે કર્યો હતો કે, ગુંબજમાં રહેલો માણસ જેમ પોતાનો બચાવ કરતાં બીજા સર્વને મારી શકે તેમ, આ લોકો પણ પોતાનો બચાવ ઘણીજ સારી રીતે કરી શકે. આ ઉપરથી પુર્વના લડવૈયાના પરાક્રમ અને તેની કળાનો આપણને ઉત્તમ ખ્યાલ આવે છે. આપણે અગાઉ કહ્યું છે તેમ પાણીપત જાતેજ બચાવરૂપ હતું તોપણ ઝાડો અને ઝરાની વચ્ચે ધૂળના ઢગલા કરી લેવામાં આવ્યા હતા. અને કાંપના દરવાજા ઉપર, ઉપરના ભાગમાં થોડું તોપખાનું રાખવામાં આવ્યું હતું. અહીં પોહોંચે તે પેહેલાં મરાઠાની ટોળી સાથે વેરાગણ અને જાટ બંને જોડાઇ ચુકયાં હતાં.

જમના નદી તરફ જતું એક નાળું દરવાજા પાસે હતું, તેની પાસે વડ, પીંપળ, બાવળ અને બીજા ઝાડોની એક વાડી હતી. જે-માં એક મઠ હતો. અંગ્રેજી રાજ્ય જેવું જો આ રાજ્ય હોત તો, આ ઝાડોની ડાંખળીઓ કાપી નાંખી હોત પણ લડવૈયાની હમેશની બે-દરકારી મુજબ તેઓએ તેમ કાંઇ પણ ન કરતાં, ઉલટાં આ ઝાડોનાં પાદડાં, ઉંટના ચારાને માટે પસંદ કર્યાં. આ મઠની પાસે એક માણસને બંદુક સાથે તેના રક્ષણને માટે બેસારવામાં આવતો હતો અને છાવણીની આસપાસ દામાજી ગાયકવાડ, ઘોડેશ્વારોની સાથે રોન ફરતો હતો.

મઠનો દેખાવ જોઇ વેરાગણે મરાઠાને પુછ્યું કે, રાવસાહેબ આ મઠ છે?

હા! અને મહાદેવનું દેવલ પણ છે!

ત્યાં કોણ રહે છે? ત્યાં કોઈ રખેવાલ છે?

હા! પુજારી બ્રાહ્મણ તો શેહરમાં રહે છે અને બુઢી વેરાગણ તેના ઝુંપડામાં રહે છે, અને તે ઝાડું કાઢવાનું તથા ઝાડને પાણી પાવા વિગેરેનું કામ કરે છે. અમારા લોકો હમેશ ત્યાં ચલમ પીવા જાય છે

શું વેરાગણ! ત્યારે શું તે, મને રહેવાને અનુકુળ છે? મારૂ કોઈ મિત્ર કે સગું શેહરમાં નથી. મને મારી પોતાની જાતમાંહેના એક સાથે રહેવું એ વધારે અનુકુળ થશે. મને અહીં રહેવાને કાંઇ હરકત તો નથી?

કંઇ નહીં. સરકારે મને એક કેદી તરીકે તને છાવણીમાં લાવવા હુકમ કર્યો નથી તેથી તમે ગમે ત્યાં જઇ શકશો. પણ હું કહું છુ-કે આ જગ્યા ઉજડ છે અને રાત્રે અહીંયાં બીક છે. તેથી તું મોરચામાં વધારે સલામતી ભરેલી રીતે રહી શકીશ. બધી અડચણકારક બા-બતો તો અહીંયાજ છોડી મુકવામાં આવે છે.

કંઇ નહીં મારા નસીબમાં લખ્યું હશે તે થશે. મને ભીખારીને કોણ અડચણ કરે એમ છે?

બુઢા લડવૈયાએ બડબડાટ કર્યો કે, એક ભીખારી! નખ શીખા સુધી તપાસી વિચાર્યું કે, આ તો ઘણીજ ખુબ સુરત ભીખારણ છે.

તર્ક, કલ્પનાને બદલે તેને બંદોબસ્ત કરવાનો હોવાથી, તેણે પોતાનું બોલવું અધવચ રહેવા દીધું, અને જાણે તે સંમતી આ-પતો હોય તેમ તેણે માથું ધુણાવ્યું.

જાટે આદર ફરી હાથ જોડી કહ્યું કે ખુદાવંદ! અને મારૂં શું મારે પણ અહીં રહેવું કે?

રહે અને જોઇએ ત્યાં મર ! એમ મરાઠા ઘોડેસ્વારે કહ્યું. પણ તરતજ જેવું તેણે તેનું મોહું જોયું કે, તે અચંબો પામ્યો અને તેથી તેણે તેનો ઘોડો અરજદારની સામે ઉભો કીધો.

થોડીવાર જાટનો ચેહેરો તાકીને તપાસ્યા બાદ, વેરાગણને કહ્યું કે છોકરી આ માણસ તારી સાથે છે? તું તેને ઓળખે છે?

નહીં રાવસાહેબ! એ મારી સાથે નથી. હું તો ખાનદેશની રહેવાશી છું અને તે કહે છે કે તે ભરતપુરનો જાટ છે.

કેટલીક મીનીટ સુધી મરાઠાએ એકી નજરે તાકીને પેલા બુઢા જાટની તપાસ કરવા માંડી, અને શક પડતી રીતે માથું હલાવ્યુ; અને તેની તરફ પોતાનું ભાલું ફેરવવા માંડ્યું.

મરાઠા સરદારે મોટે કહ્યું કે જોજે ! મને તારે વિષે ઘણો શક છે, પણ જ્યારે તને સહી સલામત લાવવા હુકમ થયો છે ત્યારે લાચાર, નહીં તો તને સહી સલામત રહેવા દેત નહીં ! હમણાં આપણે જુદા પડીએ છીએ અને ઇશ્વર ફરીથી આપણને મેળાવે પણ નહીં એજ સારૂં ! પણ જો તું કાંઈ પણ દાવપેચ કરતો જણાઇશ અને હું તને જોઇશ તો યાદ રાખજે કે આ ઝાડની સાથે લટકાવી આપીશ અને તીરથી વીંધી નાંખીશ. રામરામ !

તેણે ઘોડાની બાજુમાં એડી મારી અને પોતાના સાથીઓ તરફ ગયો.

જાટ જેણે કે, છુપી રીતે પોતાનો વેશ બદલ્યો હતો તે પેલા સીપાઈની ધમકી તરફ હસી પડયો અને પેલી વેરાગણ કે હમણાં લગભગ વાડીમાં પોંહોંચી હશે તેના તરફ ચાલતો થયો. થોડેક દુર વાડી હતી તેમાં એક દરવાજો હતો તેની આજુબાજુ નારંગીના ઝાડો હતાં અને બીજી બાજુ વાડ કરી લીધી હતી. વચમાં એક ઝુપડું હતું અને તેની પાસે બે નાનાં એકેક મજલાનાં ઘરો હતાં. આ ઘરો માટી અને ઇંટોના બનાવ્યાં હતાં. ઘરમાં બારણું અને આજુબાજુ મજબુત સરીઆવાળી બારીઓ હતી. ઉપર પેલી બુઢી વેરાગણ કાનમાં કુંડલ પેહેરી બેઠી હતી. જેવી તેણીએ પોતાના વેશની એક ખુબસુરત વેરાગણને આવતાં જોઇ કે તુરત તેણી તેને લેવા ઉભી થઇ, અને તેણીને ભેટી લઇ આવી.

નવા પરોણાએ કહ્યું કે; માતાજી જે સીતારામ !

સામો જવાબ એ હતો કે રામ રામ ! સીતારામ ! આદેશ ગુરૂજીનો.

આ પ્રમાણે થોડીવાર અદલ બદલ બોલાઇ રહ્યા બાદ બને

જણાની આંખ એકબીજા તરફ ફાટી રહી.

આખરે પેલી ડોસીએ કહ્યું કે છોકરી ! તું કયાંથી આવે છે?

આસપાસ ફરતાં ફરતાંજ તો ! ભીક્ષાની રીત શું છે? તારૂં, તારા બાપનું અને તારા ગુરૂનું નામ શું ? છોકરી ! મારૂં નામ લાલન, મારા બાપનું નામ જાનકીદાસ અને મારા ગુરૂ બુરાનપુરના રણછોડદાસ છે. અને તમારા માતાજી ? દીકરા મારૂં નામ મોહનપ્યારી, મારો ધણી સ્વર્ગવાસી થયો છે અને કનોજના બાલગોપાલદાસ મારા ગુરૂ છે ! દીકરા તું ભલે આવી ! તારે શું જોઇએ છીએ!

માતાજી રાતના રહેવાનું અને ખાવાનુંજ તો !

અંદર આવ ! અરે આ તારી સાથે કોણ છે ?

લાલને ફરીને જોયું કે બુઢો જાટ જણાયો; કે જે તેની પાછળ છાનોમાનો ચાલ્યો આવ્યો હતો.

હું એક મુસાફર છું માતાજી ! એમ જાટે પોતે સવાલનો જવાબ આપ્યો. મારે પણ અહીં રહેવું છે ! મને રહેવા દેશો કે ?

પેલી ઘરડી વેરાગણે કહ્યું કે આ જગા મુસાફરને વાસ્તેજ છે ! પણ ચાલતા વખતનો વિચાર કરી તેને ઉતરવાદેવા આનાકાની કરી અને લાલનને કહ્યું કે તું તેને ઓળખે છે? દીકરા !

છોકરીએ કહ્યું કે હું તેને જાણુતી નથી. તે કહેતો હતો કે હું ભરતપુરનો જાટ છું અને કરનલથી પાછો ફરી ભરતપુર જાઉંછું. મોહનપ્યારીએ વિચાર કરી, તેણી કાયમ આવા ઘરડા પુરૂષને માટે જાણીતી હોવાથી તેની દરકાર ન કરતાં બંનેને અંદર લીધાં. હવે બંને મુસાફરોએ ચોકના કુવામાંથી પાણી કાઢી હાથપગ ધોયા અને નાહ્યા. આહીંના લોકોની સાંજના ખાણા વખતની ક્રિયા સાધારણ છે. હમણા સાંજ પડવા આવી હતી અને અંધારૂ થવા માંડયું હતું તેથી તેઓને પોતાના ખાણાની જલદી તૈયારી કરવાની જરૂર હતી તેથી જલદી નાહધોઇ ભોજનની તૈયારી કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૮ મું.

### પાણીનો ઝરો.

મોહનપ્યારી અને તેના પરૂણાઓએ પોતાનું સાદુ ખાણું તાકીદે પુરૂં કીધું. લાલન આ ઘરડી વેરાગણની જાતની હોવાથી, તેણીએ તેણે બનાવેલા પકવાનમાં ભાગ લીધો. જાટને એક થાળી અને બે પીતળનાં રાંધવાનાં વાસણો તેમજ મીઠું મરચું, ઘી, લોટ, દાળ, આ-

પેલાં હોવાથી તેણે પોતાની રીત મુજબ ચપાતી-ભાખરીઓ અને દાળ, બહારના ચોકમાં ચુલો કરી, તઇયાર કરી લીધી.

પડસાલના ગોખમાં માટીના કોડીયામાં બળતો દીવો અને બહારના દેવતાનું અજવાળું તે લોકોની ખાવાની જગ્યાપર હતું. જાટ અને મોહનપ્યારીએ વાસણો સાફ કર્યાં અને લાલને પોતાના બીનના સ્વર બરાબર તઇયાર કીધા.

મોહનપ્યારીએ ત્રણ પથારીઓની સોઈ કરવામાં અને જાટે ચલમ ભરવામાં વચમાં કેટલોક વખત લીધો હતો. મોહનપ્યારીએ રાતની બધી તૈયારી કરી લીધી અને તુરતજ પોતાના પરોણા પાસે વાતચીત કરવા આવી બેઠી. લાલને કાંઇપણ વાતચીતમાં મન ન લગાડતાં પોતાનું બીન બરાબર કરવાનું જારી રાખ્યું. જાટે પણ મોહનપ્યારી સાથે વાતચીત કરવાનાં કરતાં લાલનનું કામ ક્યારે શરૂ થાય છે તેની વાટ જોયા કીધી. આખરે મોહનપ્યારીએ કહ્યું કે દીકરા! તું બહુ થાકી ગઇ છે?

લાલને આ સાંભળ્યું નહીં હોય તેમ પોતાનું બીન બરાબર કરવાનું ચાલુ રાખ્યું. ઘરડી ડોસીએ વધારે મોટેથી કહ્યું કે બચ્ચા! તું થાકી ગએલી દેખાય છે.

આનો પણ પ્રત્યુત્તર ન મળતાં તનનન તનનન ટંગ! એ પ્રમાણે બીનના સ્વરો ચાલુ રહ્યા.

મોહનપ્યારી તેના ગફલતી સ્વભાવથી ખીજવાઇ હોય તેમ બોલી કે બચ્ચા શું સાંભળતી નથી? જવાબ કેમ નથી આપતી.

લાલને ઝબકીને જોયું અને પોતાનું બીન નીચે મુકી કહ્યું કે માતાજી શું કહ્યું? મોહનપ્યારીએ કહ્યું કે આપણે વાતો કરીએ બચ્ચા! તું દીલગીર છું કે થાકી ગઇ છે? "બંને માતાજી અને એથી પણ કેટલુંક વધારે માથે વીત્યું છે" લાલને કહ્યું. "હા હું સમજી બચ્ચા!" મોહનપ્યારીએ કહ્યું. દુષ્ટ મ્લેચ્છ અને વીલાયતીએ તને કાંઇ અડચણ કરી છે કે?

"ના માતાજી! શાહે પોતે આવીને મને છોડાવી, નહીં તો મારી બુરી સ્થિતિ થઈ હોત" લાલને કહ્યું.

"ભગવાન એ લોકોનું કાળું મોં કરે" વૃદ્ધ વેરાગણે કહ્યું. પણ બચ્ચા તું આવી ખુબસુરત અને નાજુક એકલી તેમને કેવી રીતે મળી?

"એમાં શું નવાઇ છે માતાજી; વેરાગણ તરીકે છાવણીની આસપાસ ફરતાં."

વૃદ્ધ વેરાગણે કહ્યું કે બચ્ચા આપણા હિંદુઓની છાવણીની આસપાસ ફરવામાં કાંઈજ અડચણ જેવું નથી. પણ એ જંગલીઓની છાવણીની આસપાસ ફરવું એજ નવાઈની વાત છે.

"હું મરાઠાની છાવણી શોધતી હતી એટલામાં પકડાઈ ગઈ માતાજી" લાલને કહ્યું. ત્યારે તેં રસ્તો કેમ ખોયો? તને પાણીપતના રસ્તાની ખબર નહોતી? તું મરાઠા લશ્કર સાથે અગાડી કોઈવાર આવી નહોતી? મોહનપ્યારીએ કહ્યું.

લાલને કહ્યું કે હું આજેજ દિલ્હીથી આ પ્રદેશમાં આવીછું. લોકોને પુછતાં તેઓએ વીલાયતીની છાવણી તરફથી જવાનો રસ્તો બતાવ્યો હતો તેથી હું તે તરફથી આવતી હતી માતાજી.

મોહનપ્યારીએ કહ્યું કે ત્યારે તું વીલાયતીની વચમાં થઇ મરાઠા લશ્કરમાં આવવાને આટલી બધી આતુર શા કારણથી હતી? તારે માબાપ નથી શું? તેણે તને એકલી કેમ મુકી? તેઓ મરણ પામ્યાં છે કે શું? મરાઠા છાવણી માંહેથી કોઇની સાથે તારે ની ગ્રંથી છે?

આ ખુબસુરત છોકરીએ આંખમાંથી આંસુ પાડયાં, તે ગભરાઇ ગઇ અને શરમાઈ ગઈ.

મોહનપ્યારીએ ઉલટથી કહ્યું કે તેજ મેં જાણ્યું! ત્યારે તું બીજા મરાઠાની સ્ત્રી અને રાણીઓની માફક તેની સાથે કેમ ન આવી વારૂ? છાવણીમાં સેંકડો સ્ત્રીઓ છે! તેણે તને પાછળ કેમ રાખી? તારી આ અવસ્થાનું અને રસ્તા ભુલવાનું કારણ પણ પ્રેમ! પ્રેમ! ને પ્રેમજ!

લાલને કોઇપણ બાબતનો જવાબ ન આપતાં કહ્યું કે માતાજી હું આ જીંદગીથી કંટાળી ગઇ છું.

મોહનપ્યારીએ કહ્યું બેશક, બેશક, તેમજ છે! પણ મને તારૂં દુઃખ કહે બચ્ચા. મને કહેવુંજ પડશે. શું સ્ત્રી આગળ સ્ત્રી પોતાનું દુઃખ નહીં કહેશે તો કોની આગળ કહેશે?

લાલને કહ્યું કે પણ એ લાંબી વાત છે માતાજી. એમાં બીજાને ફાયદો કે રમુજ મળે એમ નથી. હું શરમાઉં છું.

"શરમ શા વાસ્તે! અહીંયાં તો હું તારી મા તરીકે છું અને આ ડોસો તારા બાપને ઠેકાણે માનજે" મોહનપ્યારીએ કહ્યું.

"એતો ખરૂં કે વધારે શરમાવા જેવું તો અહીંયાં કાંઈજ નથી" લાલને કહ્યું.

"બેશક નહીં" બુઢ્ઢી વેરાગણે પુરતી કરી. દુનિયામાં એક એવુ

ઝાડ નથી કે જેનાપર પવનનો ઝપાટો ન લાગ્યો હોય તેમજ એવી કોઇજ સ્ત્રી નથી કે જેને કોઇની સાથે પ્યાર બંધાયો ન હોય! હું પોતે-કાંઇ નહીં ચાલવા દે. શું કાંઇ ખાનગી તો નથી?

"ખાનગી તો કાંઇજ નથી!" લાલને કહ્યું. જ્યારે તમારી સાંભળવાની મરજી છે ત્યારે હું અથેતિ કહીશ.

"કહે બચ્ચા! અમને સાંભળવા દે. કહેવાથી તારી ગભરામણ ઓછી થશે અને આપણુને સુવાની પણ વાર છે. જો તો ખરી કે કદાચ હું તો તને ઉપયોગી નહીં થઈ પડું! "એક ઘરડી ડોસી આંબ ડીગડું મારવા ગઇ હતી એ કહેવત સંભાર!" એમ મોહનપ્યારીએ કહ્યું. જરાવાર મોહનપ્યારીએ હા હા કરી ગમત કરી.

લાલને વિવેક પૂર્વક સ્મિત હાસ્ય કર્યું. જાટ ઉભો થઈ કુવામાંથી પાણીનો લોટો ભરી લઈ ચોકમાં મઠના બારણા તરફ ચાલ્યો.

મોહનપ્યારીએ કહ્યું કે, ભાઈ તું કયાં જાય છે?

હું હમણાજ પાછો આવું છું એવો તેણે જવાબ આપ્યો.

"વારૂ ત્યારે બારણા બરાબર બંધ કરતો જજ" ડોસીએ કહ્યું. તેને હુંજ તારી સાથે આવી બારણા દઇ જાઉં છું. તું આવીશ ત્યારે બારણાં ઉઘાડીશ.

આ વૃદ્ધ વેરાગણ બારણાં દઇ આવી, લાલનની ડાઢી પકડી, તેની પાસે ગાલપર હાથ ફેરવતી બેઠી અને લાલનને તેની વાત શરૂ કરવા કહ્યું.

"વારૂ માતાજી હું મારી વાત શરૂ કરૂ છું" લાલને કહ્યું. કેટલીક વાતોમાં જેમ તમે શાહજાદી, ઉમરાવજાદી, વણઝારણી, રાણી, શેઠાણી વીગેરે સંબંધી જાણ્યું હશે તેમ મારા સંબંધી કાંઇજ નથી. મેં મારો વેશ બદલ્યો કર્યો નથી. હું જન્મથીજ વેરાગણ છું અને મારો બાપ જાનકીદાસ પણ જન્મથીજ વેરાગી હતો. વરધા, જ્યાં કે તાપીનો સંગમ થાય છે તેની પાસે અમે રહેતા હતા. આ પ્રદેશ ડુંગરી ઝાડીનો હતો, તેથી મૂળથીજ હું રાત દિવસ કોઈ પણ પ્રકારની બીકથી દૂરજ હતી. અમારા મઠની પાસે એક ગામ હતુ જ્યાં કેટલાક ભીલ, આયર અને ગોંડલોક રહેતા હતા. અને હોલકરનું કેટલાક મકરાણીઓનું થાણું હતું કે જે, હોલકર અને પેશવાની ઉકશાઈ વસુલ કરતું હતું. મારી મા મને નાનપણમાં મુકી મરી ગઇ હતી. અને મારા બાપે બીજી સ્ત્રી કરી નહોતી તેથી હું મારી જાતેજ મૂળથીજ ઘરનું સર્વ કામકાજ શીખી ગઇ હતી. અમે રહેતાં હતાં ત્યાં કોઇ બ્રાહ્મણ ન હોવાથી સર્વ કામકાજ અમેજ કરતાં હ

તાં તેથી અનાજ દુધ વીગેરેની અમારે ખોટ નહોતી. મારો બાપ જે કે તેની યુવાવસ્થામાં ઘણુંજ ભટકયો હતો તે બીનનો ખુબ શોખીન હતો. સાંજના આજુબાજુના બધા લોકો એકઠા થતા હતા અને મંજીરા, બીન ને નરઘાં વગાડી ગમત કરતા હતા. હું પણ બીન વગાડવાનું મારા બાપ પાસેથીજ શીખી હતી. આ માફક એક વરસ પેહેલાં બધું બરોબર ચાલ્યું જતું હતું. એક દિવસે મારો બાપ આજુબાજુના ખેતરમાં વાવેલા અફીણના રોપાથી નીપજેલા અફીણનો લાગો લેવા પરગામ ગયો હતો અને હું એકલી ઘરે રહી હતી. ઘરનું કામકાજ કરી, કેટલુંક સુતર કાંતી, હું બપોરના નદી કીનારે પાણી ભરવા ગઇ હતી. આ વખત ગરમીનો હતો. નદી ઉપરના રસ્તામાં તેમજ મડમાં પણ કોઈપણ માણસનો આવવાનો સંભવ નોહોતો. નદીએ જઈ પાણી ભરીને હું જેવી પાછી ફરૂં છું એટલામાં મડમાં આ કોનો મડ છે, આ કોનો મડ છે એવા સ્વર સાંભળવામાં આવ્યો. ઉતાવળે પગે જઇને જોઉં છું તો એક ખુબસુરત પુરૂષ ઘોડાપર સ્વાર થએલો લીમડાના ઝાડની છાયામાં ઉભેલો જોયો. આ સ્વારનો ચેહેરો ખુબસુરત, આંખ મારકણી અને અનેક વસ્ત્રાભુષણથી શોભતો તેનો દેહ હતો. તેનો ઘોડો પણ ભાત ભાતના સાજથી શૃંગારેલો હતો છતાં સાદાઈ જોવામાં આવતી હતી તડકાની ગરમીથી ચેહેરો કાળાશ મારી રહ્યો હતો છતાં ખુબસુરત હતો. ઘોડાને તેમજ આ સ્વારને પશીનો છુટી રહેલો હતો. આ ઉપરથી મેં જાણ્યું કે કોઈ સીપાઈ શીકાર કરતાં કરતાં આવી ચડયો છે. આ પુરૂષને જોઇ મારા માથાપરનું પાણીનું વાસણ પડી જશે એમ મને લાગ્યું, મારાથી આગળ પગલુ ભરાઇ શકાયું નહીં, છાતી ગભરાઇ ગઇ અને અડધી બીધેલી અને અડધી શરમાએલીજ હું ત્યાં ધ્રુજતે પગે ઉભી રહી. હું જેવી તેની પાસે ગઈ કે તેણે પુછયું કે છોકરી અહીંઆ કોણ રહે છે? મેં સભ્યતાથી જવાબ આપ્યો કે ગરીબ બેરાગી, હજુર!

પેલા સ્વારે સભ્યતાથી કહ્યું કે છોકરી બીહીશ માં હું તને ઇજા કરનાર નથી. સ્વારના બોલવા ઉપરથી મને હિંમત આવી અને મેં કહ્યું કે ખાવિંદ શું જોઇએ છીએ

"પાણી! હીંદુથી પી શકાય એવુ ચોખું પાણી હોય તો. હું સવારનો આસપાસની ડુંગરીમાં શિકાર કરવાને ફરતો હતો અને મને પાણીની તરસ લાગી છે. મારા લોકો મારાથી છુટા પડી ગયા છે આ નદી ઉપર ઘોડા સાથે ખીણોમાં થઇને જવું ઘણુ અઘરૂં જણા-

ય છે. તેમજ ઘોડાને એકલો મુકી મારાથી જઈ શકાય એમ પણ નથી. આખરે પાસેના ગામમાં હું આવી પોહોંચ્યો, ત્યાં કેટલાક ગોંડ અને ભીલ જેવા હલકા લોકો મને જણાયા! એવો કોઈજ નોહોતો કે જેની પાસેથી હું પાણી લઇ શકું. તેઓએ મને કહ્યું કે પાસે એક મડ છે ત્યાંથી તમને ચોખ્ખું પાણી મળી શકશે અને તે ઉપરથી હું મડ શોધતો આવ્યો છું," આમ સ્વારે કહ્યું. હું હમણા પાણીનો ઘડો ભરી લાવી હતી તેમાંથી એક લોટો ભરી લઇ ગઈ. સ્વાર તરતજ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને પોતાનો ખોબો ભરી પાણી પીવા લાગ્યો. પાણી પી રહ્યો કે તુરત તેણે આંખ ઊંચી કરી. તેણે ગમે તે જોયું અને જાણ્યું હેય તો પણ હું કાંઇ પણ જાણતી નોહોતી છતાં તેણે મોં મલકાવ્યું.

" હાથમાંહેનું પાણી જમીન ઉપર નાખતાં તેણે કહ્યું કે છોકરી! છોકરી! જે પ્રમાણે તું મારા તરફ જુવે છે તેમ બીજા સીપાઈઓના તરફ જોઇશ તો હેરાનીમાં આવી પડીશ અને તારી જીંદગી જોખમમાં લાવી મુકીશ." સ્વારે કહ્યું.

આનો જવાબ આપવાને હું ઘણીજ ગભરાઈ ગએલી હતી તેમજ શરમાઇ ગઇ હતી છતાં આખરે કહ્યું કે:—આવા ગરીબ લોકોની સાથે આમ નહીં બોલવું જોઇએ:—

તેણે લુચ્ચાઇથી મારી સામું જોયું અને કહ્યું કે છટ! મને શીખવમાં! તારી જેવી છોકરીથી ઠગાઇ જાઉં એવો હું નથી! વારૂ ઘોડા દેવતા ચલમ વાસ્તે લાવ જોઇએ!

હું ચુલામાં ભારી મુકેલો દેવતા લઇ આવી અને તેણે તેની ચલમ ભરી અને પીધી. ચલમ પી રહ્યા બાદ દેવતા ફેંકી દઇ ચલમ પાતરામાં નાખી અને પાઘડાપર પગ મુકી ઘોડાપર બેઠો.

જ્યાં સુધી તે મારાથી જુદો પડયો ત્યાં સુધી મારા તરફ તે હસ્તોજ રહ્યો. કહ્યું કે માસુક બડી મેહેરબાની કરી! બુમ પાડી તે બોલ્યો કે યાદ રાખજે કે મેં એક તુક્કો મુકયો છે તને મારી પાછળ આવવાની ફરજ પડવાનીજ પ્યારી! અગર જો કે તારા દેહથી નહીં તો પણ તારા અંતઃકરણથી તો ખરેજ ખરેજ! વારૂ ત્યારે મુસાફરીના ખરચને સારૂ તને કેટલુંક આપું છું:—

તેણે કાંઇક ચળકતા પદાર્થની કોથળી મારા પાણીના વાસણસાથે અફાળી. હું ઘણી બેવકુફ હતી કે મેં તે કોણ છે તેની તપાસ કીધી નહીં, તેમજ જતાની સાથે તેના ઘોડાની જીન પકડી રાખી નહીં. મારા અંતઃકરણમાં પ્રેમની ચીંગારી સલગવાની સાથેજ મને લાગ્યું

કે, હું જંગલી, દુઃખી બીકણ, હીનભાગી હતી. મેં કેટલીક વખત ગુસ્સાથી, કેટલીક વખત જંગલીપણાથી કેટલીક વખત દુઃખીપણાથી બીચાર કીધો હતો. જો એમજ મને માલમ પડયું હોત કે આ સ્વાર મારા ઉપર મોહ પામ્યો છે તો હું હજારો વાર તેની ઉપર ફીદા ફીદા થાત.

પાછળથી હું નીચે બેઠી અને રડવા લાગી. આસપાસ પડેલી ચીજ મેં એકઠી કીધી. તે પેશવાના ચાંદીના રૂપીયા હતા.

અહીંઆ લાલન બોલી શકી નહીં અને ડુસકા ભરવા લાગી. મોહનપ્યારીએ તેણીને છાતીસરસી દાબી અને બચ્ચું હોવાથી તેની પીઠ ઠોકી.

જાણે કાંઇક સાંભર્યું હોય તેમ પેલી ઘરડી દાસીએ કહ્યું કે કેમ હજી જાટ નથી આવ્યો!

લાલને ઊચી નજરે જોયું. તેણીએ કહ્યું કે હા તે નથી આવ્યો. તેને ગયાને બહુવાર થઇ છે.

થોડી વખત તેણે તેમની રાહ જોઇ. પાછળથી મોહનપ્યારી દરવાજા પાસે ગઇ અને થોડીવાર વાટ જોઇ દરવાજે મજબુત બંધ કરી, જયારે જાટને આવવાનાં કાંઇ પણ ચીન્હ ન જણાયાં ત્યારે પાછી ફરી.

---

## પ્રકરણ ૯ મું.

### પ્યાર પ્રયાણ.

પોતાના ટુંક મુદ્દતના સોબતી સબંધી તેઓની ન વર્ણવી શકાય, ન તુલના કરી શકાય, એવી આતુરતા અને તેઓની આશ્ચર્યતાની લાગણીનો જ્યારે છેડો આવ્યો ત્યારે મોહનપ્યારી અને લાલને સુવાની તૈયારી કીધી પણ ઊંઘ આવતી નહોતી તેથી જુવાન સ્ત્રી લાલને પોતાનું બ્યાન શરૂ કર્યું:-

માતાજી! જ્યારથી પ્યારની ચિંગારી મારા અંતઃકરણમાં પડી ત્યારથી મારૂં અંતઃકરણ આજારી થઇ પડયું; મારૂં લોહી સુકાવા લાગ્યું; મારા ગાલપરની જુવાનીની ખીલતી લાલાશ નાશ પામવા લાગી. લોકો કહેવા લાગ્યા કે કોઇ ભુત પ્રેતની નજર લાગી હોવી જોઇએ કે જેથી તે માંદી પડી હશે અને ખરેખર તેજ પ્રમાણે હું હતી. હું એક જુવાન છોકરી, જેના સ્ત્રીપણાની વસંત હમણાંજ ખીલતી હતી, જેણે પોતાના રહેવાના ગામ શિવાય બીજું કાંઇ પણ જોયું નહોતું, અને જેને જંગલી કાળા ભીલ, ગોંડ

અને ગંદા બીહામણા ચેહેરાના આહીર, ભરવાડ અને સીંધી મસકતીઓ શિવાય કોઇ વખત કોઇ પણ યુવાનનો સમાગમ વટીક થયો નહોતો તે આ માંદા અંતઃકરણને કેવી રીતે મદદ કરી શકે! હું મારા અંતઃકરણના યારને મનમાં નીરખ્યા કરતી હતી. અરે! તેની આંખે મને આંજી નાંખી હતી અને ગમે તેમ હો પણ હું તેને ચાહતી હતી! હું જ્યારે નદી કિનારે પાણી ભરવા જતી હતી ત્યારે ત્યાંની મારી હમેશની સંધાતી, મારા કરતાં જરા મોટી એક ગોંડની છોકરી આગળ મેં મારા અંતઃકરણનો ઉભરો કાઢયો અને હું તે સંબંધી શિખી. તેણીએ કહ્યું કે "તું આશક પડી છે ત્યાં અંતઃકરણના પ્યારાના મિલાપ શિવાય તેનો બીજો કાંઇ પણ ઇલાજ નથી." હું તેણીના શબ્દો ઉપરથી ખુશી થઈ. મારી ખાત્રી થઇ ને તે ખરૂં હતું કે માત્ર તેનો મિલાપજ મારા જંગલી વિચારોને સંતોષ પમાડનાર છે. મને વારવાર તેના વિષે સ્વપ્ના આવતાં અને હું મારી ગરદનની આસપાસ તેને હાથ નાંખતો, મને ફુલ અને દાગીનાથી ખુશી કરતો, તેના ખોળામાં બેસારતો અને ઉડાડતો, તેવી પ્રસંગે હું તેને ગળે વળગી પડતી અને પ્રસંગે ઝબકી ઉઠતી હતી. અને જ્યારે જાણતી કે મારા પ્રેમની લાગણીના વિચાર કે જે મને ઊંઘ પણ નથી આવવા દેતા તેજ, આ બધા મિથ્યા વિચારનું કારણ છે. કેટલીક વખત નદી કીનારે એકલી આંખો વીંચીને તેનું ધ્યાન ધરતી તે વખતે પ્રેમી અંતઃકરણ આંખમાંથી પડતાં આંસુથી દ્રવીભૂત થતું હતું. જ્યાં સુધી લોકો જાણતા હતા કે જનાકીદાસની છોકરીને ભુત વળગ્યું છે ત્યાં સુધી હું જંગલોમાં વખતે કેટલાક કલાક ભટકતી, કેટલીવાર ગાતી અને કેટલીકવાર કુદકા મારી કેટલાક ચાળા કરતી હતી.

આવી મારી સ્થિતિથી મારા પિતા મારા વિષે ઘણાજ ચિંતાતુર થયા; અને છેવટે તેમને ખરૂં કારણ સમજાયું. મારી વ્હાલી ગોડની વિશ્વાસુ છોકરીએ કદાચ તેની બીજી સખીને આ વાત કહી હશે અને રસ્તે જતાં મારા પિતાએ સાંભળી હશે તેથી મારા પિતા કહેવા લાગ્યા કે લાલન મોટી થઇછે તો તેને વાસ્તે સારો વર શોધી લગ્ન કરવાની જરૂર છે. એક રાતે જ્યારે તેઓએ જાણ્યું કે હું ઊંઘી ગઇછું ત્યારે તેણે એક જમાદારને હોકો પીવાને બોલાવ્યો અને કહ્યું કે કાલે તો હું લાલનના સારૂ વર શોધવા ઈલીચપુર જવાનો છું તે મેં સાભળ્યું. બીજી સવારે મને કહ્યું કે હું કેટલાક દિવસ બહારગામ જવાનો છું માટે, સંભાળીને રહેજે અને મકરાણી જમાદાર અને પટેલ તને જોઈતું આણી આપશે ને તારી સંભાળ રાખશે.

જ્યારે તે તેના નાના ટટુ ઉપર સામાન નાંખી સ્વારી ફરી ગયા ત્યારે મારે હવે શું કરવું તેનો મેં વિચાર કીધો. મારા પિતા જ્યારે થોડી મુદતમાં પાછા ફરશે ત્યારે તુરત મારાં લગ્ન કરશે અને તેથી હું ઇચ્છા વિરૂધ બીજે રસ્તે ફસાઇ પડીશ એમ મેં જાણ્યું. વળી જ્યારે બધું નક્કી થાય ત્યારે પિતાને અટકાવી શકાયજ નહીં અને એથી મારા પ્યારા પ્રેમીને મળવાની સર્વ આશાનો અંત આવેજ. મારે શું કરવું? શું મારે પ્રથમ મરવું કે શું મારે નદીમાં પડતું મુકવું કે અફીણ ખાવું, અથવા તો મારે નાસી જવું? હા એજ સારો ઉપાય છે કે નાસી જવુ! વાતોમાં જેમ કેટલીક પરાક્રમી નાયકાઓના વર્ણનો કરવામાં આવે છે તેમ મેં કીધું અને એક ગામથી બીજે ગામ માંગી ખાવાનો નિશ્ચય કીધો. હું વેરાગણ છું અને તેથી માગવામાં શરમ નથી. હું મારા પ્યારાની શોધમાં ગામોગામ ભટકીશ તો મને કોણ અટકાવશે? મારો ભીક્ષા માગવાનો ધર્મ છે અને હું બીન વગાડી જાણું છું. આ દેશના લોકો એવા છે કે ગમે ત્યાં રોટલાનો કકડો મળી રહેશે. હું ભુખે તો મરીશ નહીં. આમ છતાં પણ મને મારા એક વિચારે નિરાશ કીધી અને તે વિચાર એ હતો કે હું તેનું નામ નિશાન જાણુતી નથી તો હું ક્યાં અને કેમ શોધીશ? પણ આ વિચાર તુરતજ દૂર થઇ ગયો. ઇશ્વર મને મદદ કરશે. હું જ્યાં સુધી તે નહીં મળે ત્યાં સુધી આખી દુનિયા ફરી વળીશ. પ્યારની આંખ આગળ શું આકાશ પાતાળ તેને છુપાવી શકશે કે?

તેણે મને મુસાફરી સારૂ આપેલા પૈસા કે જે મેં ઘણાજ જતનથી છુપાવી રાખ્યા હતા તે અને બીજા મારી પાસે હતા તે લીધા અને એક લાકડી અને બીન લઇ વેરાગણના વેશમાં સર્વ ઊંઘી ગયા હતા ત્યારે નાગપુરને રસ્તે ચાલી નિકળી. અગર જો કે નાગપુર જતાં ભોંસલા તાબાનો મુલક ઘણો ભયંકર અને ઝાડીવાળો હતો તોપણ બીજે દિવસે એક વણઝારાનો મને સંગાથ થયો. રાતના આજુબાજુ બળદો બાંધી, દેવતા સળગાવી તે લોકોની સાથે રહેતી અને તે લોકોને બીન વગાડી ગાઇને ખુશી કરતી હતી. એમ કરતાં કરતાં તેમની સાથે હું સહીસલામત નાગપુર પહોંચી. મેં ઘણા દિવસ નાગપુરમાં રહી અને સેંકડો સીપાઈઓ તથા ઉમરાવોને જોયા પણ મારો પ્યારો મારા જોવામાં આવ્યો નહીં. આખરે મેં હેદરાબાદ તરફ જવાનો વિચાર કીધો. ફરીથી પાછો, ખિણોમાં, ડુંગરોમાં, ભયંકર જાનવરોની ગર્જનાવાળાં કેટલીક વ-

ખત સીપાઇઓની ટોળી શિકારે નિકળી ભટકતી હતી એવાં જંગલમાંથી મેં મારો રસ્તો કોઈ પણ પ્રકારની બીક ન ધરાવતાં લીધો. હૈદરાબાદમાં મેં મરાઠા સરદારનો પડાવ જોયો; તે ઉપરાંત બધી જાતના મોગલ, મુસલમાન, હિંદુ, ક્રિશ્ચીયન વિગેરેને જોયા; પણ જેને હું જોવા માગતી હતી તે જણાયો નહીં. ત્યાંથી હું વિજાપુર, સતારા, શીરંગીનું ગોવા જ્યાં, મોટાં વહાણો આવજાવ કરતાં હતાં અને જ્યાં લોકો સુળીપર ચડાવેલા એક માણસની આકૃતિને પુજતા હતા ત્યાં ગઇ. આ બધે ઠેકાણે હું મારી શોધમાં નિષ્ફળ થઇ. ત્યાંથી હું મુંબઇ આવી. અહીંયા પણ હું નિષ્ફળજ થઈ. કેટલાકના કહેવા પ્રમાણે અને મને મોહગાણુ લગાડનાર હીંદુ હોવાથી હું પુને ગઇ કે જ્યાં, ઘણાખરા હીંદુ સરદારો પેશવાના દરબારમાં આવજાવ કરતા હતા. હું પુને જઇ જોઉં છું તો શેહેર આખું ઉજડ થઇ ગએલું જણાયું. લોકો કહેતા હતા કે સરદાર ભાઉસાહેબ, કાબુલના રાજાની સાથે લડવાને હીંદુસ્તાનમાં ગયા છે. તેમની સાથે શ્રીમંત પેશવાના પુત્ર અને બીજા ઘણાક યુવાન શૂરવીર સરદારો છે. માત્ર અહીંઆના બુઢાઓ, સ્ત્રી અને છોકરાંઓજ રહ્યાં છે. હવે મારે માટે સર્વોત્તમ માર્ગ એજ હતો કે લસ્કરની પછવાડે જઇ, મારા જીગરની તપાસ કરવીજ.

મેં મારી શોધ એકવાર વધારે વખત જારી કીધી. હું દૌલતાબાદ થઇ, માલેગામ થઇને સુરત ગઈ. સુરતથી વડોદરા, ઉદેપુર, ઇંદોર, કોટા, જેપુર, સઘળે શોધ કરતી ફરતી આગળ ચાલી. નામ નિશાનવિના માત્ર કહેવા ઉપરથી મારા જેવી છોકરીને કોણ પતો આપી શકે? રસ્તામાં મળતા ફકીર, ગુંસાઇ, ફક્કડ, બાવા, સાધુ વગેરે સર્વને પૂછ્યું તેમાં બધે ઠેકાણે હું નિષ્ફળજ હતી. જે જે ઘોડેસ્વારો મળે તેના ઉપર હું નજર નાખતી હતી પણ ફતેહ પામતી નહોતી. આખરે મુસાફરીના કંટાળાથી, જુદા જુદા દેશોની જુદી જુદી હવા અને જુદાં જુદાં પાણીથી અને આવી સ્થિતિમાં બેશરમીની માફક ભટકવા કરતાં મરવું એજ બેહેતર છે એમ મેં ધાર્યું.

વચમાં વરસાદને લીધે હું જેપુરમાં રહી. વરસાદની રતુ ખલાસ થતાંજ હું મુસાફરી કરવા લાગી. રસ્તામાં મેં સુરજમલનું ભરતપુર અને અલવાર લશ્કરોથી લઇ લેવાતું જોયું. દિલ્હી પહોંચતાંજ મરાઠા લશ્કર જેપુરથી ઉત્તર તરફ ગએલું છે એમ સમજાયું. મને કેટલાકોએ કહ્યું કે ત્યાં ન જવું; કારણ કે પાંડવ કૌરવ પછી ન થએલી એવી આ લડાઇ છે અને અફગાનો પણ ત્યાં છે, જેથી તને ક-

રક્ત પહોંચશે. મોહબાણુ લાગેલાં છે જેને એવી હું તેણે, આલોકોના બોલવાપર બીલકુલ લક્ષ દીધું નહીં.

અફગાન છાવણી પાસેના શેહેરમાં હું ત્રણ દિવસમાં આવી પહોંચી. અફગાન લશ્કર મારી અને પાણીપત વચે પડેલું છે એવી મને ખબર મળવાથી મેં એક વળાવીઆને હિંદુ લશ્કર તરફ જવાનો રસ્તો બતાવવા લીધો. અમે ગઇ કાલ દિને મધ્ય રાતના ચાલતાં થયાં અને દુશ્મનોની હદમાંથી નિકળી જવાની જ્યાં તૈયારીમાં હતાં ત્યાં તો મુસલમાન ઘોડેસ્વારોની ટુકડી અમારી નજદીકમાં આવી પહોંચી. મારી સાથનો વળાવીઓ મને એકલી મુકી નાસી ગયો. જ્યાં સુધી આ ઘોડેસ્વારો જતા રહ્યા ત્યાંસુધી હું એક નાળામાં સંતાઇ રહી. પાછળથી જ્યારે હું રસ્તે ચાલવા લાગી ત્યારે અજાણી ને એકલી હોવાથી રસ્તો ચુકી ગઇ અને જ્યાં સુધી બે કાબુલીઓએ એક નાળામાં મને પકડી ત્યાં સુધી મેં ચાલ્યાં કીધું. આ લોકોના પકડવાથી હું નોહોતી ધારતી કે તેઓ મારે વિષે ક્રુર થાય. પણ તેઓ મારી સાથે ઘણીજ બેમુનાસબ રીતે વર્ત્યા અને જ્યાં સુધી એક લશ્કરી ટુકડી, જેને તે આવતી સાંભળી બીધા ત્યાં સુધી તેઓએ લડયાજ કીધું. આ ટુકડીને આવતી જોઇ તેઓ મને છાવણીમાં લઇ ગયા. છાવણીના દરવાજા પાસે એક બીજા સીપાઇએ મને લેવા તજવીજ કીધી અને તેઓના ઘોંગાટથી એક બીજો સરદાર કે જે કાંઈ પણ હોદ્દો ભોગવતો હશે તે, શું છે એમ પૂછતો આવ્યો. જ્યાં સુધી મારા નસીબ હતાં ત્યાં સુધી તેણે મારીપર કૃપાદ્દષ્ટિ કીધી અને મને પકડનારા પાસેથી લઇ લેવા યત્ન કીધો. આ લોકોની તકરારમાં મારો જાન લેવાની વાત પણ બહાર આવી પણ મારી નિષ્ટા સારી હોવાથી તુરતજ કેટલાક મોગલ, અમીર અને સરદારો આવી પહોંચ્યા. ઘણી વાતો થયા પછી મને પકડનારાઓને બાંધીને મોકલી આપ્યા અને મને મુસલમાન સરદારોએ ગાવા અને રમવાને હુકમ કર્યો. મેં તેમ કીધું અને તેથી તે અને બીજા સરદારો ઘણાજ ખુશી થઈ મને પુષ્કળ નવાજેશ કીધી; તે, એવા હેતુથી કે હું ભાઉની છાવણીમાં જઇ એમ ન કહું કે મુસલમાનો જંગલી અને કંજુસ છે. પાછળથી શાહે મને છોડી મુકી અને જતાં રહેવા કહ્યું. એક જુવાન સરદારે મને ઘણાજ દ્રવ્યથી અને વચનોથી તેની સાથે રહેવા માટે લલચાવી પણ હું મારા ઠરાવમાં મક્કમ હોવાથી, આખરે તેણે કેટલાક માણસો સાથે મને રણથંભ તરફ મોકલી આપી. અને ત્યાં મારા ધૈર્ય અને હિમતનો આશ્ચર્યકારક બનાવ બન્યો માતાજી!

"બચ્ચા તે શું હતો?"

શું! તેને હું મળીશ એમ ધાર્યું હતું?

હું જાણુતી નથી કે જે મરાઠા સરદાર પાછો ફર્યો તેજ તારૂં જીવન હોય; હું ધારૂંછું કે તેમજ હશે!

હા, માતાજી!

તું કેવી ભાગ્યશાળી છોકરી! શું તેં તેની સાથે વાતચીત કીધી?

ના માતાજી.

બેવકુફજ તો! શું તેં તેનું નામ પુછી લીધું?

હા, માતાજી. માહાદાજી સિંધિયા!

ઘરડી ડોસીએ પોતાના હાથ પહોળા કરી તેણીને છાતી સરસી દાબી.

પછી શું બન્યું બચ્ચા!

બાકીનું સર્વ તમે જાણોછો. તેના માણસો સાથે હું અહીં આવી અને હજી પણ હું તમારી સાથેજ છું.

ત્યારે પેલો જાટ કોણ છે? બચ્ચા.

માતાજી, મેં કહ્યું છે કે હું તેને જાણુતી નથી. જ્યારે મેં મરાઠા છાવણી છોડી ત્યારેજ તે અમારી સાથે આવ્યો અને મારા વળાવીઆને આજીજીથી કહ્યું કે હું એકલો મુસાફરી કરતાં બીહું છું માટે મને સાથે લ્યો.

તે પાછો ન આવ્યો એ તાજુબી ભરેલું છે! એમ છે કે નહીં બચ્ચા.

એટલામાં બારણાને હડસેલા મારતો અને જેને વાસ્તે તેઓ વાતો કરતાં હતાં તેને બુમ મારતો સાંભળ્યો!

માતાજી માતાજી, બાર ઉઘાડો!

મોહનપ્યારી ઘણી આવરદા છે એમ કહેતી ઉભી થઇ.

લાલને કહ્યું કે સાવધ રહેજે, સાવધ રહેજે માતાજી!

માતાજી, માતાજી, એમ વારે ઘડીએ બુમ પાડતો રહ્યો અને કહ્યું કે બીહીશોમાં, હું જાટ છું. શું તમે સુઇ ગયાં હતાં?

બુઠી ડોસી બારણા પાસે કાન દઈ ઉભી રહી અને જ્યારે બીજી કંઈ ધાસ્તી ન જણાઇ ત્યારે તેણે બારણા ઉઘાડવા પેહેલાં પેલા માણસને સવાલો પુછ્યા કે અલ્યા આટલી વાર કેમ થઈ? ભાઈ તું કહેતો હતો કે હું હમણા આવીશ પણ ત્રણ કલાક થઇ ગયા તેનું શું કારણ?

બરાબર છે માતાજી. મને ગારદીએ પકડી લીધો હતો અને

જ્યાં સુધી મારી ખાત્રી થઇ નહીં ત્યાં સુધી મને રાખ્યો. મને અંદર લ્યો માતાજી.

તેનો ખુલાસો સાદો અને યોગ્ય જણાયો અને ઇબ્રાહીમ ગારદીનું થાણું નજદીક હોવાથી આ અજાણ્યા માણુસને પકડાવાનો ફુરતો સંભવ જણાયાથી તેણે એને અંદર લીધો અને પેલાના ઠગારાપણાનો વીચાર કીધો નહીં.

આજ તેનું તરકટ વાસ્તવિક છતાં તરતજ નિરૂપયોગી જણાયું હતુ.

બારણાને મજબુત સાંકળ દઇ, બંધ કીધા બાદ કેટલાક માણસોનું મજબુત ટોળું ત્યાં આવી મોહનપ્યારી, મોહનપ્યારી, બુમ પાડવા લાગ્યા અને બારણું તોડી અંદર ધસી આવ્યા.

## પ્રકરણ ૧૦ મું.

### માનું હૃદય ને રાત સમાન.

ગડબડાટ અને પગલાના અવાજથી લાલન ચમકી.

પેલા જાણીતા લુતુફઉલ્લાહના અવાજે મોટી બુમ પાડી કે તેજ તેણી—તે છોકરી વેરાગણ છે! તેણીને પકડો! કયાં છે તે ? સાવધ રેહેજો કે નાસી ન જાય!"

પેલા છુપાવેશી જાટે જણાઈ આવે એવા શબ્દોમાં બુમ પાડી કહ્યું કે "આમ આવો, મારી સાથે આવો. ત્યાં બીજો રસ્તો કયાં છે કે તે જતી રહેશે? બીહોમાં તે હાથમાંથી છટકી જઈ શકશે નહી".

એક ત્રીજો માણુસ ગુસ્સામાં બોલ્યો દરવાજો તપાસજો હો. તમો બધા બેવકુફ થયા છો શું! કે જેથી એક હલકી સ્ત્રીની પાછલ દિવાના બનેલાની સાથે ઝંપલાવી પડી આગળ પાછળ શું થશે તેનો વિચાર કરતા નથી ? શું તમે પણ દિવાના તો નથી થયા!

લાલનનો વિશ્વાસઘાતી મુસાફરીનો સોબતી, લુતુફઉલ્લાહની ટોળીને મોખરે થયો, ને લુતુફઉલ્લાહ, વેરાગણના મકાન તરફ સિધો ચાલ્યો. બચવાના છેલ્લા ઉપાય તરીકે લાલને દીવો ઓલવી નાંખ્યો ને ખુણામાં સંતાઇ બેઠી.

અંદર ઘુસનાર સિપાઇઓ પણ કાંઈ કાચા નહોતા. તેઓએ તુરતજ કાકડા સળગાવ્યા. કાકડાના તેજના અજવાળામાં દુરાની સરદારે વેરાગણને પકડી લીધી.

"જ્યારે હવે ખુદાએ આપણને મેળવ્યા છે ત્યારે છુટા પડવા કરતાં હું મરવા બેહેતર સમજીશ! નાજુક નાજની મારીસાથે આવવુંજ પડશે" દુરાની સરદારે આતુરતા અને જોસ્સાથી કહ્યું.

છુટા થવાની વેતરણ કરી, રડી, ડચકાં ભરી થાકેલી મદદ વગ-રની વેરાગણ તેની બાથમાં આવી પડી.

લાલને બુમો મારવા યત્નો કર્યા પણ પાછળથી કોઇએ મુખપાશ નાંખ્યો હતો એટલે સર્વ ફોકટ. એવી સ્થિતિમાં તેઓ તેણીને બહાર ખુલ્લી જગ્યામાં લઇ આવ્યા.

સહીસલામતીથી અને ચુપકીથી દરવાજો અને વાડી ટોળીએ છોડી દીધી અને ઝુંપડીથી થોડે દૂરના નાળામાં વાડની બાજુએ ઉતરી પડયા. બારેક પગલાં ગયા એટલામાં લુતુફઉલ્લાહ પડતો અથડાતો ઠોકરખાતો, લાલનની સાથે જ્યાંસુધી તેના એક માણસે રસ્તે લગાડયે નહીં ત્યાં સુધી ચાલ્યો. જુવાન સરદાર મોટેથી બોલ્યો "યારબ! બર સેતાન લાનત" (અરે પરમેશ્વર લાનતછે એ સેતાનને) ખુદ ખુદાકે લીએ તમે પણ વાઘ માર્યો છે! ટોળીનાં આગેવાન વેશધારી જાટે કહ્યું.

અફગાને પુછયું "શું છે! બીરબલ!"

"ખુદાવંદ! ઇબ્રાહીમખાનનું થાણું ઘણું પાસે છે માટે મુંગા મુંગા ચાલી સાવચેત રહો. મસાલો ઓલવી નાંખો."

આ ટોળી જેમ બને તેમ ચોરી છુપીથી અને પોતાના દીવાના કાકડા ઓલવી નાંખી પાણીના નાળાના નિચાણમાં કીનારા તરફ ચાલતી થઇ.

થોડે દૂર તેઓ પોંહોચ્યા નહીં હોય એટલામાં નાળાના ઉપરના ભાગ તરફથી મોટી બુમો સંભળાવા લાગી.

"ગારદી લોગ! ગારદી લોગ! જુવો! વિલાતીઓ જાય છે! મારો! તેઓ મારી છોકરીને લઇ જાય છે.

આ અવાજ મોહનપ્યારીનો હતો કે જે હમણાં, સર્વ ગભરાટનો ધાસ્તીમાંથી છુટેલી હતી તે, મદદને સારૂ ઇબ્રાહીમખાનના મોરચા તર-ફ, ઉપર મુજબ મોટેથી બુમો પાડતી દોડતી હતી. મોહનપ્યારીની અ-રજીનો જવાબ બંદુકના ઘોડા પાડી અને પડઘમના ગંભીર અવાજથી સો વારને છેટેથી અપાયો હતો.

લુતુફઉલ્લાહએ ફાટે સાદે પુછયું "બીરબલ! તે બુઢી કુતરી કોણ છે?"

'સાસુ'—એજ જવાબ હતો.

લુતુફઉલ્લાહએ દાંતો કચડાવી કહ્યું "જો મને પેહેલાંથી ખબર હોત તો હું તેણીના જ્યાં પડી હતી ત્યાંજ કાપી ટુકડા ટુકડા કરી નાંખત".

હવે તેઓ થોડા ભયથી આગળ વધ્યા.

તેઓના ઉપરના કીનારાની બાજુએથી અવાજ આવ્યો "કોન હૈ" "બંદુકના ઘોડાઓ ચડાવાયા" કલીક, કલીક"ના અવાજો સંભળાયા. જવાબ નહીં મળવાથી સાંમેવાળાઓએ હિંદુસ્તાનીમાં કહ્યું-"કોન હૈ ઉદર!" (ત્યાં કોણછે)? "તારો બાપ, તારી માનો સાંઢ" લુતુફઉલ્લાહખાને અપમાન ભરેલી રીતે બેદરકારીથી કહ્યું.

આંધળીઆ ધાની માફક અંધારામાં બંદુકો ફોડી; જેનો પડઘો નીચેના રસ્તા તરફથી આવ્યો. તાકેલા ગોળાથી ટોળી બચી ગઇ અને ગોળો અગાડી કીનારા તરફ ગયો.

અંધારાના સબબથી અગર જો કે બંદુકના ગોળાથી બચ્યા હતા તોપણ બીકથી નાસનારાઓની આંખ આગળથી ગોળાનો ધુમાડો દૂર નહીં થયો હોય એટલામાં તેમાંનો એકજણ પાછળ રહ્યો, અને ઘુંટણભર થઇ પોતાની મોટી બંદુક તાકી, જે બાજુથી ગોળાનો અવાજ અને ચીચીઆરી સંભળાતી હતી તે બાજુ ફોડી. બંદુકના સામા અવાજથી ભારે હોહા થઇ રહી. પડતા લોકોના અવાજ અને હથિયારોના ખડખડાટની સાથે મદદની પણ બુમો સંભળાવા લાગી

"પેલા જાય, પેલા જાય! મારો! મારો!" મોહનપ્યારીનો પોકાર અગાઉના કરતાં વધારે પાસે સંભળાયો.

જેમ બમે તેમ પોતાના શિકારનું રક્ષણ કરતા અફગાનો હમણા છુપાવાની કોશીશ મુકી દઇ, ઝરાની નિચેની બાજુએ ધસવા લાગ્યા. સાવધતા, ઉત્તેજન અને હુકમના શબ્દોથી પરસ્પર કીનો લેવા અને ઘાયલ થએલાઓની શોધ કરવા, બંને તરફના લોકો એકબીજાને કચરતા મોટા જથામાં સામસામા આવી લાગ્યા. તથાપિ વખત જતાં એવું જણાયું કે હિંદુસ્થાની બધા સીપાઇઓ કરતાં, ખુશીના સીપાઇઓનો ઉપરથી "હેલ્લાત"! નો એકાએક મોટો પવનમાં ઉડી જાય એવો અવાજ સંભળાયો. આ અવાજે શોધ કરનારને અકસ્માત અટકાવ્યા. તૈયાર થયેલા સિપાઇઓના હથિયારના અને પગના અવાજની સાથે એક પછી એક એવાજ અવાજો પાછળ થવા લાગ્યા.

બીરબલે બુમ પાડી કહ્યું, આગળ વધો. આ વખત છે. દોડો તેઓ આ એક સંતાઇ રહેવાની જગ્યાની બીકથી આગળ આવશે નહીં પણ માત્ર બંદુકો ફોડયા કરશે.

તેઓની આ ધારણા અસાધારણ હતી. એકદમ અમલદારે હુકમ કર્યો અને સલામતીના બાર અફગાન ટોળીની પાછલ થવા લાગ્યા.

નાસનારાઓના માંથાપરથી ગોળીઓ ચાલી જઇ આસપાસના મેદાનની જમીનમાં જઈ પડી. આવા બારોના વરસાદથી તેઓને મુ-

દશ ડગલાં ન થતાં લુતુફઉલ્લાહની ટોળીમાંથી સામટા બે ચાર બાણ તેઓના તરફ કરતાં, અફગાનોએ પોતાની કુચ ઘણીજ ઝડપથી આગળ વધારી.

તુરતજ પડઘમ વાગ્યાં, રણશિંગાં ફુંકાયાં ને પાણીપતમાં પોતાની મેળે તોપો ગોઠવાઈ તે, તરફ મરાઠીમોરચાના લોકો સંજ્ઞાત્મિક નિશાનીઓ સમજવાને ઘણાજ પાસે હતા. પણ આ તૈયારીનો અવાજ અફગાનોની જાણવામાં આવતાં તો તેઓ કાફરને નસાડયાથી, આપ બડાઇથી અને હાસ્યથી ફુલાઈ જવાનું ભયંકર જોખમ ઉપાડવા સિવાય વધુ દરકાર કરે એમ નહોતા. અડધો મૈલ આગળ ચાલ્યા એટટલે ખીણનો છેડો આવ્યો. લાલનને ઝમરૂદને હવાલે કરવામાં આવેલી હોવાથી તે, એક બીજી ટોળી સાથે હિંદુસ્તાનની જમીન અને રસ્તાથી વાકેફગાર બીરબલને સાથે લઇ લાલન સહીત અફગાન છાવણી પાસેના ખુલ્લા મેદાનમાં આવી લાગ્યો.

આટલું છતાં તેઓ તદન બચી ગયા એમ નહોતું. તેઓએ લશ્કરથી મજબુત કરેલ મરાઠા લશ્કરના રણખંભ નામની જગ્યા જ મણી બાજુએ મુકી દીધી હતી તો પણ ઘોડાની ખરીઓના અવાજ તેઓના સાંભળવામાં આવ્યા. લુતુફઉલ્લાહ અને તેના લોકો પણ પાસે નહોતાં. નિશાની કરવાનું પણ અશકય હતું, અને ઘોડેસ્વારોથી ખુલ્લા મેદાનમાં બચવું એ બનવા જોગ નહોતું તેથી, તેઓને એક ઉપાય જણાયો કે ગુપચુપ જમીનપર સુઇ જવું. આ પ્રમાણે તેઓએ કીધું અને લાલનને પણ તેમ કરવા ફરજ પાડી. એક હબસીએ લાલનને ચુપ રાખવા તેનું મોં દાબી રાખ્યું. આ અકસ્માત અને મરવા વખતના બનાવના સંબંધમાં આ સાવચેતી અગત્યની હતી. પણ લાલન આવી હાલતમાં હોવાથી તે, ઘોડેસ્વારો મરાઠા કે મુસલમાન, મિત્ર કે મુદાઇ! કોણ હતા તે સમજી શકી નહીં. છુટી પડેલી ટુકડી તો ફતેહમંદ નિવડી. રાતના અંધારાને લીધે અને તેઓ પડેલા તે ધુળના ઢગલાને લીધે તેઓ ફતેહ પામ્યા. તેઓ ચાલીશ ડગલાં આગળ વધ્યા નહીં એટલામાં તો વગર કેળવાએલું મરાઠા ઘોડેસ્વાર લશ્કર સામે આવતું જણાયું. આ લશ્કરમાં બોલવાની બીલકુલ મના કરી હતી. ઘોડાઓની ખરીઓના અવાજ બટીક ન સાંભળવામાં આવે તેમ ઘોડા ચલાવવામાં આવતા હતા. તરવારો કમરપટામાં ભરાવવામાં આવી હતી. અને અંગ ઉપર રૂના ડગલા પેહેરેલા હતા. આવી રીતે તે વખતની સૌથી સરસ સાવધગીરીમાં આ લશ્કર આવતું જણાયું.

જ્યારે એક પણ માણસ દેખાતું બંધ થયું ત્યારે લુતુફઉલ્લાહ બોલ્યો "તેઓ ક્યાં જતા હશે"?

બીરબલે કહ્યું "કદાચ રોન ફરવાને".

લુતુફઉલાહે કહ્યું ના. "તેઓ ઘણા જણ ઓછામાં ઓછા ચારસો તો હોવા જોઈએજ. વળી ડંકા નિશાનસહીત આપણી છાવણી તરફ સિધા જતા જણાય છે."

તેઓમાંના એક સિપાઈએ કહ્યું કે કદાચ આપણે ધા તી આપી છે તેથી તેઓ ધાસચારો એકઠો કરવા જતા હોવા જોઈએ અથવા તો આ બાજુએ અડચણ કરવા પણ આવેલા હોવા જોઈએ.

દુશ્મનોની હીલચાલ અને દેશ પ્રદેશોથી માહીતગાર થયેલો અને હિંદુસ્તાનમાં જુનામાં જુનો વસનારો એક બુઢો અફગાન બોલ્યો "ત્યારે તો તેઓ આસપાસ છુટા છવાયા જવા જોઈએ પણ એક જથામાં તો નજ જાય. વળી હમેશ મુજબ તેઓ વાતચિત કહાબાજી અને હોહા પણ કરે; પણ હમણા તો બોલવાની સખત મનાઈ થઇ હોય એમ જણાય છે"

બીરબલના મનમાં બીજો વિચાર આવવાથી તેણે ગંભીરાઈથી કહ્યું; એમ હોય તો ચાકરો ને ટટુઓ પણ સાથે લેવાં જોઈએ પણ તે તો નથી."

લુતુફઉલ્લાહે કહ્યું "ઈશ્વર ન કરે ને કદાચ તેઓ, આપણે ગોવિંદપંથ બુંદેલા અને તેના માણસોની સાથે જે વરતણુક ચલાવી આવ્યા છઇએ તેનો બદલો લેવાને ઉડીખાન ઉપર તો હુમલો નહીં લઇ જતા હોય?"

આથી તરતુજ જાસુસ જમીન ઉપર પડી કાન દઇ સાંભળી તુરત ઉભો થયો ને બોલ્યો "ગમે તેમ તોપણ અહિંઆ વાતો કરતાં ઉભું રહેવું એ સલામતી ભરેલું નથી. બનતી ઝડપે આપણે અહીંથી નિકળી જવું જોઇએ. મરાઠા લસ્કરની ઘોડેસ્વાર ટુકડીઓ આજે આમ તેમ ફરતી પુષ્કળ જણાય છે.

આ સાંભળી આખી અફગાન ટુકડીના પેટમાં ધ્રાસકો પડ્યો, બનતી ઝડપે તેઓએ આગલ વધારો કર્યો, બીરબલ અગર જો કે મુખ્ય આગેવાન અજાયબ રીતે તેમને લઇ જતો હતો તોપણ કદાચ વખત આવે છુપાવું અને સર્વનો બચાવ કેમ કરવો તેનો વિચાર કરતો હતો. પણ વખત હવે પાસે આવી લાગ્યો અને તેઓ અત્યાર સુધી ન આવી પડેલા એવા ભયમાં આવી પડયા. તેઓથી દશ કદમ દુર એક નાનો ઝરો હતો. તે પણ સાંકડો અને બચાવને માટે પુરતો નહો-

તો. પાણીપતના મેદાનમાં આવા ઝરાના સંબંધમાં પુષ્કળ લખી ગયા છઈએ. અણચિંતી આફત આવી પડવાથી તેઓએ તેજ વખતે નવો દાવપેચ રમવા વિચાર્યો પણ તે હવે ફાયદાકારક થાય એમ ન હોતું. લાલનની અગાઉની સહનતાને લીધે ઝમરૂદે કદાચ વધારે ચીંતા રાખવા જેવું ન ધાર્યું હોય પણ તે તેથી છેતરાયો. મજબુત બંધનમાં હતી છતાં અને સખત દુઃખો ખમ્યાં છતાં લાલન પાસે આવતો ઘોડેસ્વાર મૂર્તિપુજક મરાઠો છે એમ ખાતરી કરી તરતજ મદદને સારૂ બુમો પાડી ઉઠી. "ત્યાં કોણ વર્ણસંકર બુમો પાડેછે ?" એક નજદીકના ઘોડેસ્વારે કે જેની નજર જમીનપર પડેલા માણસની ટોળી ઉપર પડી તેણે કહ્યું.

જેવી તે છોકરી બીજી બુમ મારવા જાય તેટલામાં ઝમરૂદે નિર્દયપણે મારી.

નિસાસા નાંખતા લુતુફઉલ્લાએ ધુંધણુભર થઇ પટામાંથી પીસ્તોલ કાઢી પેલા ઉભા રહેલા મરાઠા ઉપર ફોડી. ગોળી મરાઠા સ્વારની છાતીમાં પેસી ગઈ તેથી પાછલનો ઘોડો, ઘાયલ થએલા સ્વારના ઘોડાની લાતથી, ખરાડાથી અને તોફાનથી પાછો હઠ્યો.

લગામો છુટી મુકી ઘોડાને ઉતાવળા દોડાવતા મરાઠા સીપાઇઓ, વેર લેવાને અને બંદુક અને ભાલાઓનો દુશ્મન ઉપર ઉપયોગ કરવાને અફગાન ટોળીપર તુટી પડ્યા.

આ વખત બીરબલની સમયસૂચકતાએ મુસલમાનોથી એ- માણસ મરેલો જાણ્યો.

તે પોકાર મારી બોલ્યો "ઉઠો ! બેવકુફો ! નાસો ! નાળાતરફ ! નાળાતરફ ! હવે બચવાનો બીજો કશો ઇલાજ નથી. તોપણ નાળામાં તેઓના ઘોડાઓ આવતા અટકશે ખરા." કેહેતાંજ વાર લુતુફઉલ્લાહ અને ઝમરૂદ, રડતી અને પોકાર મારતી લાલનને જોરથી ખેંચતાં કુદતાં, પડતાં, આખડતાં માત્ર દશેક કદમ દૂરના નાળામાં જઇ પોહોંચ્યા.

દક્ષણી લોકો પુરજોસમાં આવેલા તેથી અંધારામાં આગું પાછું ન જોતાં જનાવરો જે પોતાની મેળે લપસી જઈ, તરફડીઆં ખાઇ પાછા હઠતાં તોપણ તેઓને મજકુર નાળામાં જતાં અટકાવ્યા ત્યાં સુધી આગળ વધ્યા આવ્યા. તેઓમાંનો એક ભારે પોકાર મારતો લથડીયાં ખાતો નિચે ગબડી પડ્યો. બીજો જે ઘોડાપર સારી હિંમત અને શાંતિથી સ્વાર થયો હતો તેણે જોતાની સાથે તેને એક કુદકામાં પકડ્યા હોત ખરા પણ નાસનારાઓએ બે ત્રણ ગોળીઓના બાર તેની સાંમે કર્યા જેથી તે પાછો ફર્યો અને પોતાના ઘોડાને એડી મારી ચારે

પગે કુદાવતો ડાબી બાજુ તરફ નિકળી ગયો. આવા અણીપર આવેલા મામલાની વખતે ઝમરૂદ બોલી ઉઠયો "મીંયા ! મીંયા ! જ્યારે બચવાની સઘળી આશા ફોકટ છે ત્યારે લાવો આ મારૂં ખંજર આ રાંડને ભોંકી દઉ ! આ રાંડજ આપણી આ હાલતનું મૂળ છે. ખંજર ભોકું કે ?" પોતાના જાતી સ્વભાવ અને સ્વદેશની ખાસીયત વિરૂદ્ધ લુતુફઉલ્લાહ બોલ્યો "ના ! ના ! તે છોકરીએ કાંઈ પણ કીધું નથી ! તેણીએ કંઈ મને કહ્યું નહોતું કે મારે તેની પાછળ જવું ! જો હું પોતે તેનો પ્યાર ભોગવવા અભાગ્યો બનું તોપણ મારા મુવા પાછળ મને યાદ કરવા તેણીને વગર ઈજા કરવે છોડી મુકવી ! બચ્ચા ! હવે હિમ્મત રાખી વખત સંભાળો ! ખુદા અને ખુદાના બંદાને યાદ કરો ! કાલ સવારે આપણે દીન ધરમના રક્ષક તરીકે ગણાઇશું !"

એક બીજો સિપાઈ બોલ્યો "હવે તો છુટવાનો લાગજ નથી ! જુવો પેલી બાજુએથી વધારે ઘોડેસ્વારો આવે છે !"

એક બુઢા અફગાન સિપાઇએ ધમકીથી કહ્યું "દીવાના ! આપણે તો બચ્ચા છઇએ ! તારી અક્કલ બેહેર મારી ગઈ છે શું ?"

બીરબલે ખુશાલીના પોકારને ટેકો આપતાં કહ્યુ "સાંભળો. પેલા બખતરના ખણખણાટના અવાજો !"

ખરેખર ! આ નવા આવનારાઓ ઉત્તર તરફના અફગાન ઘોડેસ્વારજ હોવા જોઇએ.

મ્યાનમાંથા ખુલ્લી થયેલી તરવારો, ચલકતા ભાલાઓના ખણખણાટ વિગેરે ઉપરથી તેઓ અફગાન સીપાઈઓજ છે. મરાઠા આ વાત જાણતા નહોતા એમ નહીં તેઓએ ડાબી બાજુની ટુકડીને નિરાની કરી મુસલમાન ટુકડીને ભેટવા જણાવ્યું. લુતુફઉલ્લાહની ટોળીએ તો અગાડી ન ચાલતાં યા અલાહ, દીન, દીનના પોકારો કરી ઝંપલાવી પડવાનુંજ નકી કર્યું.

તરતજ બે આકાશ જેવા કાળા ટોળાં, એક પાછળ એક તરવાર મ્યાનના ખડખડાટથી, બખતરથી અને લડાયક ઉચ્ચારોથી ગડગડાટ કરતાં જણાયાં.

મરાઠા લોકોની ગોઠવણ પ્રમાણે અફગાન લોકોની ટુકડીને બરાબર મધ્યમાં લઇ લીધી હતી. લુતુફઉલ્લાહખાને પોતાના અફગાન ભાઈઓને મદદ કરવા તજવીજ કરી પણ તે સર્વે નિષ્ફળ. રાત્રીનું અંધારૂં દુર થઇ, એક બીજાનું મોં જોઇ શકાય એવા વખતમાં આ સર્વ મેદાન લડવૈયાઓથી છવાઈ રહ્યું હતું અને મહાદેવ, ભવાની ને અલાહના અવાજો સંભળાતા હતા.

# પ્રકરણ ૧૧ મું.

## પાંજરે પડેલું ગીધ.

લાલને બીજી વાર જ્યારે તેને જોયો ત્યારે તેણે, રણથંભ કે જ્યાં મરાઠાના મોઠા સરદાર ભાઉ સાહેબે, દરેક આગેવાનોને બોલાવ્યા હતા તે સંબંધી લાંબો વખત વિચાર કર્યો. બંને લશકરની ખરી હાલત સંબંધી ટુંક વર્ણન આપવું અહીં અગત્યનુંછે.

આપણે બીજા પ્રકરણમાં જોઇ લીધું છે કે લડાઈના વખતે બંને દુશ્મનોએ કુદરતી રીતે પાછા ફરવાના પ્રસંગ બાબત પુરતી સાવચેતી રાખી છે. આ રીતે અફગાનો ઉતર તરફ રહ્યા હતા અને મરાઠાઓ દક્ષીણ તરફ રહ્યા હતા. અફગાનો તેમના દુશ્મનોની વચ્ચે હતા અને મરાઠાઓ દિલ્હી અને દક્ષિણ તરફના રસ્તે હતા. મરાઠાઓ પંજાબ થઇને અટક તરફ પાછા ફરવાના અહમદશાહના મારગની વચ્ચે હતા અને આ તેઓએ કુંજરપુર કબજે કરી સિધ્ધ કર્યું હતું. આ રીતે બંનેના પક્ષે જીવન અને મરણનો ઉપાય હતો. તેઓને લડાઇમાં મરવા શીવાય બીજો રસ્તો નહોતો. હારનો અર્થ તેઓનું સત્યાનાશજ. થોડા વખત સારૂ તેઓ બંને જરા છેટે હતા. બંનેના પક્ષે નુકશાનીના વધતાં ઓછાં કારણ હતાં પણ મરાઠાઓ વધારે નુકશાન ભરેલી સ્થિતિમાં હતા કારણ કે પાણીપતનું મેદાન એ અંડાકૃતિ છે ને તેનો લાંબો વ્યાસ ઉતર દક્ષીણનો છે. તેની આજુબાજુ નાના મોટા ઝરા છે ને તેઓ છેલ્લાં ચોમાસાથી અને બરફના પીગળવાથી ભરેલા હતા. રણની ઉતર બાજુએ ફીરોઝશાહની નેહેર છે ને તે તેવખતે દક્ષિણ ને અગ્નિકોણ તરફ થઇને જમનાને મળતી હતી. પુરવ તરફની બાજુએ જમના હતી જ્યાં દુરાની લશ્કર સાથે અનુપ શેહેરથી આવતાં તોફાન થયું હતું. ભાઉસાહેબના લશકરને કુંજપુર ઉપર હલ્લો કરવાનો જે રસ્તો હતો તેની વચમાંનો ઝરો જે આપણી વાતનું સ્થાન છે તે હતો. આપણે જો પૂર્વ પશ્ચિમના ટુંકા વ્યાસનો વિચાર કરીએ તો પાણીપતનું શેહેર ઉતર દક્ષિણ વ્યાસની ત્રીજી રેષામાં બાદશાહી નેહેર તરફ આવ્યું છે આમ જણાશે. આટલા વાસ્તે આ ત્રિકોણાકાર જગ્યાનો ઉપલો ત્રીજો ભાગ દક્ષણીઓને કબજે હતો. આજ તે લોકોને ફરવામાં, જવામાં, નાસવામાં અને બીજી બાબતોમાં નુકશાનકારક છે આ સિદ્ધ કરે છે. આતો ખરી વાત છે કે જે રસ્તેથી તેમને કુંજપુર જવાનું હતું તે તેના કબજામાં હતો પણ આજુબાજુના મુસલમાનો તેમના તરફ ઉશ્કેરાઈ ગયા હતા ને તે-

ઓ તેના દુશ્મન થતા ચાલ્યા હતા. પશ્ચિમ તરફથી નેહેર હરીનાંના પ્રાતમાં ઓળંગી શકાય એમ હતી. પુર્વમાં જમના હતી ને તે મુસલમાન લશ્કરે રોકી હતી. આવી રીતે મરાઠાઓ દક્ષીણ તરફના પોતાના સંબંધમાં મુસલમાનો કરતાં પશ્ચાત હતા.

બીજા હાથ ઉપર અહમદશાહ અગર જો કે પોતાનો દેશ છોડી બીજા દેશમાં આવ્યો હતો, દીલ્હીના મરાઠા લશ્કર સામે તેને કામ લેવાનું હતું, જાટો તેના દુશ્મન હતા છતાં તેનાપર આવતી આફત ખમવા તે મરાઠા કરતાં સારી જગ્યામાં હતો. કુરૂક્ષેત્રનો અડધાથી વધારે ભાગ તેના કબજામાં હતો, જમના તરફથી તેના મીત્ર રોહીલાના મુલકમાં પાછા ફરવાનો તેને લાગ હતો ને તેને અગર જો કે થોડા જથામાં પણ તેના મિત્રો તરફથી જોઇતો સરસામાન મળી શકે એમ હતુ. ઉપરાંત આગળ આપણે કહ્યું છે તેમ તેની છાવણીમાં ફાલતુ માણસો દાખલ ન થાય તે બાબત તેણે જબરી કાળજી રાખી હતી. આથી તે વધારે મજબુતીમાં હતો. મરાઠા લશ્કરમાં બઇરી, ચાકર, ગુલામડી, છોકરાં રાખનારી, જાળવનાર, નાટક કરનારા, કવીઓ, જોગીઓ, ફકીરો, જોશીઓ, જુગારીઓ, નાયકાઓ અને એવો બીજો ઠાઠમાઠ હતો. મોગલોના કરતાં મરાઠાઓનો એશઆરામ વધારે હતો અને તેઓ બંદુકના બાર કરવાના સ્થાનમાં પોતાના સુખના તરફ વધારે કાળજી રાખતા હતા. દરજીઓ ગલીચા ને બીછાનાં બનાવતા હતા, ઘોડાવાળાઓ ઘોડાને સાફ રાખતા હતા, ગાનારા ગાના હતા. આવી રીતે મરાઠા છાવણી એક બજાર જેવી હતી. સદાશિવરાવની સાથે પણ બૈરી હતી. એવી રીતે મરાઠાની છાવણીમાં બીજા આવવા માગે તો આવી શકે એમ હતું. આવી રીતે મરાઠા છાવણીમાં ફાલતુ માણસોના વધારાથી તેમનો ખોરાક, જો દુશ્મનો રોકી રાખે તો, તેઓ ટુંક વખતમાં ભુખમરાના ભોગ થઇ પડે એમ હતું અને દુરાનીઓને તેથી ઊલટું સર્વ પ્રકારની સગવડનું સુખ હતું.

મરાઠાઓ પોતાના કુઝાક ઘોડાવાળાપર વિશ્વાસ રાખી બેઠા હતા. અફગાન લશ્કરમાં આવતો ખોરાક લુટી લઇ તેમને ભુખમરો વેઠાવવા આ કુઝાક કામ કરતા હતા. પણ અમદશાહ પણ કંઇ અસાવધ નહોતો. તેણે બનતી સાવધગીરી રાખી હતી એટલુંજ નહી પણ મરાઠી ટુકડીઓ કાપી નાંખી તેમને નસાડી હતી આથી સદાશીવે, ગોવીંદપંથ બુંદેલાને, બચેલા મરાઠા લશ્કરને એકઠું કરી, દુશ્મનોને મળતો ખોરાક અટકાવવા હુકમ કર્યો અને તે બુઢા નોકરે તેમ કર્યું પણ ખરૂં. છાવણીથી ૬૦ માઇલ ઉપર બચેલા. મરાઠા સીપાઇઓને

એકઠા કરી ૧૨૦૦૦ માણસ સાથે પડાવ નાંખ્યો પણ અહમદશાહને ખબર થતાંજ ઉટીખાનને એક રાતમાં તેમની સામે મોકલ્યો અને ઉટીખાને તેમનો ઘાણ વાળી નાંખ્યો. આ રીતે હવે બંનેની સ્થિતિ પાંજરે પડેલા સિંહના જેવી થઈ અને બંનેને વખત આવ્યે લડાઈ કર્યા વગર ચાલે એમ નહોતુંજ.

---

## પ્રકરણ ૧૨ મું.

### ભાઉ સાહેબની કચેરી.

ભાઉ સાહેબની કચેરી સારૂ એક શોભીતો મંડપ નાંખવામાં આવ્યો હતો ત્યાં મરાઠા આગેવાનો એકઠા થયા હતા. પંજાબમાં તૈમુર રાજા સામેની લડાઇમાં ફતેહ મેળવ્યાથી ગાઝીઉદીને પેશવાના ભાઈ રઘુનાથરાવને એક ઉત્તમ તંબુ આપ્યો હતો જેનો આ મંડપ બનાવવામાં આવ્યો હતો. આ મંડપની અંદર આશમાની સાટીન અને આજુબાજુ ભરેલી રેશમી ઝાલર હતી. મંડપની વચમાં એક મોટો વાંસ હતો અને અંદર હાંડી ઝુમરો લટકાવેલાં હતાં. આ મંડપ ભભકા ભરેલો કરવામાં આવ્યો હતો.

આ મંડપથી પચાસ કદમ દુર ચારે બાજુ કનાત બાંધવામાં આવી હતી. આ કનાતમાં એક દરવાજો રાખવામાં આવ્યો હતો. બીજી બાજુ એવાજ જાતના બે તંબુઓ ગોઠવવામાં આવ્યા હતા. આ બે તંબુમાંના એકમાં ભગવો ઝંડો હતો. આ ઝંડા ઉપર ફુલો ચડાવેલાં હતાં. આ તંબુ જરીકામથી ભરેલ રેશમી શોભિતા કાપડથી શૃંગારેલો હતો. આ ભગવો ઝંડો જાળવવા બે દક્ષણી ઉમરાવો, જે કે વંશપરંપરાથી આ હક ભોગવતા હત' તેમને, રાખ્યા હતા. આ ઉમરાવો બહાર ઉમદા વેશમાં બેઠા હતા. બીજા તંબુમાં નગારખાનું હતું. બે તંબુની સામે અને મંડપની વચમાં ઇબ્રાહીમખાનની સરદારી નીચેની બે લશ્કરી ટુકડીઓ હતી. મોટા તંબુની સામે ૨૪ રતલના ગોળા ફેંકી શકે એવી બે પીતળની તોપો હતી. દરવાજો પણ સોનેરી રૂપેરી જરીકામવાળા રેશમી કાપડથી શોભાયમાન જણાતો હતો. વચમાં કારેબીનવાલા, આરબો અને બીજા લડવૈયા રહેલા હતા.

મંડપના ઊપલા ભાગમાં સદાશીવરાવ-નીઝામને જીતનાર-પેશવાનો કુટુંબી-બેઠો હતો. આ સદાશીવરાવનું નામ "ભાઉ ગારદી" હતું અને હજુ પણ "ભાઉ ગારદીનો વખત" એ હિંદુસ્તાનમાં

પ્રસિધ્ધ રહેલ છે. સદાશિવરાવ મધ્ય વયનો હતો અને તે તેના કુટુંબના માણસ કરતાં વધારે દૃઢ હતા. તેણે સફેદ જામો અને પાઘડી પેહેરેલી હતી, ઉમરાવ તરીકે તેણે પેહેરેલો હીરા અને માણેકનો બાજુબંધજ હતો. આ બાજુબંધ મોગલના રાતા કીલ્લામાંથી લુંટયો હતો બીજો જવાહીરનો બીજ્જો હતો અને તેની તરવાર પણ જવાહીરથી શોભી રહી હતી. તેના જમણા હાથ તરફ બાવીશ વરસનો જુવાન, ઊંચો, કાળો, અને કુમળી કાળી આંખવાળો એક સખસ હતો. તેનો ચેહેરો હસમુખો હતો. શરીર ઉપર અતર વગેરે સુગંધી પદાર્થ બેકી રહ્યા હતા અને તેણે મજલીનનું ભરેલું અંગરખું પેહેરેલું હતું. માથા ઉપર લાલ પાઘડી હતી. ગળામાં ગલચવો, હાથે બાજુબંધ, આંગળીએ વીંટી અને બીજાં એવાં આભુષણો શોભી રહ્યાં હતાં. પગમાં સોનાના સાંકળાં હતાં. કમરે પીસ્તોલ, તરવાર અને પેશકબજ હતાં. આ માણુસ વીશ્વાસરાવ બાલાજી પેશવાનો પુત્ર હતો. આનો ખરેખરો ભભકો છેલબટાઉ જેવો હતો.

આ લોકોની ડાબી જમણી બાજુએ મરાઠા આગેવાનો બેઠેલા હતા. આ છાવણીમાં જુના, નવા અને શીખાઉ લોકો હતા. નીઝામને નચાવનાર, મોગલ, રજપૂત અને મુસેરીયનને જીતનાર, અને ફીરંગીની સામે લડનારા પણ આ તંબુમાં હતા. મલ્હાવરાવ હોલકર, દામાજી ગાયકવાડ, સમશેરબહાદુર, જંકોજી સીંધીઆ, બલવંતરાવ, ગણુપત મંડલે, જસવંતરાવ પવાર, વીઠલ સદાશીવ, વીંચુરનો રાજા, પુરંધરનો ત્ર્યંબક સદાશિવ, આપાજીરાવ ઉતાવલે, અંબાજી માનકેસર વગેરે ઉમરાવો અને નીંબલકર, પાઓનકર, જાદવ, ભોસલા, ગોખલા, ઘાટકી, ધમદેરાને ઘોરપુરા વગેરે સરદારો મંડપમાં હતા.

આ મંડળોમાં ઉમરાવોની એક હારમાં એક કાબેલ વીચારવાન બ્રાહ્મણ બાલાજી જનારદન (જે કે પાછળથી નાના ફરનવીસ) પણ હતો. આ બ્રાહ્મણની બુધ્ધિથીજ પેશવાએ આખું હિંદુસ્થાન લીધું હતું અને પેશવાનું રાજ્ય મળતાની સાથે અંગ્રેજને આખું હિંદુસ્થાન મળ્યું છે એમ કહીએ તો પણ ચાલે. તેની પાસે ભાઉ સાહેબની સામે રામચંદ્ર ગણેશ ને હરીપંથ ફડકે બેઠા હતા.

આમાં એક અડધા અંગ્રેજી ડરેશવાળો સરદાર કે જે ભાઉ સાહેબનો સલાહકાર અને ઘણીજ લડાઇમાં જીત મેળવી આપનાર ઇબ્રાહીમખાન ગારદી પણ હતો. આ રીતે ભાઉ સાહેબની કચેરી બધા ઉમરાવોને આગેવાનોથી ખીચોખીચ ભરાઇ ગઇ હતી.

# પ્રકરણ ૧૩ મું.

## હરીફ ભરવાડો.

સભા ભરાઇ રહ્યા બાદ અને ચોપદારે સૌની સલામ લેવરાવી સર્વને શાંત કર્યા બાદ થોડીક મીનીટમાં બીજા કોઇ પણ કાંઇ ન બોલતાં ગંભીર દેખાવમાં બેસી રહ્યા ત્યારે આખરે ભાઉ બોલ્યા કે "દરેક આગેવાનો આવી પોહોંચ્યા છે કે ?"

લોકોએ આજુબાજુ જોવા માંડયું.

"માહાદાજી શિવાય હું સર્વને જોઉંછું." વિશ્વાસરાવે પોતાની તપાસ પુરી કરી કહ્યું.

"તે કાંપમાં નથી, પરશુરામ અવતાર!" જનકોજીએ ઉમેરો જણાવ્યું. "મેં તેની બધે તપાસ કરાવી પણ તે મળ્યા નથી."

"કહી નહીં" ભાઉ સાહેબે ડાવકાઇથી જણાવ્યું. "આપણે તેમની વગર ચલાવી લઇશું." મંડળી તરફ જોઇને તેણે કહ્યું કે તમને મેં શા સારૂ બોલાવ્યાછે એ કહેવાની થોડીજ જરૂર છે. લસ્કરની સ્થિતિ સૌને જાણીતીજ છે. વાતમાં વખત કાઢવાની મને જરૂર નથી. આપણે શું કરવું તે બાબતમાં તમારો અભિપ્રાય આપો!

દરેક માણસ એક બીજાની સામે જોવા લાગ્યા ને વળી પાછું બધું શાંત થઇ રહ્યું. સર્વ કોઇ જવાબ દેવાને નાખુશી જણાતા હતા.

મલ્હાવરાવ હોલ્કરે પોતાની પાસેના માણસને કહ્યું કે "હવે તેને સલાહ જોઇએ છીએ." આમ કહી તેણે મોટેથી જણાવ્યું કે મારો અભિપ્રાય તો હું છ મહીના અગાઉ આપી ચુકયોછું. લશ્કરને દોરવવાને બીજા સારા ભરવાડો મળ્યા હતાજ ના!

આ સાંભળી સદાશીવરાવની આંખ ફાટી ગઇ પણ પ્રસંગોપાત તેને આ અપમાન સહન કરવું પડયું.

"સારા ભરવાડ પણ કદાચ રસ્તો ભુલી પણ જાય અને તેને બીજાને રસ્તો પુછવાની જરૂર પણ પડે." આમ હસીને આ બાબત મશ્કરીમાં કાઢવા સદાશીવરાવે જણાવ્યુ.

"મારી પણ હમણા તેવીજ સ્થિતિ છે.

ઇબ્રાહીમખાને મલ્હાવરાવ અને રાવસાહેબ વચેની નાખુશી કાઢી નાંખવા કહ્યું. કે રાવસાહેબનું કહેવું કેટલેક અંશે ખરૂંછે. ભુલ કેટલાક વખત પેહેલાં થયલી છે મેં સલાહ આપી હતી તે મુજબ આપણે વીલાયતી નદી ઓળંગતા હતા તે વખતે હલ્લો કરવો જોઇતો હતો; આપણે આળસમાંજ આપણો બાજુ બગાડયો.

ફ્રેંચો હમેશ વિજયીજ હતા અને તેનું કારણ મારા ઉસ્તાદ બુસીએ મને કહ્યું છે તે આ છે કે, "હમેશાં પેહેલાંજ હુમલો કરવો."

મલ્હાવરાવ હોલ્કરે મગરૂરીથી જવાબ આપ્યો કે "તમારા ટોપીવાળા માટે ભલે તેમ હો." એક લડાઈમાંજ બધાને યાહોમ કરવા એ મારા બાપની રીત નહોતી તેમજ મારી પણ નથી.

ઇબ્રાહીમખાન આ બાબતનો ખુલાસો કરી યુરોપીયન લોકો પાછું હઠવું હોય તો કેમ કરે છે એ બાબતમાં બોલવા જતો હતો એટલામાં પવાર અને વીંચુરકર અને બીજા નાના મરાઠા આગેવાન જેઓ હોલ્કરના પક્ષના હતા તેઓના તરફથી તેને ઉત્તેજન મળતાં તે બોલ્યો કેઃ—

ખાન સાહેબ જો તમારી સલાહ પ્રમાણે ન ચાલતાં મારી સલાહ ભાઉ સાહેબે માની હોત તો, તમારી ટુકડી ભરતપુર કે દિલ્હીમાં રહી હોત અને ત્યાંથી આપણે વખતો વખત આ કાબુલીઓની ઉપર ચડી આવી તેને ભુખે મરતાં તેના ડુંગરોમાં તગડી કાઢી ચુકયા હોત. "અને ત્યાંથી ભાલાવતે કુંજપુર લીધું હોત કે" સમશેર બહાદુરે કહ્યું.

"કુંજપુરથી આપણને શું લાભ થયો." હોલ્કરે કહ્યું. જો આપણે અહમદશાહનો રસ્તો રૂંધ્યો હોત તો તે આપણો રૂંધત અને આપણને એક ખુણામાં બંધ કરી મુકત.

લશ્કરી સરદારે જણાવ્યું કે તમારી બધી થોભવાની, પાછા ફરવાની, લુટવાની, નાસવાની અને આગળ ચાલવાની વાત, પરશુરામ અવતાર! સાંભળી શકતા નથી. હાથમાં તરવાર લઇ આગળ ધસ્યાજ રહ્યા હોત તો કયારના આપણે દુશ્મનોને જમનાથી હઠાવી કાઢયા હોત.

આ બાબત કેટલીક ખરી હતી તેથી, અને આ આક્ષેપથી મલ્હાવરાવનો પીત્તો ઉછળી આવ્યો, આંખ લાલચોળ તપી ગઇ, રૂંવાડા ઉભાં થયાં, મૂચ્છો ઉપર હાથ નાંખી તે બોલ્યો કે "હું કોઇ પણ માણસની પાછળ તેનું બુરૂં બોલનાર નથીત એક લડવૈયાના ખાસ ગુણ પ્રમાણે જણાવું છું કે ખાન સાહેબ! તમેજ આ લશ્કરના નાશનું કારણ છો અને થશો." અને જો મને કોઇ માર્ગ હોત તો હું અને આ બધા મરાઠા સરદાર પોતાનાં વાજાં વગાડતાં તમને અને તમારી પલટણને મુકીને અહીંથી કયારના છુટા પડયા હોત.

'હું ઇશ્વરના બંદાના ને હઝરત ગેસદુરાઝની કબરના સોગન

ખાનને કહું છું કે જો એમ થાત તો હું પેહેલી પાગામાં જાત." ઈબ્રાહીમખાને પણ એટલાજ જોસથી જવાબ આપ્યો. માણસને કોઇ વખત મરવું તો છેજ પણ મરતાં સુધી હું મારી આબરૂનું રક્ષણ કરવા શકિતવાન છું.

બંને બોલનારા આ રીતે ઉશકેરાઈ હદ બહાર ગયાથી હોલકરે પોતાની તરવાર લીધી અને મુસલમાનોએ પીસ્તોલનો ઘોડો ઉઘાડયો એટલામાં વીશ્વાસરાવ એકદમ કુદી પડી ઇબ્રાહીમ પાસે આવ્યો અને જસવંતરાવ પવારે મેરાઠાઓને પકડયા ત્યારેજ ભાઉનું કહેવું સાંભળવામાં આવ્યું. આ ભાઊનો આવો વખત આ પહેલીજ વાર હતો. અત્યાર સુધી ભાઉના હુકમને કદી પણ માન આપવામાં નથી આવ્યું આમ બન્યુંજ નથી.

"કચેરીમાં શાંત થાઓ" એમ બુમ પાડી ભાઉએ કહ્યું. "અહીંઆં કજીઆ અને મારામારી કરવાનું નથી. જે બન્યું તે બન્યું. આપણે બાળક નથી કે જે બની ગયું તેને માટે રડયા કરીએ. જે નસીબમાં હતું તે બન્યું છે અને તેને માટે શોક કરવાથી શું ફળ? આપણે એક દીલથી જયને માટે પ્રયત્ન કરવા જોઇએ."

"આપણે દુશ્મનની તરવાર આગલ જોઇશું કે કોણ બળવાન છે. વૃદ્ધ બળવંતરાવે કહ્યું "સર્વ બાબત જાણનાર ઈશ્વર જાણે છે કે જેમ વેહેલું તેમ સારૂં."

આટલામાં એક બીજો બનાવ બન્યો. મહાદાજી સિંધીઆ આવી પહોંચ્યો અને આ બધી બાબત જાણી લઇ વચમાં બોલી ઉઠયો કે જેમ મેં કર્યું તેમ કરો. કરો જો લડવું હોય તો. રણખંભ ઉપર જાઓ અને તુર્કરાજાને દ્વંદ્વયુદ્ધની માંગણી કરો "પરસ્પર તરવાર ચલાવવામાં શું સાર છે."

"જય માતા ધણાઓએ અવાજ કર્યો; પણ મ્લેચ્છ આપણી આ માંગણી કબુલ કરશે કે?

"જો કબુલ નહીં કરે તો આપણે તેના બાયલાપણાની ખબરો પૂર્વ પશ્ચિમના રાજાને આપીશું." બધી તરફથી સંમતિ મળી.

મલ્હારરાવ જો કે દેખીતી રીતે સીંધીઆના કુંટુબ સાથે મિત્રાઇમાં હતો પણ જાગીરની અદેખાઈ કાંઇ છુપી નહોતી. તેના બરોબરીઆ યોદ્ધાના માન ખાટવાના આ બનાવે તેનું ધ્યાન ખેચ્યું અને થોડા વખત સારૂ ઇબ્રાહીમખાન સાથેની તેના તકરારમાંથી તેનું મન ખેંચાયું.

આ દરમીયાન સમશેર બહાદુર, બળવંતરાવ મંડળે, ત્રંબક સ-

દાશીવ અને બીજાઓ પોતાની જગ્યાપરથી ઉભા થઇ વચમાં ઘુસ્યા ને ભાઉએ પોતે મુસલમાનોને નીચે બેસાર્યા અને આ રીતે જબરીથી તેમને છુટા પાડયા.

"ખુદાને વાસ્તે અને મારા વાસ્તે ખાન સાહેબ! હવે શાંત થવું જોઈએ છીએ. કાંઈજ નહીં પણ સલાહ સંપ અને સંયુકત બળથીજ લશ્કર બચશે. તમે ગુસ્સાથી બધું બગાડી નાંખશો. પણ તડકો છાયો થયાજ કરેછે ખાનસાહેબ! શાંતિમાં સુખછે!" આ રીતે ઇબ્રાહીમખાનને શાંત કરી ધીમા પાડયા અને પીસ્તોલના ઘોડાઓ પડાવી નંખાવ્યા તેમજ દક્ષણીઓએ મલ્હાવરાવને પણ શાંત પાડવા પ્રયત્ન કર્યો. મલ્હાવરાવે ઇબ્રાહીમખાન ઉપર તીક્ષ્ણ નજરથી જોયું અને તેઓ નીચે બેસી રહ્યા.

આવી રીતે શાંતિ થયા બાદ પાછું બધે ચુપાચુપ થઈ રહ્યું. દરેક લોકો બનેલા બનાવનો વિચાર કરતા હતા. કારણ કે જો તકરાર વધ્યો હોત તો તેમને એક કે બીજી બાજુ લેવીજ પડત અને મરાઠા છાવણીમાં લોહી, ધાસ્તી અને મારફાડ ચાલી રહી હોત.

સદાશિવરાવના અવાજે આ ચુપાચુપ થોડા વખત બાદ તોડી.

હું ઇશ્વરને હોમ આપીશ ને ૧૦૦ બકરાં ખંડોબાને ચડાવીશ જો દેવતા અમારામાં સંપ આપશે તો. હું તમારી પાસેથી "રાહ" માગુ છું "રાડ" માગતો નથી. "તેઓ જોઇએ તેમ કહે અને જોઈએ તેમ કરે" બળવંતરાવ મંડળે કહ્યું. આ અડચણમાંથી દૂર થવાનો ઉપાય લડાઇજ છે અને તે જેમ વહેલી તેમ સારી છે.

મહાદાજીએ કહ્યું કે "ત્યારે તો આપણે જલદી એક વીચારના થવું જોઇએ અને આપણી યુકિત નક્કી કરવી જોઈએ તે વધારે સારૂ! મારે વાસ્તે તો હું કહું છુ કે જે માણસ આપણને વિજયી કરે તેની સરદારી તળે ચાલવા હું તૈયાર છું, ભલે તેજ મારો સરદાર થાય.

"સાબાસ! હું પણ તેમજ કહું છુ" સમશેર બહાદુરે જણાવ્યું.

"અને હું પણ" અંતાજી માનકેશ્વરે કહ્યું.

"અને હું પણ તે જેમ વીચારે છે તેમ," ભાઉએ કહ્યું. પણ તેમને રસ્તો બતાવવા દો ને બોલવા દો.

"હું એકવાર બોલી ગયો છુ" ઇબ્રાહીમખાન ગારદીએ કહ્યું કે તેનું પરિણામ ટંટામાં આવ્યું. જેને બોલતાં આવડેછે તેને બોલવા દો. જે લડી જાણેછે તેને લડવા દો! હું તો ફકત તમાસો કરનારજ છું.

"ખાન સાહેબનું કહેવું ખરૂં છે" સમશેર બહાદુરે કહ્યું.

ઇબ્રાહીમખાન વીલાયતીઓ ઝપાટા ખાવાથી બીએ છે તો ઇ-

બ્રાહીમખાનની રીતભાત ને યુકિત હોલ્કર પણ જાણે છે. ઇબ્રાહીમખાન પોતેજ જાણે છે એમ જાણતો હોય તો ભુલે છે. લશ્કરનું દુઃખદાયક ભવિષ્ય જેઓના હાથમાં મુકાયું છે તેઓએ જ્યારે લશ્કરને એવી સ્થિતિમાં આણી મુકયું કે જ્યારે મરવા કે જય મેળવવા શિવાયની બીજી આશા રાખી શકાતી નથી ત્યારે મલ્હારરાવ હોલકર પોતાનું માંથુ આપવા પેહેલે તૈયાર છે. હું મરીશ કે ફતેહ મેળવીશ ! જે મરાઠાના ખરા બેટા હોય, તે મલ્હારરાવ હોલ્કરની આગેવાની નીચે તૈયાર થાઓ અને ઇબ્રાહીમખાન ગારદીને કાંપ સાચવવા મુકી દો. આમ કહી તેણે પોતાની તરવાર ત્રણ વખત માથાની આસપાસ ફેરવી કે તુરતજ બીજા લડવૈયા પણ ગોઠણભર થઇ શૂરાવેશમાં બોલ્યા કે "જયભવાની ! હરહર મહાદેવ !."

ઇબ્રાહીમખાને જ્યારે જોયું કે તેના મિત્રો પણ આવેશમાં આ પ્રમાણે મલ્હાવરાવની આગેવાની નીચે ચાલવાને તૈયાર થયા છે ત્યારે અને મલ્હારરાવના આવા ઉછાંછળા શબ્દો સાંભળ્યા ત્યારે તેણે ત્યાંથી ચાલી જવા માંડયું.

"ઉભા રહો ખાન સાહેબ" આવા સદાશિવરાવના શબ્દો હતા; પણ તે ગભરાટમાં સંભળાયા નહીં. ઉભા રહો ખાન સાહેબ ! આ બેવકુફો તેમના એકલા માણસથી શાહના લશ્કર સામે કાંઇ નહીં કરી શકે. તેમને તેમનાં માંથા અફળાવવા દો ! અને આખરે તેઓ ખરા છે કારણ કે તેમની બેવકુફીના પરિણામને લીધે આપણી કાંપ સાચવવા તમારા એકલાજ માણસની જરૂર છે. તમારે શા સારૂ દીલગીર થવું જોઇએ? હોલ્કરે જ્યારે તેનું માંથુ મુકયું છે ત્યારે તેનું ફળ મળશે ત્યારેજ તે તેને કારણ સમજશે અને એ વખતે આપણને ફતેહ કરવાની છે !

ઇબ્રાહીમખાને પોતાના મુરબ્બીના કહેવા પ્રમાણે ત્યાંથી ચાલવું અટકાવ્યું અને મલ્હાવરાવે તેની સામે જોયું. તેના કેટલાક લોકો નારાજ થયા હોય એમ જણાતું નહોતું. તેણે ધીમે અવાજે કહ્યું કે બધી મંડળીએ ધીમે ધીમે જવાની જરૂરછે. મારા પોતાને માટે જે કહેવામાં આવ્યું છે કે હું બીઉં છું પણ તેમાં ભુલ છે. હું મારા સરદારની સાથે ચાલવા તૈયાર છું. મને કાંઇ બીક કે અદેખાઇ નથી. હું મારા સરદારના હુકમથીજ અહીંઆ રહું છું. મલ્હાવરાવ મારી યુકિતથી આખરે જ્યારે ફતેહ મેળવીને આવે ત્યારે અથવા તો તેમને વરૂઓ પાછા હાંકી કાઢે ત્યારે ,બકરાંઓને તેમના માલીકને સ્વાધીન કરવાને માટેજ હું મારા ધણીના હુકમથી અહીંઆ રહું છું.

ભાઉ સાહેબે કહ્યું કે બસ! ચુપ! ભાઉ સાહેબને બીક હતી કે આવા ભાષણોથી વળી કાંઈ વધુ ગડબડ ન થાય કાંપ સાચવવાને તો કોઇની જરૂરજ હતી અને મલ્હારરાવ તે કામ બરાબર કરતજ નહીં. મેં ખાનસાહેબને કાંપ જાળવવા હુકમ કર્યો છે. અને હવે હોલ્કર તમને તમારી મરજી મુજબ કામ કરવા રજાછે. જેમ બને તેમ તમારી યુક્તિઓનો તાકીદે અમલ કરો.

"ત્યારે હવે તો આપણે લડવાનુંજ છે" બળવંતરાવે કહ્યું. જેમ જલદી તેમ સારૂં. રાત્રે આપણી છાવણીમાંથી મને, મારા માણસોને ને પવારને, મધ્ય રાત્રે આપણી છાવણીમાંથી ચાલવું જોઇએ; સમશેરબહાદુર ને વીંચુકર અમારી પાછળ પાગાઉને તફાવતે ચાલશે આપણે અફગાન છાવણીના દરવાજાપર હલ્લો કરીશું. કોણ જાણે છે કે આપણે શાહને તેના તંબુમાંથી સુતાંજ પકડી લઇશું, અથવા તો તેની છાવણીમાં આપણું લશ્કર દાખલ કરી તેને વિસ્મય પમાડી દેશું! અથવા તો રાતના ઓચીંતા હુમલાથી બધા અફગાન લશ્કરનો ધાણ કાઢી નાંખીશું. જંકોજી અને માહાદાજીએ થોડાક માનકરી સાથે પુલ તરફ રહેવું સારૂં છે કારણ કે તેઓ ઊટીખાનના પાંચ હજાર સીપાઇઓ કે જેઓ કે રણખંભની ડાબી બાજુ હમેશાં રાત્રે પડયા રહે છે તેમને કાપી નાંખી શકશે. ભાઇઓ હવે મને કહેવા દો કે જે હોલ્કરની સાથે નહીં ચાલે તે બેવફા છે. નિકળવા વખતે જરા પણ વાર કે ગડબડ થવી જોઇતી નથી. રણશીંગડાં કે પડઘમ વગાડવાની જરૂર નથી. અને આપણે જઇએ ત્યાં સુધી કોઇ માણસને પણ કાંઈ કહેવું નહીં. માતાજીની કૃપાથી આપણે વીલાયતીને હાથ બતાવીશું અને મરાઠાનો ભાલો દુશ્મનનું લોહી પીશે.

"જય ભવાની!"

સદાશિવરાવે ચોપદારને ઇસારત કરી.

"કચેરી બરખાસ થઇ" આગેવાનો ઉભા થયા અને સૌથી છુટા પડી ગયા અને મંડપ ખાલી થઇ ગયો. માત્ર ભાઉ સાહેબને વિશ્વાસરાવજ બેસી રહ્યા ને ઇબ્રાહીમખાન તેની પાસે બેસી રહ્યો. ભાઉએ ઇબ્રાહીમખાન તરફ જોયું અને કહ્યું કે "ખાન સાહેબ" સાંભળ્યું કે બધું. "તોપખાના અને કાંપની તપાસ તમારા ધ્યાનમાં આવે તે રીતે રાખજો. ભલે તમે જાઓ."

ઇબ્રાહીમખાન સલામ કરી યુરોપીયન રીતે ચાલતો થયો ત્યાર બાદ આ બધાનો ક્યારે છેડો આવશે એમ ભાઉ સાહેબને તેના બ-

ત્રીજાએ પુછ્યું. હું જાણતો નથી બચ્ચા કે આમાં મારી કસુર છે કે તેમની છે; પણ આ વખત સારૂં પરિણામ ભાસતું નથી. હું કે લશ્કર કે બંનેના ઉપર આફત છે.

જો એમજ થશે તો–તેના કાકાની ગરદનપર હાથ નાંખી વિશ્વાસરાવે કહ્યું કે–હું પછી જીવનાર નથી.

---

## પ્રકરણ ૧૪ મું.

### ભીંતના કાન.

આપણા છેલા પ્રકરણમાં આવેલી બાબત ઉપરથી વાંચનારાએ જાણ્યું હશે કે, લાલનનું હરણ કરી જનારાઓને પકડવા તેમજ ડીખાનની બહાર ફરતી ટુકડીની તપાસ કરવા સીંધીઆના માણસો યત્ન કરતાં હતાં તે વખતે મલ્હાવરાવ હોલ્કર અફગાન છાવણી ઉપર હલ્લો કરવા ગુંથાયો હતો.

સીંધીઆના માણસોએ અગર જો કે યત્ન કર્યો હતો છતાં લુતુફખાનને છાવણીમાં પોહોંચવામાં કાંઇ અડચણ થઈ નહોતી. સંતરીએ દરવાજા પાસે લુતુફખાનને ટોકયો હતો છતાં તેના જાણીતા અવાજને લીધે તેને તેના તંબુમાં લાલનને લઈ જતાં જરાપણ મુશ્કેલી નડી નહીં.

તેણીની જણાયલી પ્રતિકુળતા, તેણીનો કલ્પાંત, તેણીની ધાસ્તી અને દુ:ખ આ બધુ હોવા છતાં પોપલઝાઇ સરદારે બાકીની રાત તેણીની સાથેજ કદાચ કાઢી હોત પણ તેણે જે હકીકત જાણી હતી તે તેનાથી બાદશાહને જણાવ્યા વગર રહી શકાય એમ નહોતી, સબબ તેણે પોતાનું "ઇનામ" ઝમરૂદ અને બીજા તાજીક ગુલામોને સોંપી અને એક ગુલામડીને તેની પાસે મુકી ખુરાશાનના બાદશાહના તંબુ તરફનો રસ્તો લીધો અને પોતાના લોકોને કામ પડતાં, છાવણીમાં ગોંધાટ ન થાય એવી રીતે, તૈયાર રહેવા સૂચના આપી.

લાલનને થાકેલી, બીધેલી ને તરસી હાથ પગથી બાંધી લુતુફખાનની પથારીપર અડધી સુવેલી જેવી નાંખી મુકવામાં આવી. તાજક ગુલામો તંબુ પાસે રહ્યા, ઝમરૂદ તેણીના માથા પાસે નીચે બેઠો અને ગુલામડી તેણીને જંગલી ભાષામાં, જે સ્થિતિમાં તે આવી પડી હતી તેમાંથી છુટકો કરવા દીલાસો આપવા લાગી કે જે દીલાસો તેણીને દુ:ખમાં વધારો કરવારૂપ થઈ પડયો.

વાર્તાના ગ્રંથોમાં યુવાન સ્ત્રીઓને જે દુ:ખ ને શોક થાય છે

તેના કરતાં લાલનને વધારે શોક અને દુઃખ થતું હતું આ ખુલ્લું છે. તેણી માત્ર જુલમી કામી પુરૂષના હાથમાં સપડાઇ નહોતી પણ કેટલીક બિભિસ્ત વારતાઓમાં સ્ત્રીપરના કામાંધપણાને લીધે જંગલી રીતે ખરાબ હવસ પુરો પાડવાની માગણી કરનારા અને સ્ત્રીની મરજી વગર હડધુત થનારા કામી પુરૂષના કરતાં પણ વિચિત્ર પુરૂષના હાથમાં તે પડી હતી. આપણે જોયું છે તેમ લુતુફઉલ્લાહ સારી ઉમેદ વગરનો નહોતો; તે ઉદાર અને માની હતો. તે ભાન વગરનો જંગલી કે હમેશનો ઘાતકી નોહતો પણ તે બીજા અફઘાનો કે હિંદુઓની માફક, પ્રેમની બાબતમાં રાખવો જોઇતો મલાજો અને સહન શીલતાના વિચાર વગરનો હતો. યુરોપની અંદર જ્યારે પુરૂષના મનમાં કોઇના ઉપર પ્યાર થાય છે ત્યારે તેને તે સ્ત્રીની સંમતિ મળવા કે પસંદગી મેળવતાં વિલંબ થતો નથી પણ હિંદુસ્થાનમાં તેથીજ ઉલટું છે એટલે સ્ત્રીને ચાહનારે તેને તાબે થવું જોઇએ છીએ અને જો તે તેણીના ઉપર જબરજસ્તી કે જુલમ કરે તો ઉલટું કામ કચલી પડે છે. ધર્મ અને જુદી જાતને લીધે લાલન લુતુફઉલ્લાહ ઉપર પ્રેમ કરીજ શકે નહીં કારણ કે તેમ કરે તો તેણીને જાતથી બહાર થવું પડે. વળી જેમ અગાઉ કહ્યું છે તેમ કેટલીક સ્ત્રીઓ નાત જાત તજી પાદશાહની બેગમો થઈ છે એ વાત ખરી પણ તે પ્રેમને લીધે નહીં પણ જુલમને લીધે થઈ છે; ને વળી તેમાં તેને પાછળથી કાંઈ દુઃખ પડે એમ પણ નહોતુ. જો લાલનના ઉપર કોઇ દક્ષણી મુસલમાન અમીરે આટલું દબાણ કર્યું હોત તો તે કદાચ તાબે થઇ જાત પણ અહીંઆ તો તેનો એક એવા વીલાયતી સાથે પાનો પડવાનો હતો કે જેની ભાષા પણ તે સમજી શકતી નહોતી. તેણીને બાંધેલી હતી ને તે અસહાય હતી છતાં તેણી પાસે એક સાધારણ ઉપાય હતો કે જેથી તેણી ઝેર ખાવાની, જીભ કરડી મરવાની કે બારીએથી પડવાની ધમકી આપી શકે પણ અહીંઆ તેમાંનું કાંઇજ નહોતુ. આટલા માટેજ તેણીએ રડવાનું ને નીસાસા નાંખાવાનું ચાલું રાખ્યુ હતું. વળી તેણીના મનમાં અનેક કલ્પના થતી હતી. તેણીનો જેન ઉપર પ્યાર હતો તેની પાસે તે હતી, વીલાયતીઓના જુલમથી વગર મુસીબતે તે શાહની મેહેરબાનીથી છુટી હતી છતાં તેના સપાટામાં પાછી આવી પડી હતી; તેણી વિચાર કરતી હતી કે શું મને છોડાવવા લડાઇ થશે? શું મોહનપ્યારી મારૂં દુઃખ સિંધીઆને કહી તેને મદદે મોકલશે? શું તે મને છોડાવી શકશે? આખરે નકી કર્યું કે એ બધું મિથ્યાછે. એકાદ બે દહાડા પછી તેમ થાય તો તેનો ઉપયોગ શું

આવા વિચારમાં ને વિચારમાં તેણી અહીંથી તહીં પડખાં ફેરવતી હતી અને મનમાં તીરસ્કાર લાવતી હતી એટલામાં તેના સાંભળવામાં લશ્કરી માણસોનાં પગલાંનો અવાજ આવ્યો. તેણી બાંધેલા બંધને લીધે થઇ શકે તેટલી ઊભી થઇને પાછી આશ્ચર્યતાની સાથે સુતી. બંને બાજુથી સાવચેતીના અવાજો સાંભળ્યા. તેણીએ ધાર્યું કે મરાઠાનું લશ્કર છાવણીને તોડી પાડવા આવે છે કે જે લશ્કર તેને રસ્તામાં મળ્યું હતું અને જેના સપાટામાંથી તેઓ સેહેજમાં બચી ગયાં હતાં.

તેણી જે સાંભળતી હતી તે બીજા સાંભળે છે કે કેમ તે તેણીએ બારીકીથી જોયું. ઝમરૂદ સાંત અને વગર ખસ્યે તેણીની સામે જોતો બેસી રહ્યો હતો ને તે કહેતો હતો કે હજી તે સુતો નથી. ગુલામડી પોતાના પ્રયત્નમાં નિષ્ફલ થઇ ઊદાસ બેઠી હતી. તાજક ગુલામો અફીણીઆની માફક હોકો પીતા હતા અને ઝપકી ઉઠતા હતા. તેણીએ જાણ્યું કે તેણીએ જે જાણ્યું છે તે બીજાએ જાણ્યુ નથી.

લુતુફખાન અને બીજા મ્લેચ્છોએ તેના હિંદુ દુસ્મનોને યોગ્ય સન્માન આપવા કે કાપી નાંખવા શું ચુપકીદી પકડી હતી? કે મહાદાજીની માફક મરાઠાઓથી તુર્ક દુસ્મનોનો ઘાણ કઢાવવા લોહીની તરસી દેવીએ આમ શાંતતા કરી દીધી હતી! તે કાંઇ સમજાતું નહોતું પણ થોડો વખત બધું શાંત પડી ગયું હતું.

બાંગ! બાંગ! બાંગ! બાંગ! યાખુદા! દીન દીન! હરહર મહાદેવ! ના ઘડીમાં તો અવાજો થઇ રહ્યા; હથીઆરોના ખણખણાટ બંદુકના અવાજો, લડાઇની બુમો, ઘોડાની ખરીના અવાજો અને બીજી હીલચાલે તેણીને હમણાં તેની કલ્પનામાંથી અટકાવી.

## પ્રકરણ ૧૫ મું.

### વરૂના ટોળામાં બકરાં.

"ગુલરૂખ! ધ્યાન રાખજે છોકરી!" ઝમરૂદે કહ્યું. હાથમાં લાકડી સાથે તેણે દરવાજા તરફ છલંગ મારી અને બહાર જોયું.

"યારો જાગો, જાગો!" બહાર શું થાય છે એ જાણતાવેંતજ ઝમરૂદે પસ્ટોમાં કહ્યું. બહાર પડો! બહાર પડો તમે બધા! લડાઇ! લડાઇ! બર-એ-નામે ખુદા! (ઇશ્વરને નામે)! મરાઠા કાંપમાં ધસે છે! પોસમદમદ તમે ક્યાં છો! બીરબલ! બીરબલ! અરે! કોઇ દોડો ને

શાહને કહો! દીનને વાસ્તે-ખરા દીનને વાસ્તે મારો! મારો! આહા શાબાસ! સિહો ઠીક કર્યું! સમશેર બુદસ્ત! (તરવારીઆઓ) અરે કુતાઓ ! બાયલાઓ ! તેઓ રસ્તો આપેછે !" તેણે સ્વર ફેરવીને એકદમ કહ્યું કે-" અરે અહીંઆજ મૂર્તિપૂજકો આવે છે !"

તેના મોંમાંથી આ સ્વર નિકળ્યો કે તરતજ લાલને જાણ્યું કે તોફાન નજદીક આવી પોહોંચે છે. એટલામાં તો તંબુની જમણી તરફ ધસારો આવી લાગ્યો. તેણીની દાદ જાણે ઇશ્વરે સાંભળી ન હોય તેમ એકદમ "જયભવાની હરહર મ્હાદેવ" ના અવાજો થઇ રહ્યા!

કાન ફાડી નાંખે એવા તોપખાનાના અવાજો, આજુબાજુના બંદુકોના અવાજો, દારૂઓના ધુમાડા અને એવા બીજા ગોંધાટથી હમણાં કોલાહલ થઈ રહ્યો હતો.

એક તાજક ગુલામ નાસી ગયો. બીજો તરવાર કાઢી ઝમરૂદને મદદ કરવા ઉભો રહ્યો. ગુલામડીએ તંબુની વચમાં જમીનમાં મોં છુપાવ્યું. એટલામાં એક હબસીએ તંબુના થંભ ઉપરથી પીસ્તોલ લઇ દરવાજા તરફ પીસ્તોલના ત્રણ બાર કર્યા. પછી તરતજ તેણે પાછો ફરી બંદુક નીચે મુકી, હાથમાંથી છરી કાઢી તંબુ ચીરી બંધ કાપી નાંખ્યો અને લાલનને ઉપાડી; પણ તે ઘણું અસુંર હતું. પાછળ એક તરવારના ઝટકાથી તે પડયો અને તેના કપડાં લોહીલુહાણ થઈ ગયાં અને ત્યાંજ તે મરણ પામ્યો.

"છીનાળના છોકરા ઉભો રહે! હું ગાય મારનાર આવું છું". એમ તે હબસી તરફ સીધો આવતાંજ બોલી ઉઠયો.

"તેને પકડ જાફર"! ઝમરૂદે તાજકને બુમ પાડી કહ્યું. પકડ, હું તેણીને દૂર લઈ જાઉં. નહીં તો મીન! (ધણી) આપણને ફાંસીએ લટકાવશે.

તાજકે મરાઠાઓ સામે ઝંપલાવ્યું પણ બે ચાર ઝટકાની સાથે તે તરતજ પડયો.

ઝમરૂદ ગભરાયો પણ તેની વેરાગણને મુકી જવા હીમત ચાલી નહી. તેણે તેના ખુલા હાથે છરી કાઢી.

ગુલામડીને પણ ફટકાવી કાઢી દક્ષણીઓ ઝમરૂદ તરફ ગયા. ઝમરૂદને હવે નાસી જવા તેમજ લડવા વખત નહોતો. તેણે લાલનને મારી નાંખવા નિશ્ચય કર્યો. તે પોતાની ધારણા પાર પાડવા જાય છે એટલામાં દુશ્મનો તેની છાતીપર હતા. મરાઠાઓએ એક છોકરીને બાંધેલી જોઇ તેઓએ ધાર્યું કે તે મરાઠાની મિત્ર હેવી જોઇએ. આથી ઝમરૂદને તેને છુટી મુકવા સમજાવવા લાગ્યા. એટલામાં ઝ

મરદ તંબુની ફાડેલી બાજુએથી નાસી ગયો.

"હું વીંડોઆના સોગનથી કહું છું કે આ તેજ છોકરી છે, જેને કે મેં મોહનપ્યારીના મઠમાં મુંકી હતી." એમ એક મરાઠાએ કહ્યું. બીજા મરાઠાને બોલાવી છરીથી તેણીના બંધ છુટા કરવા કહ્યું.

લાલનને આ વખત વધારે વાતચીત કરવાનો નહોતો. તેણી બંધમુકત થઇ કે તરત તેણીએ આંખ ઉઘાડી જોયું ને તરત જ્યારે તેણીએ બપોરે મળેલા સીંધીઆના દફેદારને જોયો કે તે બોલી કે :–
"અરે તમેજ છો કે રાવ સાહેબ"! ઇશ્વરે મારી ફરીયાદ સાંભળી છે અને તમને મદદ કરવા મોકલ્યા છે!

અહાહા!–બીજો એક મરાઠો હસી પડયો ને બોલ્યો:–" અહીંઆ તો જુની ઓળખાણ જણાય છે! આજ મહીપત તેની આટલી સંભાળ લે છે તેનું કારણ છે!"

મહીપતરાવે આ તરફ કાંઇ લક્ષ આપ્યું નહીં, પણ તેણે લાલન સાથે વાત ચાલુ રાખી.

"તું અહીંઆ પાછી શી રીતે આવી અને બંધાણી છોકરી!"

"તે જાટથી"–

"તે હરામજાદાની મા બેહેન કુતરાને જાય! તે જુના ચોરને માટે મને પ્રથમથીજ શક હતો. તે જો ફરીથી મને મળે તો હું મારા વચન પ્રમાણે તેને જોઈ લઇશ! હમણા વાતનો વખત નથી. દરવાજો આપણે કબજે છે. જ્યાં સારૂં લાગે ત્યાં જતી રહે, અહીંઆ તો તરવારના ઝપાટા ને લોહીની રેલંરેલા શિવાય બીજું કાંઇજ નથી!"

"શું મહાદા સિંધીઆએ તમને મોકલ્યા છે"? લાલને પુછ્યું.

"નહીં માહાદાજી સીંધીઆ તો ઉટીખાન ઉપર મેદાનમાં હલ્લો કરવા ગયા છે ને મારી પાયગા ને બીજાને પવારની સાથે હલ્લો કરવા મુકતા ગયા છે. તું સરકાર માટે કયાંથી જાણે છે ને તેની પાસેથી તારે શું જોઇએ છીએ."

"મારે તેની સાથે કામ છે અને તેનેજ હું લશ્કરમાં શોધતી હતી તેમજ તેને લીધેજ મારા ઉપર આ આફત આવી પડી છે."

"સરકાર સાથે કામ! તે બીજી વાત છે. જો તું ઇચ્છતી હો તો આ સદોબા બાલુબા તને દરવાજા બહાર સહીસલામત મુકીને લશ્કરમાં પાછો આવશે."

બાકીના મારી સાથે ચાલો! હર હર મહાદેવ! જય ભવાની તે ને તેના સાથી તંબુમાંથી બીજાઓ સાથે ભેળાવા ધસ્યા.

હિંદુ છોકરીને ખુલ્લી હવામાં લઈ જતાં તેની આંખે જે લડાઇ

દેખાઇ તેનું વર્ણન કરવા કલમ શક્તિવાન થાય એમ નથી. તુમુલ યુદ્ધ, કાપાકાપી અને ગભરાટના દેખાવનું વર્ણન બરાબર કરી વ્યાજબી ઇનસાફ આપવાનું કામ અસકય હતું.

મરાઠાનો હુમલો કેટલેક દરજ્જે અત્યાર સુધી ફતેહમંદ હતો. લુતફખાને શાહને મરાઠાના રાતના હુમલાની બાબતથી વાકેફ કરેલ હોવાથી અને બીજાઓથી પણ તેને ખબર મળેલી હોવાથી, શાહ સાવચેત રહ્યો હતો. તેણે વિચાર્યું કે ગોવિંદપંથ બુંદેલાના વેર માટે, દુશ્મનો ઉતાઇખાનના ઉપર હલ્લો કરી તેને ગભરાવી નાંખશે. આથી તેણે પહેલાં પોતાનું મજબુત ઘોડેશ્વાર લશ્કર, સુજાઉ-દઉલાના ઘોડેશ્વાર લશ્કરને, ઉટીખાનની મદદમાં મોકલવા નકી કર્યું અને અફગાન પાયદલની કેટલીક ટુકડી તેમજ હારીજ રહમતના રોહીલાની ટુકડીને જ્યારે જોઇએ ત્યારે કામમાં લેવા છાવણીમાં તૈયાર રાખી. વજીરના છોકરા સામે જંકોજી અને માહાદાજીનો હુમલો એ માત્ર કૃત્રિમ ઢોંગ મરાઠાના મુખ્ય હુમલાને મજબુતી આપવાને માટે હતો. એના અજ્ઞાનને લીધે ઉટીખાનની મજબુતી કરી લુતુફઉલ્લાહખાનને તેની બાજુને મજબુત બચાવી રાખવા કહ્યું હતું છતાં તેની પણ મજબુતી માટે શાહે જોઇતી સાવચેતી રાખી હતી.

આ ભુલનો લાભ લઇ જોરઆદાર ઘોડેશ્વારોએ લુતુફખાનની બાજુને હઠાવી લડાઇના મોરચા તરફ આગળ વધવા માંડયું હતું. લગભગ મળસકાના વખતે હોલ્કરે પોતાના માણસોને બરાબર રાખી સમશેર બહાદુર ને વીઠલ સદાશિવ વીંચુરકરની સાથે, દુશ્મનોની છાવણી તરફ, ધીમે ધીમે પણ સાવચેતીથી આગળ વધવા માંડયું હતું ને તે હમણા પરોઢીઆના વખતે ત્યાં પોહોંચી ચુક્યા હતા. કેટલાક મુસલમાનોને બાજુએ હઠાવી, કેટલાકને મારી કાઢી, મરાઠાઓ લગભગ ૨૦૦ વાર નજદીકમાં લુતફઉલ્લાહના દરવાજાથી આવી પોહોંચ્યા હતા. મરાઠાના બંદુક, તરવાર અને તોપના અવાજે આગળ મુસલમાનોથી ટકી શકાયું નહીં અને મરાઠાઓ લગભગ શાહના લાલ તંબુ પાસે હોલ્કરના "ઝરીપટકા" સાથે આવી લાગ્યા હતા પણ તે અને, રસ્તામાં ગાડીની હારની કરી લીધેલી વાડને લીધે અટકાવ નડયો હતો. મરાઠાઓએ આ અટકાવની દરકાર ન કરતાં જોસબંધ આડીમાં કુદી પડવા માંડયું. હોલ્કર પોતે પણ એક હાથમાં "ઝરી પટકો" ને બીજા હાથમાં તરવાર લઇ કુદી પડયો અને મરાઠાઓએ મારો, મારો! જય જય ભવાની! હર હર મહાદેવની બુમો પાડી ઝંપલાવી દીધું. વાજાંઓ વાગ્યાં અને રણશીંગડાં ફુંકાયાં. હોલ્કરે કહ્યું કે

મરાઠા બચ્ચાઓ આગળ વધો ને જોવા ઘો કે ગોવાળની પાછળ બકરાં કેવાં કાબુલીના ડેરામાં પેસે છે.

હર હર મહાદેવની બુમ પાડી ગાડીઓને ઉથલાવી નાંખી, દોરડાંની હાર કાપી નાંખી પણ જ્યાં સુધી પાયદલ લશ્કર અંદર દાખલ થયું નહીં ત્યાં સુધી તેમનું ચાલ્યું નહીં. પાયદલ લશ્કરે અંદર દાખલ થઇ ઘોડેશ્વારને રસ્તો કરી આપ્યો અને સામે થનારાઓનો કચરઘાણ વાળી નાંખ્યો.

---

## પ્રકરણ ૧૬ મું.

### મરાઠાનું પાછું હઠવું.

મરાઠાઓએ દરવાજાપર છાપો માર્યો હતો, વંટોળીઆ માફક તેઓએ છાવણીની નજદીકની સર્વ બાજુ જુસ્સાબંધ હલ્લાથી સાફ કરી નાંખી હતી, તેઓએ બાદશાહનો પ્રખ્યાત રાતો તંબુ ચીરી નાંખી લુટી લીધો હતો અને તેનો પવિત્ર લીલો ઝંડો નાંખી દીધો હતો, તેઓએ ૨૦૦૦ ઘોડેશ્વારો અને એથી અડધા બીજાને મુકી દીધા હતા. આટલે સુધી તો તેઓના પક્ષે ઠીક હતું, પણ તેઓએ શાહને ઊંઘતો પકડવાની જે આશા રાખી હતી તે પાર પડી નહીં. કારણ કે શાહે તે રાત લશ્કરની વચ્ચેજ કાઢી હતી. આનું કારણ શુજાઉદ્દૌલાહે આપેલી ખબરજ હતી. આ ઉપરાંત શાહે કરેલી વખાણવા લાયક ગોઠવણ અને લીધેલી સાવચેતી સામે પણ મરાઠાઓને કામ લેવાનું હતું.

લાલન અને તેનો સાથી પેપલઝાઇ ઉમરાવનો તંબુ છોડી ગયા ત્યાં સુધી તો મરાઠાની ફતેહ ખરેખરા પ્રમાણ ઊપર આવી પોહોંચી હતી.

અફગાન રાજા તેના દુશ્મનોની રીતભાતથી અને અચાનકના હુમલાથી વાકેફ હોવાથી તેણે તેના માણસોને સીધી લાઈનમાં બે બે તંબુઓની હાર નાંખવા ફરજ પાડી હતી આ દેશના લડવૈયાની માફક અવ્યવસ્થિત હાલતમાં તંબુઓ નાંખવાને બદલે શાહે માત્ર જવાનોજ રસ્તો રહે એટલી જગ્યા રાખી એક બીજાની સામસામા તંબુઓ ગોઠવ્યા હતા. આ વ્યવસ્થાની સાથે વચમાં ઉંચા ભાગ ઉપર તોપખાનું ગોઠવ્યું હતું, અને આજુબાજુ ખાઈ કરી લીધી હતી. આથી વિલાયતીઓ સારી હાલતમાં ઉભા રહ્યા હતા.

હવે દિવસનું અજવાળું થતું હતું જે અફગાનો પ્રથમ નાસી ગયા

હતા તે તંબુઓની પાછળ બંદુકો સાથે આવી ઉભા હતા. મરાઠાઓને અહીંઆ અડચણુ માલમ પડી. તેઓના ઘોડાઓને તંબુઓના ખીલા નડવા લાગ્યા અને તેઓ દોરડાંઓમાં ઘુંચવાઇ ગયા અને મુસીબતમાં આવી પડયા. આટલું છતાં મરાઠાઓ પોતાની ફતેહ પુરી કરવા પછાત પડયા નહી. તેઓએ દોરડાઓ અને તંબુઓ સળગાવવા માંડયાં ને ઉત્તરના લોકોએ ઉનનાં કપડાં પેહેરેલાં હોવાથી તેમનો પ્રયત્ન કેટલેક ફતેહમંદ થયો. તેઓએ તંબુનાં દોરડાં તરવાર ને છરાથી કાપી નાંખી, તંબુઓને પોતાના ઘોડા માટે રસ્તો કરવા પાડી નાંખ્યા. લાલન અને સદોબા બાલુ, મરાઠાઓને તોપખાનું લઈ જઇ શકવા સુધી જોઇ શકયા હતા. એક બે બાબતમાં તેઓ ફતેહમંદ થયા હતા ને જયનાદ કર્યા હતા પણુ આગળ વધતાં તેઓ ખાઇમાં ધસી પડયા. તરતજ અફગાન પાગાએ તેઓના ઉપર બંદુકનો મારો શરૂ કરયો અને તોપખાનામાંની તોપોને વગર ઢીલે કામે લગાડી.

છાવણીની નજદીકમાં "ભરવાડ" પોને હતો તેણે શાહના રહેઠાણુમાં પેસવા ધસારો ચાલુ રાખ્યો. સામી બાજુ દુશ્મનો ઉભા હતા તેઓએ ગાડીમાંથી, ધુળના ઢગલાપરથી, ઘાસના ઢગલાપરથી, અનાજની ગુણોપરથી અને જયાંથી સવડ પડે ત્યાંથી મરાઠાઓ પર મારો ચલાવ્યો. ખુરાશાનનો બાદશાહ પોતે તેના વજીર સાથે અહમદશાહ બંગસ ને લુતુફઉલ્લાહખાનની સાથે લડવા તૈયાર ઉભો હતો. તેણે હાફીજ રહમતના રોહીલાને, મલ્હવરાવના વંધારાની આડે લાવી ઉભા કર્યા; ડાબી બાજુની નજીબ ઉદ્દૌલ્લાએ તેના નજીબાની સાથે દુશ્મનો ઉપર હલ્લો કરવા પુકાર કર્યો. મલ્હાવરાવે વિચાર્યું કે હવે આ બાબત છોડી દેવી જરૂરની છે અને તેથી તેણે દુશ્મનોની સામે એકદમ હલ્લો કરવાની સાથે પાછા ફરવાનો છુપો હુકમ કરી દીધો.

આ આ વખત હતો કે જે વખતે લાલન તેના સોબતી સાથે દરવાજા બહાર જવાની તૈયારીમાં હતી. તેણીનો રસ્તો લોકોના મુડદાંના ઢગલાથી, તંબુઓના ઢગલાથી, ધાસ્તીને મારે જતા આવતા લોકોથી, વગરસ્વારના ઘોડાઓથી, ઉંટોથી, ઘાસથી અને લોહીથી ફટાળા ભરેલો જણાતો હતો. કેટલીક મુશ્કેલી સાથે આવી મુસીબતમાંથી એક વગર સ્વારનો ઘોડો પકડી લીધો તેની હમેશની જીનપરથી ખુશાલીનો પુકાર મારી તેણે લાલનને લેવા હાથ લંબાવ્યો, તે તરતજ તેની પછવાડે ચડી બેઠી. લાલનને મજબુત પકડવા કહી, તેણે ઘોડાની લગામ પકડી તેને ચાલતો કીધો. લાલને પછવાડે જોયું તો દક્ષણીઓ ભાગતા જણાયા. કેટલાકને પોતાને મળેલો સામાન ઉતાવળમાં ભેગો

કરતાં, કેટલાકને પોતાના સગા વહાલાનાં મુડદાને ઉપાડતાં, લાલને જોયા. બીજી બાજુ તંબુઓની રાખ, આગના ભડકા દેખાયા. એક વખત મલ્હાવરાવની જીતની આશા રખાઈ હતી ત્યાં હમણા તેને પાછો ફરતો લાલને જોયો. અફગાનોનો તોપોનો મારો જો કે હમણા વધારે જોસમાં ચાલતો હતો તેથી કેટલાક મરાઠાઓ પડવા લાગ્યા. લોકોની કચરા કચરી વધવા લાગી અને થોડો વખત લાલન અને તેના મરાઠા સાથીને જવાને પણ અડચણ જણાઇ. પણ જે ઘોડો તેઓએ લીધો હતો તે પંચાલી જાતનો હોવાથી તેણે આજુ બાજુના સર્વ લોકોને કચરી ચાર પગે ઉડવા માંડયું. ઘોડાની આ ચાલને એક અડચણ નડી ને તે એક આવેલી ગોળી હતી. પણ ઘોડેશ્વારની ચાલાકીથી તેણે બે પગે ઘોડાને લગામ પકડી ઉભો કર્યો અને તેથી તેઓ સહીસલામત બચ્યા. સદોબા બાલોબાએ ખુબ જોસથી ઘોડાને ખુલ્લા મેદાનમાં આવતાં સુધી દોડાવ્યો અને જયારે તેના અને અફગાનના વચે ત્રણસો વારનો અંતર રહ્યો ત્યારે તેણે કેમ જવું એ નકી કરવા જરા દમ ખાધો તરતજ તેને જણાયું કે લાલનના હાથ જે કે હમણા સુધી મજબુત વળગેલા હતા તે ઢીલા પડવા લાગ્યા અને તેણીનું માથું જમણી બાજુ ઢળી પડેલું જણાયું.

"શું? તેણીને ગોળી લાગી છે? છોકરી મરી ગઇ છે શું" તેણે પુછ્યું.

## પ્રકરણ ૧૭ મું.

### પલાયનનો બહાર !

ના ! લાલન મરેલી નહોતી. બે રાત દિવસના ઉપરા ઉપરી જાગરણ, થાક અને ભયને લીધે અને તે ભયમાંથી ફતેહમંદ રીતે તે અત્યારે મુક્ત થયેલી હોવાથી તેની ઉસ્કેરાયેલી લાગણીના જુસ્સાને લીધે તેણી આ પ્રમાણે બેશુદ્ધ થયલી હતી.

સદોબાને તેણીને શુદ્ધિમાં લાવવાને માટે, મોટા ઉપદ્રવ અને તિરસ્કારના ઉચરાતા શબ્દો વચે ખોટી રહેવું પડયું હતું તેણે તેણીને અત્યાર સુધી પકડી રાખી હતી પણ હમણાં, મરાઠાઓની નાસ ભાગથી અને ઉશ્કેરાયલા મુસલમાનના ચીટકાર અને અપમાનથી પાછા ફરતા મલ્હાવરાવ હોલકરની ટુકડીના માણસથી તેને જવાનો રસ્તો બહુજ અડચણકારક થઇ પડયો. લાલનને તેણે શુદ્ધિમાં લાવી ઘોડા ઉપર મજબુતથી બેસારી એટલામાં તો પાછા ફરતા મરાઠા લ

શ્કરનો મોટો ભાગ, પગે ચાલતો, દોડતો, જેમ બને તેમ નાસી જવા માટે ઉતાવળમાં આવી રહેલો તેથી જવાનો રસ્તો તદન ચીકાર થઇ ગયો.

શું થશે એની ધાસ્તીમાં, મરાઠાએ પોતાના સલામતી ભરેલા રસ્તાથી જવા નકી કર્યું પણ તે રસ્તો ઘોડેશ્વારોથી ચીકાર થવાથી પાયદલ લશ્કરને જવાને માટે મોટી મુશ્કેલી થઇ રહી હતી. વળી મુસલમાનો પછવાડે હતા તેથી તેઓ ગભરાટમાં હતા.

બે ત્રણ મીનીટમાં વેરાગણ અને તેના રક્ષકના ઘોડાએ તેમને ગાઢા બરૂના જંગલમાં લાવી ખડા કરી દીધા. આથી તેઓને ઘોડાની ઝડપ ઓછી કરવાની જરૂર પડી, અને જેમ બને તેમ રેતાળ જમીન ઉપર સાવચેતીથી રસ્તો લેવાનું રહ્યું. આ બરૂની ઝાડીમાં આપણી નાયકા માથા સુધી ઢંકાઈ ગઈ હતી.

આવી રીતે થોડો વખત તેઓએ ચાલ્યા કીધું. સદોબા વારંવાર થોડી થોડી વાર થોભી અરૂણોદયને લીધે દિશા તપાસતો હતો અને ઘોડો પણ વરૂ, શીયાળ, સાપના ભયમાંથી મુક્ત થવા થોડા થોડા વખતે અટકતો હતો, ખોંખારતો હતો અને આગળ ચાલતો હતો.

સામી બાજુથી ડાબી જમણી બાજુ પાછા ફરતા લશ્કરોમાંથી દૂરથી ગોળીઓના થતા અવાજે, પડતી બુમો, ઘોડાની ખરીના અવાજે, રણશીંગાના અવાજે અને વાજાના અવાજેથી જણાતું હતું કે હજી, હુમલા ને બચાવની, આગળ વધવાની અને પાછા ફરવાની, નાસવાની અને પકડવાની ધમાલ ચાલુ છે. આખરે બરૂનું જંગલ ખલાસ થવા આવ્યું અને તેઓ ખુલ્લા જમીનમાં આવી લાગ્યા ડાબી બાજુએથી પડઘમના અવાજે સાંભળ્યા.

સદોબાએ લગામ ખેંચી.

"નગારાં મરાઠાનાં છે" તેણે કહ્યું. "પણ સાવચેતી રાખવી આ વધારે સારૂં છે." છોકરી હું પાછો ફરૂં ત્યાં સુધી તું લગામ પકડી શકીશ."

લાલને સંમતિ આપી. લાલને સદોબાની જગ્યાપર બેસી લગામ પકડી અને તે નજરથી દુર થયો ત્યાં સુધી સાવચેતીથી આજુ-બાજુ જોયા કીધું.

થોડા વખતમાં મોટે સ્વરથી બોલતો તે પાછો આવ્યો.

"તેઓ આપણાજ છે." શ્વાસ ખાધા વગર કહ્યું. બીવું નહીં! તેઓ સીંધીઆના ઘોડાઓ છે. મને ઉપર આવવા દે!"

લાલન જેવી ખસી બેસે છે એટલામાં તેના અંતઃકરણમાં કાં-

ઇ જુદીજ અસર થઇ. સદોબાએ લગામ પકડી જીન ઉપર પોતાની બેઠક લીધી. ઘોડાને મારી મુકયો અને થોડી વખતમાં રણખંભ પાસેની ખુલ્લી જગ્યામાં આવી લાગ્યા.

પણ સામે સીધી બાજુએ બે મજબુત હારો સીંધીઆના મરાઠાઓએ જોઈ. આમાંની એક લાઇન છેલે કહેલા લશ્કર સામે ગોઠવી હતી અને બીજી બરના જંગલ સામે ગોઠવી હતી. કારણ કે રણખંભમાં પાછા ફરતા મલ્હાવરાવના લશ્કરની ભેટ લેવા અને ભય આપવા કામ લાગે. રસ્તાની બીજી બાજુએ સમશેર બહાદુર અને વીંચુકરના ઘોડાની હારો ધીમે ધીમે સારી રીતે ચાલી જતી હતી.

આ ખુલ્લા જગ્યામાંથી ગઇ રાતે સીંધીઆએ ઉટીખાનની આગળ વધતી ટુકડીને, મલ્હાવરાવને વગર ખબર પડવે અફગાન છાવણીપર હલ્લો કરવાની સગવડ કરવા માટે, હાંકી કાઢી હતી. અચાનક હુમલાથી, અંધારાથી અને વધુ સંખ્યાને લીધે તેમજ છાવણીમાં હલ્લો થયાની ખબર વજીરના દીકરાને પડવાથી થયલા ગભરાટને લીધે તે વખતે મરાઠાઓની જીત થઈ હતી. ઉટીખાન કોઇ પણ રીતે કાચો નહોતો. બખતરીઓ આવી મળવાથી તેઓએ પાછી પોતાની જગ્યા કબજે કરી હતી. આ હાર મરાઠા લશ્કરના પાછા ફરતા માણસોને અડચણ કરનાર હતી. મરાઠા લશ્કર અગર જો કે કવાયતી નહોતું, તેઓની જવા આવવાની રીત સારી નહોતી, કોઈ જમણે તો કોઇ ડાબે માર્ગે અવ્યવસ્થિત જતા હતા, કોઇ કાંદા અને રોટલી ખાતા હતા, કેટલાકની પાઘડી, કેટલાકના ડગલા, કેટલાકની જીનો કાંટાથી અને બરથી ચીરાઈ ગઈ હતી. આવી સ્થિતિમાં તેઓ આ ખુલ્લી જગ્યામાં આવી પોહોંચ્યા. સીંધીઆના લશ્કરમાંથી એક માણસ હોલ્કરના લશ્કરમાં જઈ આવ્યું અને સીંધીઆના લશ્કરમાંથી પડઘમ વાગ્યાં કે તુરત મોરચો મંડાયો. હોલ્કરે પણ શૂર ચડે એવી રીતે લોકોને ઉશ્કેરવા માંડયા અને તેઓ સૌ સામે થવા તૈયાર થયા કે મુસલમાનોને પોતાના મોરચા તરફ પાછા ફરવા શિવાય બીજો ઉપાય રહ્યો નહીં.

---

## પ્રકરણ ૧૮ મું.

### બાહાદાજીની મુદ્રા.

"ત્યાં ત્યાં" મરાઠાએ ઘોડા ઉપર બેઠેલા ઠીંગણા માણસ તરફ આંગળી કરી બુમ પાડી કહ્યું—ત્યાં સરકાર અને જંકોજી પણ છે.

ત્યારે શું તેમની પાસે એકદમ જવું છે !

"હા ભાઇ !" લાલને પોતાના વહાલાને આવી ભયંકર હાલતમાં જલદી કેમ મળી શકાય એવી ઇચ્છાથી કહ્યું.

સદોબા, મહાદાજી સિંધિઆને મળવાના ખરા કારણથી અજ્ઞાન હોવાથી તેણે ધાર્યું કે, તેણી કાંઇ સાર્વજનીક કામ માટે સરકારને મળવા માંગતી હોવી જોઇએ. તેને મહીપતરાવે તેણીને લશ્કરમાં લઇ જવા હુકમ કર્યો હતો છતાં તેણે સાંભળ્યું હતું કે તેનું કામ મોટા સીંધીઆ સાથે હતું તેથી તેણે ખરના જંગલમાંથી આવતા દુશ્મનોથી ભાગવા વિચાર કરી લશ્કરમાં જવા કરતાં પાછા ફરતા સિંધીઆના લશ્કરમાં ભેળાઇ જવા વિચાર કર્યો; પણ લાલન શું કહે છે તે સાંભળવા તેણે થોડા વખત લીધો. લાલન દક્ષણી આગેવાનની સન્મુખ હોવાથી તેણે ખેવડા અવાજથી ઘોડેસ્વારને દક્ષણી સરદાર પાસે લઇ જવા કહ્યું. કારણ કે લાલનનેજ તેનું કામ હતું; તેને લાલનનું કામ નહોતું.

આ કેદી પોંહોંચી જાય તે પેહેલાં બીજી બાજુએ લડાઇની બુમ ઉઠી.

ઉટીખાનના મુસલમાનોએ મરાઠાઓ તેમની સામે થવાના છે, કેંપ તરફથી કોઇ લશ્કર જમણી બાજુએ આવતું નથી એમ જોયું ત્યારે તેણે સીરકીના જંગલ તરફ પોતાના લડવૈયાને મોકલી દીધા.

સીંધીઆએ જે બાજુથી આપણી શૂરવીર નાયકા આવી હતી તે બાજુથી દુશ્મનો ભાગી જાય છે એમ જોયું ત્યારે ફરીથી પડઘમના અને રણશિંગાના અવાજો કર્યા. અને મરાઠાઓએ બીજી વાર ઉટીખાનની જગ્યા લઇ લેઈ તેઓ દુશ્મનો તરફ ધસ્યા. દક્ષણીઓનું બીજું ટોળું જે રણખંભથી સીધી લાઇનમાં હતું તેમાંથી બુમ પડી. આ બુમ સમશેર બહાદુર અને વીંચુરકરની ટુકડીની હતી. આથી મુસલમાનોએ જેમ મરાઠાઓ અવ્યવસ્થિત રીતે નાસતા હતા તેમ નાસવા માંડયું અને ઘાયલ થયલા દુશ્મનોના માથાં લઈ મેળવવાના ઈનામની લાલચ છોડી દીધી. અગર જો કે મલ્હાવરાવ હોલકરે રણખંભની તરફનું નાળું પસાર કરી દીધું હતું ને સમશેર બહાદુર ને વીંચુરકરના ટોળામાંથી વઢી ગયા હતા છતાં ત્રીંબક સદાશીવ પુરંધર અને અનતાજી માનકેસરના હાથ નીચેનું સીંધીઆનું લશકર મજબુતીથી પાછું ફરવું હતું તેથી જંકોજી અને મહાદાજી સીંધીઆએ ઉટીખાન સામે જવાનું માંડી વાળ્યું. ઉટીખાને આ જોયું ત્યારે તેણે પોતાનો હલ્લો પાછો શરૂ કર્યો, પણ તે ફાવ્યો નહીં.

કારણ કે મરાઠાઓ છાવણીમાં દાખલ થઈ ચુકયા હતા અને તેમનામાં નવું બળ ઉમેરાયું હતું. જેવો ત્રંબક સદાશિવ આવી પહોંચ્યો કે સીંધીઆનું લશ્કર રણખંભની નજદીકમાં આવી પહોચ્યું હતું. જેવો ઉટીખાન સીંધીઆની પછવાડે થયો કે તેણે છાવણીની જમણી બાજુથી દુરાનીઓને પહોંચી વળવા રસ્તો લીધો. આ રીતે ઉટીખાનને મરાઠાના પાછા ફરતા લશ્કરને રોકવાનું નકામું થઇ પડયું હતું. સીંધીઆ આ રીતે દુશ્મનોને પછાડી રાખવામાં ફતેહમંદ થયાથી ખુશી થયો અને ડાબી બાજુથી ગોળાકાર થઇ જવા માંડયું. આનું પરિણામ એ આવ્યું કે સદોબા જે કે સીંધીઆ સાથે જોડાવા આગતો હતો તેણે જ્યારે સીંધીઆ ઉટીખાન ઉપર આગળ વધ્યો ત્યારે સીંધીઆને મળવાનું છોડી દઇ રણખંભ તરફ સીધો પાણીપતનો રસ્તો લીધો હતો તે અને સીંધીઆનું ડાબી બાજુથી આવતું લશ્કર એકઠું મળી ગયું અને તુરતજ જંકોજી અને મહાદાજી સીંધીઆ પણ "ઝરી પટકા" સાથે તેની નજરે પડયા. સીંધીઆ ઉંચી કાઠીઆવાડી ઘોડીપર હતો; તેની પાઘડી ચુંથાઇ ગઇ હતી; અંગરખું ફાટી ગયું હતું છતાં ઘોડાપર તે મજબુતીથી બેઠો હતો. જેવીજ બોકાનું બાંધેલ સીંધીઆની અને આપણી શૂરવીર નાયકાની નજર મળી કે તેણી બોલી કેઃ—

"અરે ધણી! અરે કંથ! એમ સદોબાની ગરદનની આસપાસથી હાથ છુટા કરી બોલી. મારા ઉપર આંખ કરો (મુજ ઉપર કરો નજરીઆં!) મારા ઉપર, મારા ઉપર, જે તમને હજારો મુસીબત ખમી શોધતી હતી. મારા ઉપર—જેણે તમને તાપીના જંગલમાં પાણી આપ્યું હતું—વેરાગણ છોકરી—જાનકીદાસની છોકરી! મારા ઉપર—જેના ઉપર તમે કામણ કર્યું હતું અને મને કહ્યું હતું કે મને તમારી પછવાડે આવવા જરૂર પડશે અને હું તેમ આવી પણ છું! મને આશ્રય આપો નહીં તો હું તમને બીજીવાર મળવા પહેલાં તો મરી જઇશ, પીયુ!"

"ચુપ છોકરી! સરકારને આમ કહે છે તું કાંઈ ગાંડીબાંડી થઇ છે શું?" સદોબાએ તેણીનું મોં દાબી બીકને લીધે કહ્યું.

પણ માહાદાજીએ એ સાંભળ્યું હતું. માહાદાજીએ પોતાની ઘોડી ફેરવી, પંચાલી ઘોડી ઉપર બેવડો ભાર જતો હતો તે તરફ પોતાની આંખ કરી. તેણે છોકરીને જોઇ અને બીજી વખતે સદોબા પાસે જઇ તેણે તેણીને ઓળખી પણ હોત પણ તેવામાં તેના કરતાં હજારઘણું ધ્યાન આપવા જોગ એક બીજો અવાજ સંભળાયો કે

જેથી તેને તે તરફ ધ્યાન આપવું પડયું.

મુસલમાન ઘોડેસ્વાર માત્રજ બસો વારજ પછવાડે જણાયા. માહાદાજીની નજર ચુકાવાનું કારણ કાંઇજ નહીં પણ પાછા ફરતા મરાઠા કરતાં વધારે સંખ્યામાં દુસ્મનો હતા તેજ હતું. સમશેર બહાદુરના ઘોડાઓ ઝાઓના ઝાડ પાસે પડાવ નાંખી રહ્યા હતા તેઓ આવી પહોંચે એવી ખાત્રા ન હોવાથી, તે અને ત્ર્યંબક સદાશિવ ચમક્યા અને તુરતજ મોટું ઘોડેસ્વાર લશ્કર રણખંભ આગળ યુદ્ધ કરવા આવેલું જોયું.

દ્વંદ્વ યુધ્ધ કરવું એ દેશી લોકોને માટે સાધારણ હતું, પણ ભિન્ન ધર્મ અને ભિન્ન પ્રકૃતિના લોકો વચ્ચે તેમ થવું એ મુશ્કેલ હતું; વળી સામી બાજુના લોકો વધારે હતા.

આથી માહાદાજીએ સદોબા અને લાલન સાથે જોડાવાનું માંડી વાળ્યું અને આવતા લશ્કરની સામે તે આંખ માંડી ચુપ ઉભો રહ્યો.

દસ વારને છેટેથી મુસલમાને તેમને "ઓહો કાફર!" એવી બુમ પાડી ટોકયા. તમારા માંહેના કોણે ખુરાસાનના રાજાને દ્વંદ્વ યુદ્ધની માંગણી કરી હતી? તમારા માંહેના કોણ દયાસાગરશાહ સામે લડવા શકિતવાન છે? અહીંઆ તેનો એક ગુલામ છે. જે શાહની સામે થવા તૈયાર હતો તેણે આ ગુલામનું કલેજું ખાવા તૈયાર થવું. આ મુદ્રા કોની છે? તું તે ઓળખે છે? માહાદાજીએ ઘોસમહમદને આગલે દિવસે લાલનને મુકી જતી વખતે આપેલી વીંટી બહાર કાઢી મુસલમાને કહ્યું.

"લાયકાત કે નાલાયકાત—મરાઠા સરદારે કહ્યું—પરમેશ્વરજ જાણે છે પણ તું માહાદાજી સીંધીઆ, જે કે તે મુદ્રા મારી છે એમ કહેવા તૈયાર છે તેની સામે તું માથું ઉચકનાર કોણ છે?"

"હું લુતુફઉલ્લાહખાન, ફેઝઉલ્લાહખાનનો છોકરો, પોપલઝાઇ તાયફાનો સરદાર અને શાહ જે જાતનો છે તેજ જાતનો છું. તુ મારી સાથે લડીશ?"

"જો બીજી નહીં તો લોંડી બી સહી" હસીને માહાદાજીએ કહ્યું. "જો તુર્ક રાજા મારી માંગણી કબુલ રાખવામાં અભિમાન રાખતો હોય કે બીતો હોય તો તેને બદલે હું તને પણ કાપી નાંખીશ."

તેણે લુતુફઉલ્લાહખાન ઉપર ધસી જઇ વીંટી પાછી લઇ લીધી.

પેહેલી માંગણી થઈ કે તુરતજ બંને બાજુનું લશ્કર ત્યાંને ત્યાં પડાવ નાંખી પડયું. મુસલમાન લશ્કર રણખંભની નજીકમાં

આ પ્રમાણે વગર બીતીએ રહે, આ અગર જો કે વિરૂધ જણાશે પણ તેમનો હેતુ વધુ લશ્કર આવી પુગવાનો હતો અને મરાઠા લશ્કરનો હેતુ હોલકર પાણીપતને રસ્તે રણખંભમાં દાખલ થાય આ હતો. મહાદાજીએ દસબાર વાર છેટે જઈ, લગામ બરાબર પકડી, ભાલું બરાબર તપાસી ઘોડીને તૈયાર કરી.

"હુશીઆર રહેજો" જેવી ઘોડીને તૈયાર કરી લુતુફઉલ્લાહખાન ઉપર ચલાવી કે બુમ પાડી.

---

## પ્રકરણ ૧૯ મું.

### નીઝાબાઝી અથવા ભાલાની રમત.

લાલન જેને શોધતી હતી તે, આવી રીતે ભય અને મરણને કાંઠે આવી ચડે એ ધિક્કારતી હતી તેથી તેના ભય અને શોકનો પાર રહ્યો નહીં. વાંચનાર જાણેછે કે લાલન પોતાના પ્યારાને કેટલું દુઃખ ખમી મળી હતી અને જ્યારે ઓળખાણનો વખત આવ્યો ત્યારે તે આફતકાર લડાઇમાં શું થાય તે તેની આંખે જોઇ શકાય એમ નહોતુંજ.

સદોબા તેને લશ્કર તરફ લઈ જવા વાંસે લાગ્યો હતો અને તેણી સદોબાને રડીને અને સમજાવીને અહીંઆંજ ઉભા રહેવા સમજાવતી હતી. આખરે સદોબાએ જંકોજી અને બીજા જે કે સીંધીઆ સાથે હતા તે જ્યાં ઉભા હતા ત્યાં પડાવ નાંખ્યો.

દક્ષણી યોધ્ધો જે કે પેહેલેજ તૈયાર થયો હતો તેણે દુસ્મનની પાસે આવતાં ઘોડીની ચાલ ધીમી પાડી. મરાઠાનું લાંબુ ભાલું એ વ વખત માથાની આસપાસ ફરી હાથમાં કામ કરવા તૈયાર હતું. બીજી બાજુ લુતુફઉલ્લાહ અગર જો કે તૈયારીમાં હતો છતાં પોતાની જગ્યાએથી ન ખસતાં સાવચેતીમાં ઊભો રહ્યો ને પોતાનું ભાલું જમણા હાથમાં મારવાને અથવા તો સામા ભાલાને અફાળવાને હાથમાં લીધું.

મરાઠા યોદ્ધાએ પાસે આવી ભાલાનો ઘા કર્યો તેનું વર્ણન પાસે ઉભેલાથી પણ મુસ્કેલીથી થઇ શકે એમ હતું. યા અલ્લાહની બુમ મારી લુતુફખાને મરાઠા સરદાર સામે હથીઆર ઉગામ્યું પણ મરાઠા સરદારની ઘોડી કેળવાયલી હોવાથી તે ફરી ગઈ ને લુતુફઉલ્લાહનું હથીઆર નકામું થઇ પડયું. ફરીથી દરેક સામસામા થઇ ગયા અને દરેકે એક બીજાના દાવપેચ ચુકાવવા બાકી રાખી નહીં. લુતુફઉલ્લાહના ભાલાનું ફળું નીકળી જવાથી તેણે તરવાર કાઢી પણ મરાઠાએ મશ્કરી કરી કહ્યું કે લાકડીઓથી તો બઇરીઓ અને છોકરાંને માર

વામાં કામ આવે છે. બંનેઓ વચે તરવારથી યુદ્ધ થયું. મરાઠાનો ઘા બખતર ઉપર લાગવાથી નિષ્ફળ ગયો અને અફગાનનો ઘા જીન ઉપર લાગવાથી નિષ્ફળ ગયો. આખરે મરાઠાના હથીઆરે વીલાયતીની ગરદન ઉપર જખમ કર્યો અને તે નાઠો. મરાઠાએ ઉપરાઊપર ઘા કર્યા અને અફગાન બેશુદ્ધ થઇને પડયો. આ રીતે આ દ્વંદ્વ યુદ્ધનો છેડો મરાઠાની જીતમાં આવ્યો.

અફગાન સરદારના સાથી ઝમરૂદ, ઘોસમાહમદ, ખાઉઝ્ન રોશન તાતારી અને બીજાએ બહાર ધસી ઘોડાની લગામ પકડવા માંડી પણ માહાદાજી, બીજો તરવારનો ઝટકો લગાવી હસ્તેમુખે પોતાની ટુકડીમાં જઈ ભરાયો. દેશીઓની રીત મુજબ આ જીતની વાત છાવણીમાં ફેલાઇ ગઇ અને સિંધિઆએ કેવી બહાદુરીથી દુશ્મનોને હંકાવ્યા આ બાબત ઠેકાણે ઠેકાણે ચર્ચા ચાલી રહી અને તેથી દુશ્મનોની નબળાઇ જોઇ મરાઠાઓને ઉત્તેજન મળ્યું.

લાલન જે કે અત્યાર સુધી અનેક ચિંતામાં ઉભી હતી તેણે પોતાના પ્યારાનું આવી રીતનું પરાક્રમ જોયું ત્યારે તેના અભિમાનનો, ખુશાલીનો અને પોતાના પ્યારાને આવી રીતે ફતેહથી પાછા મળવાથી હર્ષનો પાર રહ્યો નહીં. મરાઠા લશ્કરે છાવણીનો રસ્તો લીધો અને તેની સાથે સદોબા પણ ચાલ્યો.

લાલને પાછું વાળી જોયા કીધું. તે, જકોજી તથા માહાદાજી સીંધીઆને આવતા જોઇ કાંઇ હાથની ઇસારત કરી બોલી પણ તે સંભળાયું નહીં. સીંધીઆએ પોતાની વીજળી ઘોડી લાલન અને સદોબા તરફ હંકારી

"તુમ્હી કોન આહા!" (તમે કોણ છો) સીંધીઆએ ઘોડાવાળાને પુછ્યું.

"હું તમારો ચાકર, સરકાર! બારેગીર-સદોબા બાલુબા, મહીપતરાવનો માણસ." ઘોડાવાળાએ માથું નમાવી કહ્યું.

"આ સ્ત્રી કોણ છે? માહાદાજીએ તેણીના ચેહેરા તરફ-જે તેણી શરમને માટે હાથથી છુપાવતી હતી તે તરફ-સુક્ષ્મ રીતે જોઇ ફરીથી પુછયું.

"હું જાણતો નથી, સરકાર!" સદોબાએ કહ્યું. "હલ્લા વખતે અફગાન છાવણીમાંથી તેણીને લાવવામાં આવી છે. ને મહીપતરાવે મને તેણીને લશ્કરમાં લાવવા સોંપી છે ને તેણી કહે છે કે તેણીને હજુર સાથે કાંઇ કામ છે."

"મારી સાથે! અરે મારા બાપ! ગઈ કાલે પેલા વિલાયતી

રણખંભ પાસે લાવ્યા હતા તેજ તેણી છે કેમ? "તું કોણ છે અને મારી પાસેથી શું જોઇએ છીએ."

લાલનને, જે હીમતે અને ઉશ્કેરણીએ તેણીની શોધમાં મદદ કરી હતી તે હિમત છતાં, તેનો કલ્પિત પ્રેમ છતાં, દેશીઓના મુર્ખાઇ ભરેલા વેહેમ અને જાતી અભીમાનના ત્યાગ છતાં, તેણીને અહીંઆ લાવતાં તેણીએ બતાવેલી બહાદુરી છતાં, તેણે પોતાની સમક્ષ દંદ્ર યુદ્ધ જોવા કરેલી હીમત છતાં અને પ્રેમને લીધે મોટો રણસંગ્રામ ખુંદી માર્યા છતાં હમણા તેણીથી એક અક્ષર સુદ્ધાં બોલી શકાયો નહીં. તેણીએ માથું નીચે નાંખી દીધું અને તે ચુપ રહી.

"બોલ! ભીરૂ નકો! (બીમાં)" માહાદાજીએ કહેવાનું શરૂ રાખ્યું. "મારી પાસેથી જે જોઈતું હોય તે કહેવામાં કાંઈ અડચણ નથી."

"અને તમે પુછી શકો કે?" લાલને હાથ ખસેડી મોઢું ઊંચું કરી કહ્યું. "સરકારને હું અને તાપી નદીપરનો મઠ-શિકાર પરથી પાછા આવી પીધેલું પાણી-અને-અને-હું સરકાર પછવાડે હજારો ગાઉ આવી છું-અને તમે કહ્યું કે મારે આવવું જોઇશેજ-આ શું સાંભરતું નથી કે?"

સીંધીઆએ આના કહેવા સામે હસીને પોતાનું જાનવર જમણા હાથ તરફ ચલાવી તેણીને બોલતી અટકાવી.

---

## પ્રકરણ ૨૦ મું.

### પાણીપતનો રસ્તો.

જંકોજી! જંકોજી! દીકરે એ બચ્ચા! (અહીં આવ બચ્ચા!) પોતાની ભાલાની રમત પુરી થયાથી માહદાજીએ ભેરાબાનુને બતાવતાં કહ્યું. દીકરા અહીંઆ જો કેવું અજાયબી પમાડે એવું આ કામ છે? ઇશિક હજી દુનિયામાંથી જતો રહ્યો નથી, ગમે તેમ પણ વાર્તા કહેનારાઓ આખરે ખરા ઠરે છે. તું અગર માનીશ કે નહીં માને, પણ આ છોકરી, જ્યારે હું ખાનદેશમાં શિકાર કરતો હતો ત્યારે મને જોયાથી તે મારા ઉપર મોહીત થઇ છે અને લાંબા વખતથી મને શોધતી શોધતી અહીંઆ આવી છે, કારણ કે મેં તે વખતે મસ્કરીમાં કહ્યું હતું કે દીવાની, હું તારા ઉપર કામણ કરૂં છું અને જેથી તારે મને શોધતાં આવવુંજ પડશે.

"ગમે તેમ તો પણ તે, ખાસ કરીને નહાય, સાફ થાય અને સારાં કપડાં પેહેરે તો તે ખરાબ માલ નથી. હું તમને ધન્યવાદ આ

જુ છુ, કાકા! જંકોજીએ આપણી શુરવીર નાયકાને નખશીખ સુધી તપાસી કહ્યું.

માહાદાજીએ લાલનને અડધું માન આપ્યા છતાં ને તે તેને ચાહતો હતો છતાં તેના ભત્રીજાના આ શબ્દોથી તેને થોડું દુઃખ થયું.

“બચ્ચા તું સમજતો નથી.” તેણે જવાબ આપ્યો. છેવટે કાંઇક છે. આ કલજુગમાં તેણીની માફક તને સંપૂર્ણ ચાહનાર, તારી પછાડી આવનાર અને આ પ્રમાણે વિશ્વાસ રાખનાર કોઇ હોવુંજ જોઇએજ. બચ્ચા તારૂં આવું નસીબ છે કે, જેથી તું આ વા-તંત્રાર ધિક્કારવા કરતાં પસંદ કરે છે?

“કાકા, તમે મોટા સરદાર છો અને તમારી પછવાડે સ્ત્રી પુ-રુષો દિવાના થઇ ભટકેજ.” જંકોજીએ પાછો જવાબ આપ્યો.

“હા! જે મને જાણેછે તે. પણ તેણી હું કોણ હતો તે જાણતી નહોતી.” “અરે માશુક! તને કોણે અને ક્યારે કહ્યું કે તેં પાણી પાયું હતું તે શિકારી હુંજ હતો?”

લાલન આ બંને વચ્ચે થતી વાતચીત સાંભળી સ્તબ્ધ થઇ ઉ-ભી રહી વિચાર કરતી હતી કે કાંતો સારૂં માન મળે અથવા તો હાંકી કાઢે; એ બેમાંથી એક બનવાનું છે. બે આવો સવાલ પુછતાં જવાબ દેવા સાવધ થઇ.

“અરે સરકાર હું તમારા ગળાના સોગન ખાઇ કહું છું કે આ મેદાનમાં મેં તમને ગઇ કાલે જોયા તે પેહેલાં હું તમારા માટે કાંઇ પણ જાણતી નહોતીજ.”

“પ્યારી ત્યારે તે વખતે તું મારી સાથે કેમ ન બોલી.”

“મારા ધણી તે વખતે તમે પાસે પણ ન આવ્યા અને વળી હું શરમાઇ હતી.”

“અને હમણા કેમ શરમાઇ નહીં? તેં મારા કાકાને પેહેલા જોયા ત્યારે તો તેં ખુબ હિંમતથી તેને બોલાવ્યા.” જંકોજીએ કહ્યું.

“અરે હજુર! જો તમે રાતના મેં શું મુસીબત વેઠી છે તેજ જાણતા હોત તો સમજત કે સરકારને જોતાં મને કેટલી ખુશી થવી જોઇએ.”

“રાતના મુસીબત” માહાદાજી વચમાં બોલ્યો. “શું મુસીબ-ત? હું જાણું છું કે તું મહીપતરાવ સાથે ગઇ કાલે લશ્કરમાં ગઇ હતી ત્યાંથી મલેચ્છની છાવણીમાં કેમ ગઇ?”

“જી સરકાર! તેજ વિલાયતી જેને કે તમે હમણાજ હરાવ્યો છે તે મારા ઉપર મોહિત થયો છે અને તે મને રાતના મોહનપ્યારીના

મડમાંથી ખસડી લઈ ગયો હતો."

"(હેવ ચીઆન) ઇશ્વરના સમ, આ કેવી અજાયબી છે?" દીકરા! આતો એક વાત જેવું છે! "અમને અથેતિ કહે જોઇએ!" આ મ્લેચ્છ કુકરોના સંબંધમાં શું છે? તેઓ શું કરે છે? માહાદાજી અને તેના ભત્રિજાએ દુશ્મનોના લશ્કર તરફ નજર કરી કહ્યું

આ દરમીઆન સીંધીઆના લશ્કરના બને ભાગો ઝાડોના નાળામાં થઇને લગભગ નજદીકમાં આવી પોહોંચ્યા હતા. સમશેર બહાદુર અને પીંઢારા પણ તેમની ડાબી હારમાં પાછા ફરતા હતા. અને ઉડીખાનાના મુસલમાનો અગર જો કે નવા બળથી મજબુત થયા હતા છતાં તેણે પોતાની અસલ જગો પાસે આવવાનું પસંદ કર્યું નહોતું કારણ કે તેને સંયુક્ત બળવાળા દુશ્મનોની ધાસ્તી હતી. તેઓ હમણા સમશેર બહાદુરની પછવાડે, બસો વાર પરથી અને લાલનથી ચારસેં વાર પર આવતા હતા.

આટલા વાસ્તે તુરત કાંઈ કૃત્ય ન હોવાથી માહાદાજી વેરાગણ તરફ ફરી તેની સાથે ભેળાઇ બોલ્યો કેઃ—

"ચાલવા દે! રસ્તામાં તેથી આપણને ગમત થશે." લાલને ઝીણા સાદમાં પણ મધુરતાથી પોતાની સર્વે હકીકત ખરેખરી કહી અને તેણે શું શું દુઃખ ભોગવ્યું, તે પેહેલાં કેમ પકડાઈ, તેનો કેમ છુટકો થયો, પાછી તેને કેમ લઇ ગયા વગેરે અથેતિ કહ્યું.

માહાદાજીએ લાલનનું કહેવું ખુશીથી સાંભળ્યું અને ઉત્તેજનના શબ્દો કહ્યા. માહાદાજીનો ખરો હેતુ તેણીની હિમત અને પ્રેમ જાણવાનો હતો.

વારતાઓમાં આવા પરાક્રમથી મોહ પામેલી શૂરવીર નાયકા તેના નાયકને મળે તો નાયક તેના ઉપર એકદમ ખુશખુશ થઇ જાય આવુ ચિત્ર વધારે સારૂ કહેવાય આમ યુરોપીયનોનો મત છે પણ અહીંઆ હિંદુસ્થાનમાં યુરોપીયન રીતભાત, નીતિ, તત્વજ્ઞાન અને નાસ્તિકતા હજી એટલા પ્રમાણમાં દાખલ થયેલી ન હોવાથી અનુભવ, માની અને સૌથી વધારે શોખીન મરાઠા આગેવાને આટલું જાણ્યા છતાં તેના ઉપર જોઇતો પ્રેમ બતાવ્યો નહોતો. તે પોતાની સ્ત્રી અને માશુક વચ્ચેનો ફેર સમજતો હતો. અહીંઆ તેણીને પાછી હાંકી કાઢવી કે સાથે રાખવી, તેણીનું પોષણ કરવું કે તેણીને કુતરાને મોતે મરવા દેવી એમાંનું કાંઈ પણ નકી કરાય એમ નહોતું. કારણ કે બીજી સવારે શું થશે આ મરાઠા સરદાર પણ ખામીથી જાણતો નહોતો.

લાલનના પક્ષે આથી જુદું જ હતું. જાનકીદાસનું ઝુપડું મુકયઃ

પછી તેના મનમાં અનેક કલ્પના થતી ચાલી હતી, જે ટાઢ, તડકો અને ભુખ તરસ તેણીએ વેઠી હતી, જે મુસાફરી કરી હતી, તે બધાનું ફળ તેની સમક્ષ હતું અને તેણે તેને ધિક્કારી કાઢી નહોતી તેથી તે તેની સાથે તેના આશ્રય નીચે હતી અને તેની મુસાફરીનો છેડો આવી ચુક્યો હતો તેથી તે જુદોજ વિચાર કરતી હતી.

આ બધો વખત તેઓ ચાલવામાં હતા હમણા પાણીપત અને લશ્કર એક બીજાની નજર આગળ હતાં.

છાવણીની ભીંતો આગળ દામાજી ગાયકવાડના ઘોડેશ્વારો તૈયાર ઉભા હતા, તોપખાનું તૈયાર હતુ તે, વગેરે દેખાતું હતું. પવનની અંદર આવેલો અવાજ કાનને લાગતાં તેઓએ જાણ્યું કે તેઓ કાંઇક હીલચાલ કરવા તૈયાર થાય છે.

મુસલમાનને પક્ષે પણ તેમજ હતું. તેવો લગભગ સો વાર સુધી આવી લાગ્યા હતા અને તેઓના લશકરમાં નવું બળ ઉમેરાવાથી તેઓ વધારે મજબુત થયા હતા. મલ્હારરાવના હુમલા વખતે નાસી ગયલાઓ પણ હમણા ઘોડાપર ચડી ભાગતા મરાઠાની પછવાડે લગ્યા હતા. બરખુરદારખાન ને બીજા કેટલાક તેજ રોહીલાઓ આવી પોહોંચ્યા હતા અને તેઓ લુતુરખાન જે કે હમણા બરાબર થઇ ઘોડા ઉપર બેઠો હતો તેની સાથે જોડાઈ ગયા હતા. આથી ઉદીખાન પણ તેઓને બંદુકની ગોળી પોહોંચી શકે એટલી ઝડપથી પકડવા તજવીજ કરતો હતો.

હોલકરના લોકો તો પાણીપતમાં આવી લાગ્યા હતા. વીંચુરકર અને નાના માનકરીઓ તો જાણતા હતા કે બધું પુરૂં થઇ રહ્યું છે અને ત્ર્યંબક સદાશિવ અને સીંધીઆ આવતા લોકોની દેખરેખ રાખવા પુરતા છે, અને તેઓ મલ્હારરાવના છુપા હુકમ પ્રમાણે કરવા પાછા પડે એમ નથી, જેથી તેઓ તોપની મઝલમાં ઉતરી પડયા હતા, માત્ર સમશેર બહાદુર કે જે ઉત્તર તરફના ઘોડેશ્વારો કરતાં પોતાના ઘોડેશ્વારો વધારે ઝડપવાળા છે એવું અભીમાન રાખતો હતો તેજ સીંધીઆની જમણી બાજુની ટુકડી તરફ હતો.

પુરંધરના રાજાની પાછા ફરવાની જગ્યાની ડાબી બાજુએ કાદવની ભીંત કરી લીધેલી હતી. સમશેર બહાદુરની જમણી બાજુએ અને બીજી બાજુએ એક ખુલ્લી જમીન હતી. કે જે આજુબાજુનાં ખેતરો કરતાં નીચાણમાં હતી, આ જમીન "ઝીલ" નામથી ઓળખાતી હતી. તે હમણા કેટલાક નાના છોડવાથી ઢંકાયલી હતી. દુશ્મનોના લશ્કરને મરાઠા લશ્કર ઉપર એકદમ ધસારો કરવાને વચ્ચ-

માં સારી જગ્યા હતી.

અહીંઆ ઉટીખાને પાછા ફરતા લશ્કરની ભેટભેટા કરવા હુકમ કર્યો. તરતજ કુતુબખાન ને ઉટીખાનના ઘોડેસ્વારોએ ઝડપથી ચાલવા માંડયું અને વીલાયતીઓએ દીન, દીનના અને હીંદુસ્થાનિઓએ યા અલીના! પોકારો કરી ઝડપથી ધસારો કર્યો.

મહાદાજી સીંધીઆ પેહેલી કીકીયારી વખતે પોતાની પ્યારી સાથે વાતચીતમાં હતો તેણે કાન માંડયા.

"ત્યાં તે આવેછે! આખરે!" પાછા જોઈ તેણે કહ્યું "અને હમણા આપણે તેમનું કામ પણ હતું. સદોબા! જલદી કરો જેમ બને તેમ તારીકે આ ધુળના ઢગલાપાર તેણીને લઇ જઇ લશ્કર પાસે ઉભો રહી મારી વાટ જોજે; જા!"

જેવા લાલન ને મરેડો મરાઠા લશ્કરમાં આવી પહોંચ્યા કે મુસલમાન ઘોડેસ્વારો મરાઠાઓની નજદીકમાં આવી લાગ્યા. કેટલીક વખત તો સમશેર બહાદુરે અભિમાનમાં ધીમે ચાલ્યા કીધું પણ આખરે તેણે પણ પોતાના ઘોડા પુરજોસમાં દોડાવ્યા. મુસલમાનોએ કોહની ધાસ્તીદાયક કીકીયારી કીધી, અને ઘોડાઓને લગામ ઢીલો કરી મારી મુકયા. મીનીટના દરમીયાનમાં પાછા ફરતા અને પાછા આવતા ઝડપમાં ને ઝડપમાં ચાલવા લાગ્યા. પણ જ્યારે મરાઠા ભીંત અને કાદવવાળી જગ્યાની વચ્ચમાં જમણી બાજુએ આવી લાગ્યા ત્યારે દુશ્મનો તેમને ભેટવા નજદીક આવી લાગ્યા કે તુરત અચાનક રીતે નિર્ભય જણાતી પડી ગયલી ભીંતવાળી ખાડમાંથી અડધો ડઝન ગોળીઓ આવી લાગી અને તેની પાછળ બીજી આવવા લાગી. મુસલમાનો ઉપર બંદુકની ગોળીઓનો એક પછી એક એમ વરસાદ થવા માંડયો. મુસલમાનોને માટે હવે વગર ભયે ધસવાનો કે પાછા ફરવાનો વખત હતો અથવા તો ત્યાંજ પડાવ નાંખી ઉભા રહેવાનુ હતું. પાછા જતી ટોળી પાછી ફરી અને જે સામા આવ્યા તેને નાંખી દીધા અને એક બીજા એવી રીતે થઈ ગયા કે મુસલમાનોમાં મોટો ગભરાટ થઇ રહ્યો. કેટલાક ભાગી ગયા અને કેટલાક ભાગવાની તૈયારી કરવા લાગ્યા, આથી મુસલમાનો આખરે આગળ વધતા અટકયા. અહીંયાં ભયંકર ધમાલ થઈ રહી, માણસો માણસ સાથે ને ઘોડા ઘોડા સાથે લડયા. ઉટીખાંન અને બીજા અગર જો કે અચંબો પામી ગયા છતાં તેઓએ પોતાનું કામ સારી રીતે કીધું અને થોડા માણસો મેળવી કાદવવાળી જગ્યા કબજે લેવા યત્ન કર્યો. દુરાનીઓના કેટલાક ઊત્તમ સરદારો અને સુજા-ઉ-દૌલાના કેટલાક

ઘોડેસ્વારો લુતુફઉલ્લાહ અને બરખુરદારખાન સાથે જોડાયા અને તે-ઓએ કાદવવાળી જગ્યા તરફ આગળ વધવા માંડયું. પણ તે બધું ફોકટ! આ જે બંદુકની ગોળીઓ આવતી હતી તે ૧૦૦ વારની અંદરથી ઇબ્રાહિમખાનના કવાયદી પાયદળની હતી. તેઓએ બંદુકો બે બાજુથી ફોડવા માંડી અને મુસલમાનોથી તેની સામે ટકી શકાયું નહીં.

"કાફરના સામે વધો અને તેનો નાશ કરો! ઇસ્વર માત્ર એકજ છે! જો જીવશું તો ગાઝી થઇશું ને મરશું તો ધર્મ સારૂં પ્રાણ આપનારા ગણાશું." ઉન્નમતપણાથી લુતુફઉલ્લાહે પોતાની તરવાર ફેરવી બુમ પાડી.

"સબુર! ઉટીખાને બુમ પાડી કહ્યું. ઇશ્વરને માટે જરા ધીરજ રાખો. શા સારૂં ટોળે વળો છો? પેગંબર અને કાબાના નામને ખાતર એક બીજાને પાછા ફરવા જગા આપો. તે બાજુ પાછા ફરો! પાછા, પાછા! પણ જતા રહેવું નહીં. અરે કુત્રા તું કયા નાસી જવાનો છે?

આ બધું નિરૂપયોગી હતું.

જલદી—મારા ફક્કડ બચ્ચાંઓ! જલદી કરો ને એવડા ઘોડા સાથે વચ્ચોવચ્ચ સારી નેમ લ્યો. મારા બહાદુરો તેમની વચ્ચમાં. શાબાશ! આપણે રાવ સાહેબને બતાવીશું કે આપણે આપણો પગાર લઇયે છીએ તે કેવો હક કરીએ છીએ.

મુસલમાન લોકોને હવે જેમ આવે તેમ જીવ લઇ નાસવાનુંજ હતું. જેની મરજીમાં જેમ આવે તેમ તેઓએ ચાલવા માંડયું. બરખુરદાર હાથથી જખમી થયો હતો, લુતુફઉલ્લાહની ગરદનમાં ગોળી પેસી ગઇ હતી; ઊટીખાનના ઘોડાને ગોળી વાગવાથી તે કબજે રહી શકે એમ નહોતું. સમશેર બહાદુરે પોતાના ઘોડા, પાછા ફરતા દુશ્મનો ઉપર ફેરવ્યા પણ તેમ કરવાની જરૂર નહોતી, કારણ કે મુસલમાન લશ્કર બાવરૂં થઈ નાસવા લાગ્યું હતું.

બધું પુરૂં થયું !

હોલ્કરની હારની સામે પોતાની ફતેહથી ખુશ થઇ માહાદાજી સીંધીઆ પોતાની નવી પ્રીયા સાથે પાણીપતને રસ્તે ચાલ્યો. દરવાજામાં પેસે છે કે સદાશીવરાવ ને બીજા સરદારો પાછા ફરતાં લશ્કરને જોતા ઉભા જણાયા. વાજતે ગાજતે માહાદાજી તેમની પાસે સૌથી છેલ્લે આવ્યો. ભાઉ સાહેબે માહાદાજીની સલામ લઈ કહ્યું કે "આ પ્રમાણે માહાદાજી સીંધીઆ! આખરે મરાયા! રાતની બાબતનું સારૂ પરિણામ ન આવતાં આવું પરિણામ આવ્યું.

જુવાન સરદાર, જો કે થોડો સંતોષ પામ્યો હતો તેણે તેમની

સાથે મળતા ન થઈ કહ્યું કે " મને બીજા આરે બોલવાનું નથી પણ જેમ તમે કહોછો તેમ લાગતું નથી ! "

" તે હારજ છે ! બચ્ચા, બધુ સરખું ! " મોટા ભાઉએ ગણગણતાં કહ્યું. બીજે રસ્તે જેવો તે આગળ ધસ્યો કે પાછા ફરતા લશ્કરની સંભાળ લેવા મોકલેલી મોટી ઘોડેસ્વાર ટુકડીને વાજાં વગાડતાં દમામથી આવતા જોઈ આશ્ચર્ય પામ્યો. અને તેના મનમાં તેઓને લડાઇના દિવસે મુખ્ય જગ્યા આપવાનો વિચાર થતો હતો.

" હું ઇચ્છુંછું કે આ બધું તોફાન પુરૂં થવું જોઇએ " વૃદ્ધ બળવંતરામ મંડળેએ કહ્યું. એના મનમાં જવાબ મળવાનો જે ધાર્યો હતો તે એજ હતો કે "એક મોટી લડાઇ બધી બાબત સુખી કરી થવી જોઇએ. અને જેટલું જલદી તેટલું સારૂં."

---

## પ્રકરણ ૨૧ મું.

### મોંથી માનેલો બાપ.

માહાદાજી સિંધીઆને હવે લાલનનું ઠેકાણું કરવાનું હતું. દરેક મરાઠા સરદારની સાથે જેમ જનાનો હતો તેમ તેની સાથે પણ જનાનો હતો અને તેથી તેને પેહેલો એ વિચાર આવ્યો કે તેને જનાનામાં સોંપવી. પણ કેટલાક વિચારથી તે વિચાર ફર્યો. હિંદુસ્થાનની સ્ત્રીઓની રીત એવી હોય છે કે તે નવી આવનારી સ્ત્રી તરફ સારી લાગણીથી જોતી નથી. અ તેના કરતાં બીજુ વધારે સારી રીતે જાણનાર કોઇજ ન હોય. સાધારણ વખતમાં આવી સ્ત્રીઓની, જ્યાં સુધી ઘરના માણસ સાથે સારી રીતે એખલાસ અને પ્યાર ન કરાવી શકે ત્યાં સુધી બરદાસ્ત તેનો પ્યારોજ રાખે છે. પણ હમણાના સંજોગમાં તેનાથી તેમ બની શકવું મુશ્કેલ હતું કારણ કે તેનું ધ્યાન છાવણીમાં થતી ધાલમેલ અને લડાઇના તરફજ લાગેલું હતું અને તેથી તે લાલનની હાલ હવાલી થાય, તેને ભય આવી પડે, તેને ઇજા થાય અને તેની દુર્દશા થાય આ જાણી ન શકે એવી જગ્યામાં તેને રાખવા દુરસ્ત ધાર તો નહોતો. વળી આવી ખુબસુરત સ્ત્રી જે કે જનાનામાં રહેવા યોગ્ય તેને, વગર સલામતી ભરેલી જગ્યામાં રાખવાને તેને પોતાને પણ ધાસ્તી હતી કે જે ધાસ્તી તે લાલનની સામે જણાવી શકે એમ નહોતું. આથી તેણે પોતાની પીઠ ફેરવી પણ જ્યારે તેણે લાલનના લીધેલા શ્રમનો વિચાર કર્યો ત્યારે તેણે પાછું તેણીને ઠેકાણે પાડવા

મન દોડાવ્યું; સિંધીઆને પોતાની મુરાદ બર આણવા માટે એક વિશ્વાસુ અને સ્વતંત્ર ઘરની તપાસ કરવાનો વિચાર થયો એટલામાં પાસેના મહીપતરાવ ઉપર તેની નજર પડી.

આ બુઢો સીપાઈ જે મલ્હારરાવના કાફલા સાથે થોડા વખત પેહેલાં છાવણીમાં આવ્યો હતો તે ખાટલાપર બેઠો હતો અને તેનો ઘોડો એક ઘોડાવાળો પકડી ઉભો હતો અને તે, ઉપરનો સામાન તે ઉતારતો હતો. મહીપતરાવ હુક્કો પીતા પીતા હજામ જોએ કે ગોળી કાઢી, હળદર, મીણુ, તેલ, કપુર અને આંબાહળદરનો મલમ લગાડી પાટો બાંધતો હતો તેને લડતો હતો.

જેવા માહાદાજી આવી પહોંચ્યા કે તેણે હજામને તુરત ધમકી દીધી અને ચલમ પડતી મુકી બીછાનામાંથી ઉભા થઇ સલામ કરી.

"કાંઈ નહીં ફાંકડા! કાંઇ નહીં મારા જુના પટાયત" સીંધીઆએ કહ્યું. "હું જોઉછું કે તમને ગોળી લાગી છે ને તેવા વખતમાં અદબની જરૂર નથી. જુના લડવૈયા તમે બીજી વાર ઘવાયા છો."

"હું જ્યારે ઘોડાપરથી ઉતરયો હતો અને જયારે પાછા ફરવા હુકમ થયો ત્યારે મારી ઘુંટી ઉપર ગોળી વાગી પણ મારો ઘોડો ચોટીલાનો કાઠી જાતનો હોવાથી હું તેની કેશવાળી પકડી તેનાપર ચડી બેઠો અને તે મને ઇશ્વરની અને તમારી મેહેરબાનીથી અહીંયાં લાવ્યો છે."

આ વખતે સદોબા ઘોડા ઉપરથી ઉતરી પડી મહીપતરાવ પાસે આવી સલામ કરી બોલ્યો કે મેં તમારો હુકમ બરાબર બજાવ્યો છે. છોકરીને સહીસલામત લાવ્યો છું ને તેણી સરકાર પાસે છે.

"અરે તે વેરાગણ!" મહીપતરાવ વચમાં બોલ્યો.

"તે અહીંયાં સારી રીતે છેના? તે ગરીબ છે! સરકાર પાસેથી તેને શું જોઇયે છીયે?"

માહાદાજી હસી પડયો.

"અરે બુઢા લડવૈયા! તમે શું ધારો છો કે આ સુંદર છોકરી મારા જેવા રૂપવાન પુરૂષ પાસેથી પ્યાર શીવાય બીજું કાંઇ માગે?" તેણે જવાબ આપ્યો.

મહીપતરાવ ઉઠી બેઠો.

"સરકાર જે કહે તે ખરૂં" તેણે જવાબ આપ્યો. કારણ કે તે સમજતો હતો કે એતો સરકાર તેની મશ્કરી કરે છે.

"હું જે કહુંછું તે ખરૂં છે મહીપતરાવ." સીંધીઆએ બો-

લવું શરૂ રાખ્યું. 'વધારેમાં જે છે તે તેણીના સંબંધમાં મારે તમારૂં કામ છે તે છે. શું તમે તે કરશો કે?"

"સરકાર જે ફરમાવશે તે હું કરીશ."

"વારૂં, હું તેણીને જનાનામાં લઇ જવા ઇચ્છતો નથી. તમે તેણીને તમારી પાસે સલામતીથી રાખશો કે?"

"હા, સાહેબ-મરાઠાએ કહ્યું. હું સરકારને સર્વ રીતે ખુશી રાખવા તઇયાર છું. વળી હું આ છોકરીને જ્યારથી જોઇ છે ત્યારથી તેણીને ચાહું છું. આ ખાવીંદની માશુક મારી દીકરી બરાબર છે અને હું તેણીના સુખને માટે બનતું કરવામાં મણા રાખીશ નહીં."

"કયું, માશુકા" દક્ષણી અમીરે લાલન તરફ ફરીને કહ્યું. હાલ તુરત તું મહીપતરાવ સાથે રહીશ કે? તેની પાસે એકજ જુનો ચાકર રાંધવા સારૂં છે અને મારી સ્ત્રીઓની સાથે રહેવાના કરતાં અહીંયાં તુંને વધારે આશાએસ છે.

"જો હું સરકાર સાથે રહી શકતી ન હોઊં તો બીજા કરતાં રાવસાહેબ પાસે રહેવું વધારે સારૂં છે તેણે અફઘાન છાવણીમાં મારી જીંદગી બચાવી છે.-તે મારા બાપ છે-જાનકીદાશ દૂર છે ને તેઓ પાસે છે." લાલને કહ્યું.

આ રીતે બધું નકી થયું અને આપણી શૂરવીર નાયકાને મહીપતરાવ પાસે રાખી માહાદાજીએ આગળ ચલાવ્યું.

મહીપતરાવ તેના વચન પ્રમાણેજ હતો આ દિવસમાં કે જ્યારે અગ્રેજી વગથી હિંદી પ્રજાના વિચાર અને વેહેમ, સારા કે નરસા ગમે તેવા પણ બદલાયા નહોતા ત્યાં સુધી તેઓ મોંથી માંની લીધલ સગીને સર્વ પ્રકારનું માન આપતા હતા. અને હજી પણ થોડા સુધરેલા લોકોમાં નીચેની કહેવતમાં કહ્યા પ્રમાણે મોંથી માની લીધેલી સગીની તરફ તેટલોજ પ્યાર ને માન રખાય છે.

"મા જણે વારંવાર" જીભ જણે એક વાર."

યુરોપની અંદર જ્યારે થોડા સંબંધની અંદર પણ સ્ત્રી પુરૂષોના મેળાપથી મોટા અનર્થો નીપજે છે ત્યારે આ દેશમાં ગમે તેવી એકાંતની મુસાફરીમાં, બેન દીકરી કહી સાથે રાખેલી સ્ત્રી, ગમે તેવી પ્રકૃતિના માણસ સાથે નિર્ભય રહી શકતી હતી. અફસોસ! બીજા સારા સુધારાએ ગમે તેમ કર્યું હોય પણ આવા માનપાત્ર ઉત્તમ બંધારણનું પશ્ચિમની નીતિએ પૂર્વમાંથી સત્યાનાશ વાળ્યું છે! મહીપતરાવે આપણી નાયકાને દીકરી કહી હતી અને લાલને તેને જાનકીદાસની જગ્યાએ

માન્યો હતો તેથી અહીંઆં બાપ દીકરીનો સંબંધ ચાલુ થઇ ચુક્યો ઓરડીમાં એક વગર આરામનો ખાટલો હતો દરવાજા પાસે બે ત્રણ પથારીઓ હતી, બહાર ઘોડાઓ બાંધ્યા હતા અને ઓરડીમાં બીજી ઘણીજ ગંદકી હતી. આવી જગ્યામાં આપણી નાયકા હમણા હતી. ઘોડા બાંધવાની ખીલી પાસેની ખુલ્લી જગ્યામાં ચોકો હતો અને ત્યાં ચપાતી–રોટલા કરવામાં આવતા હતા. આજુબાજુ ઘોડાનો તથા ઊંટનો સામાન અને દેવતાની સગડી હતી.

લાલન અગર જોકે બહુ સુખી જીંદગીની નહોતી છતાં તે સ્વચ્છ હતી. તેણે આટલી લાંબી મુસાફરી કરેલી હોવાથી તેને સર્વ સહી રહ્યું હતું. લાલને પ્રથમ એક પથારીનું બંડલ લઈ તેને સાફ કરી ઉપર ઓછાડ પાથરી નિરાંતે ઊંઘ કાઢવાની તૈયારી કરી.

લાલનને જ્યારે જગાડવામાં આવી ત્યારે સાંજનો વખત થવા આવ્યો હતો. ઉંઘની અંદર લાલનનો હસતો ચેહેરો ચમકી રહ્યો હતો.

“ઉઠ દીકરા!” તેણે કહ્યું. સાંજ પડવા માંડી છે માટે તારે મોં હાથ ધોઈ થોડું ખાઇ લેવું એ સારૂં છે. તું ભુખી થઇ નથી શું?

લાલન ઉભી થઇ, કપડું બરાબર કર્યું અને મોંથી માનેલા બાપને પગે લાગી. તેણે તેને માથા સરસી દાબી અને તેણીને તંબુના દરવાજા પાસે જ્યાં દિવો બળતો હતો ત્યાં આણી અને મોં ધોઇ બંને, ઘોડાની ખીંતી પાસે આવ્યાં કે તરત ચાકરે બેથાળીઓ રોટલા દાળ અને દક્ષણીઓની ચાલુ ચટણીથી તૈયાર મુકેલી હતી તેપર બેઠા અને બંનેએ,–ઘરડા માણસે ખુશીથી કહ્યું તેમજ–બાપ દીકરી તરીકે સામસામા બેસી ખાધું.

“બચ્ચા!. મેં તારી ઉમરની મારી છોકરી અજમેરમાં રાખી છે.”. જેવું તેણે દુધ પીવાનું પુરૂં કર્યું કે મહીપતરાવે કહ્યું. અને આ ગડબડમાં મેં જ્યારે તને વગર રક્ષણની જોઇ ત્યારે તે સાંભરી આવી અને હું જ્યારે હવે તને સરકારની પ્યારી તરીકે જાણું છું ત્યારે બેવડો ચાહું છું. બચ્ચા આ મરવાનો વખત છે, માત્ર પરમેશ્વરજ જાણે છે કે કાલ શું થશે. પણ આપણે મરીએ કે જીવીએ અથવા આપણે મારીએ કે મરાઇએ પણ જ્યારથી. તેં મને તારા બાપ તરીકે ગણ્યો છે ત્યારથી મારી પેટની છોકરી પ્રમાણે તારી સંભાળ લઇશ. હવે હાથ ધોઇ નાંખ અને જો કે સરકારે તારે વાસ્તે શું મોકલ્યું છે.

આપણી શૂરવીર નાયકા જેવી એ પણ જ્યારે તેને જોવાને કહ્યું ત્યારે જોવા ના મરજી બતાવી અને તેથી મહીપતરાવે માહાદા

ઇએ તે જ્યારે સુતી હતી ત્યારે મોકલાવેલ દાગીના અને કપડાં લા-
વી બતાવ્યાં. આ માલ એવો હતો કે જે લાલને અત્યાર પહેલાં પે-
હેર્યોજ નહોતો. ઘેરદાર, જેને માટે કહેવાય છે "સોળ હાથની સાડી
તોપણ આવી ટાંગ ઉઘાડી" તેવી ભરતપુરની લાંબી ચંદ્રકળા, ખડ,
કાનમાં પેહરવાનાં સોનાનાં ફુલ, બંગડીઓ અને રૂપાનાં સાંકળાં હતાં
જેની બધાની કીંમત રૂ ૨૦૦ ની હતી

"હવે છોકરી, જુનો ચીડા પાણી મુકી આપશે અને અંધારું
થતાંજ તું નાઇ ધોઇ કપડાં પેહેરી લેજે. કોને ખબર છે કે સરકાર
કેટલા વેહેલા આવશે." મહીપતરાવે કહ્યું.

---

## પ્રકરણ ૨૨ મું.

### તપાસની સમાપ્તિ

જેવી લાલન અંધારામાં નાહવા બેઠી કે તેની નજર તેની પાસેના
દેખાવ તરફ ગઇ. આકાશની અંદર ચળકતા તારાના અજવાળામાં ઘોડા
અને ઉંટોને તેમજ ગાડીઓની સાથે બળદો બાંધેલા જોયા. જુદે
ઠેકાણે દેવતા સળગતા અને તેની આજુબાજુ રાંધતા અને ચલમ પી-
તા લોકોને જોયા. છાવણીના આ ભાગમાં બીજા ભાગ કરતાં
થોડા લોકો હતા પણ તંબુના ઉપરના ભાગથી લોકોના જત-
રસાબંધ અવાજો સંભળાતા હતા, જે ઉપરથી એમ સમજાતું હતું કે
ત્યાં બજાર છે અને લોકો ત્યાં ગયા છે. કેટલીક વખત સામે દેખાતી જગ્યા
માંથી સીતાર લઇ સુંદર સ્વરોથી ગાતા લોકો જતા હતા. બીજી
બાજુ કેટલીક સ્ત્રીઓ પોતાના સરદાર માટે પાણી ભરવા જતી હતી.
બાહુ લાંબે નહીં એવા તંબુમાં સારંગીના સુંદર સરોદ સાથે એક ના-
ચનારી છોકરી ગાતાં સંભળાઇ. બીજી બાજુ પીધેલાઓની ધમાચકડી
જુગાર અને લડાઇના ગોંધાટો સંભળાતા હતા. થોરા અજવાળામાં
છાવણીની આસપાસ બોલતાં શીયાળોની તપાસ રાખવા શીકારી કુ-
તરાઓ દરવાજે બેસાર્યાં હતા.

એક લાકડાના કટકા ઉપર બેસી લાલને એક પછી એક ગર-
મ પાણીના લોટા નાંખી થાક અને ધુળથી સાફ થતાં સુધી નાહ્યા
કર્યું. નાહી રહ્યા બાદ પલાળેલું કપડું કાઢી મહારાજીએ મોકલેલું
કપડું પેહેર્યું. તેણી કપડાં પેહેરવામાં ગુંથાઇ હતી એટલામાં મહીપ
તરાવના તંબુ તરફ કોઇને ખાંસતો આવતાં સાંભળ્યો કે તરતજ તે

એકદમ તંબુમાં જતી રહી. જેવી તે વાળ સાફ કરી દાગીના ને કપડાં પેહેરે છે તેવીજ તેણે દરવાજા પાસે માહાદાજીને બોલતાં સાંભળ્યો. તરતજ એક જુના નોકરને એક કાગળમાં શીશો વીંટાળી લઈ જતાં જોયો. તેણે બાહારથી બીછાનું અને બતી લાવી તંબુમાં મુકી અને પછી તે જતો રહ્યો.

લાલને અત્યાર સુધી જે મુસીબત વેઠી હતી તે મુસીબતનો બદલો હમણાં વળવાનો હતો છતાં તે ધ્રુજતી, થરથરતી અને બીતી, મહીપતરાવની ચાદર ઓઢી એક ખુણામાં ભરાઈ બેઠી.

તરતજ માહાદાજી પડદાની અંદર દાખલ થયો. આ વખતે તેણે પોતાનો લડાયક અસબાબ બહાર મુકયો હતો અને માત્ર એક સફેદ ભરેલું મજલીનનું અગરખું પેહેરેલું અને માથા ઉપર એક સોનેરી ફેંટો બાંધ્યો હતો. માથાપરના વાળમાંથી ચંબેલીના સુંગધી તેલની વાસ બેહેકી રહી હતી.

પેહેલાં તેણે લાલનને જોઇ નહીં અને તે અચંબો પામી તેને અહીંથી ત્યાં શોધવા લાગ્યો. આખરે તેણે તેને શોધી કાઢી અને તેની હમેશની હઠીલાઇ જોઇ તે જરા હસી પડયો.

"આ રહી" તેણે બુમ પાડી. તેણીના તરફ જઇને તે બોલ્યો કે "શું મારી માશુક નાની હરણીની માફક આવી બીકણ થવી જોઇએ કે? અને જો એમજ હતું તો પ્યારી, આટલે દૂર શું કરવા તું આવી? તાપીના જંગલમાંજ રહી હોત તો તે સારૂ ન થાત કે?"

એમ કહી તેણે તેણીને ધીમેથી ઉઠાડી. તે ધ્રુજતી હતી અને જ્યારે તેણીની આસપાસ તેના હાથ અડકયા કે તેણીએ પોતાનું માથું તેની છાતીમાં નાંખી દીધું. "ચાલ, ચાલ, અહીંઆ બીવાની જરૂર નથી!" તેણે તેણીને અજવાળા તરફ લેઇ જતાં કહ્યું. પ્યારી ! હું કાંઈ વાઘ નથી કે તને ખાઇ જઇશ!"

લાલનનો જવાબ માત્ર સેહેજસાજ હીબકાં અનેતેના હાથમાંથી છુટવાનો નજીવો યત્નજ હતો. પણ માહાદાજી સ્ત્રીઓની આ રીતભાતથી વાકેફ હતો તેથી તેણે તેણીને અજવાળામાં બીછાનાપર લઇ જઇ બેસારી અને તે સામે બેઠો.

તેણીએ હજી સુધી તેનો ચેહેરો કપડામાં ઢાંકી રાખ્યોજ હતો.

"આમ નહીં ચાલશે." માહાદાજીએ કહેવાનું શરૂ રાખ્યું. "આમ જોઇને અને કહીને તેણે સહેજ બળથી તેના ચેહેરાપરનું લુગડું ખસેડયું અને તેણીના ચેહેરાપર હાથ મુકી કહ્યું કે આ શા ઢોંગ! જોતું નહીં, બોલવું નહીં, મારી પાછળ આટલી બધી જંજાળ ઉ-

હાલ્યા છતાં આ ગાંડાઇ પુરી થઇ. પ્યારી આવ અને તારી છાતીને
હિંમત આવવા આ થોડો દારૂ પી!"

તેણે એક દારૂનું પ્યાલું ભરી આપ્યું.

"તમારી ગુલામ' લાલને હમણાજ પેહેલીવાર મધુર સ્વર છતાં
જરા બીકથી કહ્યું. "તમારી ગુલામને દારૂ પીવાની આદત નથી. ખાવિંદ
તમે મને માફ નહીં કરી શકો? હું ગરીબ જંગલી છોકરી છું; હું
છાવણી અને સરકારથી વાકેફગાર નથી. અને આપ શું એમ નથી
ધારતા કે તમારા જેવા શૂરવીર સરદાર આગળ હું ડરૂં નહીં! મા-
રા ખાવીંદ મારા ઉપર જરા રહેમ કરો! મારી જીંદગી, મારૂં શરીર
ને મારૂં અંતઃકરણ મારા ધણીનુંજ છે! હું જેવી મારા ધણીને
ચાહું છું તેવું બીજું કોઇકજ ચાહતું હશે હું મારા માબાપ, નાત
જાત અને ઘરને તજીને આપનેજ આશ્રયે આવી છું અને અહીંઆ
આપ અને ઉપર ઇશ્વરજ મારી સંભાળ લેનાર છો!"

"હા, તે બધું ખરૂં" માહાદાજીએ કહ્યું. "મારા જીગરા
તારે પીવોજ પડશે, તે શીવાય તારી બીક મટશે નહીં. હું તને મા-
રા સોગન દઇ કહું છું કે પી."

"આમ સોગન દેવાની જરૂર નથી" વેરાગણે કહ્યું—
"આપનો હુકમ ઉપાડવા હું તૈયારજ છું. આ તો દારૂ છે
પણ કદાચ ઝેર હોય તોપણ આપનો હુકમ થતાંજ પીવા હું તૈયાર છું."

જ્યારે તેણીએ દારૂના જલદ સ્વાદથી અને વાસથી કંટાળી
માથું હલાવતાં પ્યાલો નીચે મુકયો ત્યારે સિંધીઆએ કહ્યું કે "વારૂ
હવે પ્યારી તું કહે છે કે તું છાવણી અને સરકારની રીતભાતથી
અજાણવાકેફગાર છે પણ હું ધારૂં છું કે તુ સામો પ્યાલો ભરી આ-
પવાનું જાણે છે."

"મારા ખાવીંદ! શું તમે હું મુર્ખજ જન્મેલી છું એમ માનો
છો! મેં પીધો નથી પણ મેં મારી મુસાફરીમાં ઘણાકને પીતા જોયા
છે!" લાલને બીજો પ્યાલો ભરી માહાદાજીના મોં આગળ ધરી કહ્યું.
"ભગવાન મારા ધણીને આ મદીરાપાન અમૃતતુલ્ય કરે."

બીજો પ્યાલો તેણીને મળતાંજ તેણીનું અંતઃકરણ અને સ્થિ-
તિ જુદીજ થઇ પડી. સીંધીઆએ પેહેલે જ્યારે તેણીને જોઇ હતી
અને હમણા જ્યારે તેણીને આવી હાલતમાં જોઇ ત્યારે જાણ્યું કે
તેણી બેશક એક ઉમદા ચીજ છે.

"તારા બાપના મઠમાં મેં જ્યારે તારી મશ્કરી કરી ત્યારે મે
એમ નહોતું ધાર્યું કે તું મારી પાછળ આવીશ અને આ રીતે મા-

રૂં મન જીતી લઇશ, પ્યારી! સીંધીઆએ મીઠાઇની રોપલી ઉઘાડતાં કહ્યું.

"અરે ખાવીંદ" બીજો પ્યાલો આપતાં લાલને કહ્યું. "અંતઃકરણ અંતઃકરણને જાણે છે અને ભગવાન આ ગરીબ છોકરીને કદાપી નાસીપાસ નજ કરે કે જેણીએ કેવળ શુદ્ધ પ્રેમને માટેજ આટલી રંજ ખેંચેલી છે."

"તેણીનું માથું પકડી કહ્યું કે હવે પ્યારી ત્યારે તો તું સુખી છે ના!"

"એ બાબત શું પુછવુંજ હોય કે?" લાલને કહ્યું.

"ખાવીંદ, મેં આખી દુનિયા તમારા માટે છોડી દીધી છે અને તમેજ મારો આધાર છો માટે મારે પસ્તાવા વખત ન આવે."

"પસ્તાવા" સરદારે કહ્યું. "શા સારૂ પસ્તાવા ? તું ધારે છે કે માહાદાજી સીંધીઆને તારો રોટલો ભારે થઇ પડશે? અથવા આ તરવારે હજારો માણસને બચાવ્યાં છે તે તારો બચાવ નહીં કરી શકે?"

"તે ખરૂં છે."

સાંજના ખાણું લેતી વખતે તેને જે વિચાર થયો હતો તેનો વિચાર હમણા તેને સાંભરી આવ્યો અને કાંઈ બોલવા જાય છે પણ અટકે છે એમ જણાયું.

"શું છે, મારા પ્યારા!" લાલને તેની આનાકાનીથી સ્ત્રી જાતીના કુદરતી વેહેમ અને અવિશ્વાસથી ચમકી બુમ પાડી. "શું છે સરકાર! તમે શા સારૂ અટકો છો અને મારાથી છુપાવવાનું શું છે? હું કે જેણે તમારી શોધમાં મોતની પણ દરકાર કીધી નથી અને વખત આવશે તો હું મારી જીંદગી પણ તમારે માટે કુરબાન કરવા તૈયાર છું."

"તે કેહેવું નકામું છે, પ્યારી" થોડું હસી તેણે કહ્યું.

"મારે જે કહેવાનું હતું તે સાર્વજનીક છે, તેનો આ ખાવાને મોજ મજાના વખત સાથે કાંઇ સંબંધ નથી."

"મારા સમ! મારા ગળાના સમ!" ગરદનની આસપાસ એક હાથ નાંખી મુછો ને દાઢી પકડી અને બીજો હાથ પગે અડાડી લાલન બોલી.

દીલગીરી ભરેલી અને તુટેલી ભાષામાં સિંધીઆએ કહ્યું કે "પ્યારી હું વાત કરતો હતો, પણ તે વખતે લશ્કરની હાલત મને સાંભરી આવતાં મને વિચાર થયો કે મારી તરવારથી મારૂં પણ રક્ષણ થઇ શકશે કે કેમ? તેમજ તારા કરતાં વધારે સંબંધમાં છે એવાં મારાં બૈરાં છોકરાંઓ જેઓએ ટાઢ તડકો પણ જોયો નથી કે

જેઓ પગથી ચાલ્યા પણ નથી તેઓનું રક્ષણ થશે કે નહી!"

લાલનની શાંતિ એકદમ જતી રહી. માહાદાજીના શબ્દોએ મરાઠાઓના ઉપર જે ભયનું વાદળ લટકી રહ્યું હતું તે બતાવ્યાથી લાલન ઊપર જબરો આઘાત થયો.

"ખાવીંદ, બાબત આટલી બારીક થઇછે!" લાલને ભયભરેલી હાલતમાં પુછ્યું. "આ બધા બહાદુર લોકો, જલદ ઘોડાઓ, શોભિતાં હથીઆરો, મોટી તોપો, વિલાયતી લુટારાઓ સામે અશક્ત છે કે? શું કાળ એવો છે કે તમને જયને માટે વિશ્વાસ નથી? મલ્હારરાવ આજે પાછો ફર્યો તેથી શું થયું? સવારના અફગાન કાંપમાં ભયંકર હલ્લો કરનાર તેજ હતો કે નહીં? મારા સાંભળ્યા પ્રમાણે તમે ગઇ રાતે મેદાનમાં લડાઇમાં ફતેહ મેળવેલી તે ખરૂં છે કે કેમ? શુ તમે તે ભયંકર પઠાણુ અમીરને પટકી નહોતો દીધો? અને શું ગારદીઓના થોડા લોકોએ આપણી પાછળ આવતા અફગાનોને નહોતા હરાવ્યા? આ બધી હારની નહીં પણ ફતેહની નીશાની છે!"

માહાદાજીએ હસીને માથું ધુણાવ્યું.

"તે બધું બહુ સારૂ છે." તેણે કહ્યું. "પણ હજી જેમ ભાઉ સાહેબે કહ્યું છે તેમ હારજ છે, અને વધારે ખરાબ છે તે એ છે કે ભવિષ્યની ફતેહ માટે મને પણ શક છે."

"અને શા સારૂ?"-લાલને કહ્યું-"તમારા માણુસ બહાદુર છે, તમારા હથીઆર અને ઘોડાઓ સારા છે, તમારી પાસે તોપો ઘણી છે, તમારૂં લશ્કર હું ધારૂં છું તે પ્રમાણે દુશ્મનોના કરતાં વધારે મોટું છે. શા સારૂ તમે વિજયી નહીં થશો?"

"આપણા માણુસો" માહાદાજીએ કહ્યું. "જેવા જોઇએ તેવા હીમતવાન અને ચાલાક છે, આપણો સરંજામ જોઇએ તેવી હાલતમાં છે અને આપણું લશ્કર અફગાનોને ખાઇ જવા પુરતું છે, પણ આપણામાં પુરાણુ અને ઈતિહાસ જાણુનારા બ્રાહ્મણો, ભાટો અને ચારણો કહે છે તેમ, આ ભરતખંડનું સત્યાનાશ વાળનાર અદેખાઈ, ખોટી મોટાઇ, કુસંપ અને સ્વાર્થ છે કે જેણે હિંદુસ્થાનનું સત્યાનાશ વાળ્યું છે અને હજી પણ વાળશે. પેહેલાં તો ભાઊ પોતેજ છે. તેનેજ આખી દુનિયામાં પ્રસિદ્ધ થવું છે કે હુંજ હિંદુસ્થાનનો રક્ષક છું. તે કહે છે કે તે, આલમગીર જેણે કે વરસ પેહેલાં હિંદુના દેવાલયમાં ગાય કાપી નાંખી હતી તેનું વેર, ડુક્કરોને મુસલમાનની મસીદમાં કાપી નાંખી લેવું છે. આથા પંજાબ, હિંદુસ્થાન ને પૂર્વના મુસલમાનો, જેની તરવાર કુતા વિલાયતીઓ, જેઓને તે આજ

લાંબા વખતથી ધિક્કારે છે તેઓની સામે લડવા તૈયાર હતી તે આપણી સામે થઈ છે એટલુંજ નહીં પણ હાફીજરહમત અને સુજા-ઉ-દૌલા મરાઠાના મિત્રો પણ સામા થયા છે. વળી તેને દિલ્હીના તાજને તખ્તને ગાળી નાંખી દિલ્હીની બાદશાહી ગાદીપર વિશ્વાસરાવને બેસારવાનો છે અને આથી રજપૂતો જે સીધી રીતે તૈમુરના સગા છે તેઓ પણ નારાજ થઈ નીકળી ગયા છે. વળી તે ખેડુતોનો તિરસ્કાર કરે છે સબબ જાટ રાજા શત્રુ થતા ચાલ્યા છે અને મલ્હાવરાવ ઘણોજ ગુસ્સાવાળો છે અને તે ઈબ્રાહીમખાન અને પુનાવાળાની અદેખાઈ કરેછે અને ઇબ્રાહીમખાન મલ્હાવરાવને ધિક્કારે છે. અને તેથી બંનેની યુકિતઓ, અગર જો કે સારીછે છતાં પણ તે વચમાં ગોથાં ખાધા કરે છે અને બરાબર અમલમાં આણી શકાતી નથી. જ્યારે બાબત બગડેછે ત્યારે દરેક એક બીજા ઉપર આરોપો ને ઠપકો નાખવા યત્ન કરે છે અને આખરે તે બધા ભાઉ સાહેબના ઉપરજ બધો ટોપલો મુકે છે સમશેર બહાદુર અને પુનાવાળાને આપણો શક છે, ઉત્તરના મોટા સુબાને સ્વતંત્રતા જોઇએ છીએ અને મલ્હાવરાવ તેમના પર શક લઇ જાય છે કે તેઓ, મારી, જંકોજી અને સુજા-ઉ-દૌલા સાથે છુપી ખટપટ, તેના નાશ સારૂ કરે છે અને જંકોજી માને છે કે હોલ્કર નજીબ-ઉ-દૌલા સાથે ઘણોજ ગાઢા સંબંધમાં છે અને તેને આપણુ સીંધીઆને વેચવા છે અને મરાઠા લશ્કરને તેના પોતાના લાભ સારૂ ફસાવવું છે. તેમજ ભાઉ સાહેબને બધાનો શક છે અને પોતા ઉપર, વિશ્વાસરાવ અને ઇબ્રાહીમખાનની પલટણ ઉપરજ વિશ્વાસ રાખે છે અને અમે બધા માનીએ છીએ કે ભાઉસાહેબ ઘણોજ મગરૂર અને ખરાબ સરદાર છે. સુજા-ઉ-દૌલા આપણી અને ભાઉ સાથે પ્રપંચ રમે છે. અને નજીબા-ઉ-દૌલા મલ્હાવરાવ સાથે પ્રપંચ રમે છે. છુપા જાસુસો અને સંદેશા રણુખંભ તરફ ચાલે છે અને આપણે દુશ્મનો સાથે મળીએ છીએ. આપણે કચેરીમાં જેમ આજે આપણે કુતાઓને મારી હઠાવ્યા તેમ પરસ્પર લડીએ છીએ. આ રીતે આપણે કેમ વિજયી થઇએ.

"પણ મુસલમાનોમાં પણ ઘણી જાત ને આગેવાનો છેના?" લાલને તપાસ કરતાં પુછયું.

"હા," માહાદાજીએ જવાબ આપ્યો-પણ તેઓ મુસલમાન છે અને આપણા કરતાં ધર્મને બાને તેઓ વધારે મજબુતીથી બંધાયલા છે, તેમજ તુર્ક રાજા ભાઉ કરતાં વધારે સારો છે. વળી સદાશીવરાવે તેને ભડકાવી મુકયા છે કે જો આપણે જીતશું તો તેમનું

કેમ થશે? જેમ વૃદ્ધ બળવંતરાવ ગણપત મંડલે કહે છે તેમ આપણો માત્ર ઈલાજ એક મોટી લડાઇજ છે અને તે જેટલી જલદીતેટલી સારી.

તેણે બીજું ગલ.સ પીધું અને લાલને કમરે હાથ નાંખી તેના ખોળામાં નંખાવી દીધું.

"ખાવીંદ, દિલગીર થવું જોઇતું નથી" તેણીએ કહ્યું. જ્યારે ઈશ્વરની મરજી માફકજ સર્વ થાય છે ત્યારે પશ્ચાતાપનું શું ફળ? આજની રાત આપણે સુખી તો થઇએ, અને જો—ઠીક, હું પણ મારા ખાવિંદ સાથેજ મરીશ."

માહાદાજી નીચે વળ્યો અને તેણીને સંભાળી લીધી. "જ્યાં સુધી માહાદાજીના ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી પ્યારી, બીવાનું નથી. પછી તો ઈશ્વરની મરજી!"

## પ્રકરણ ૨૩ મું.

### ઓછું સીધુંસામાન.

મહીપતરાવના પીતા તુલ્ય પ્યારથી, માહાદાજીના લડાઇ, ઘર અને બીજા કામથી મળતા અવકાશના મેળાપથી, લાલનના દાહાડા સુખમાં તાકીદે જવા લાગ્યા. શા માટે ન જાય? તેણીના પક્ષે અપૂર્વ પ્રેમ હતો અને માહાદાજીને પક્ષે ઉંચી તાલીમ, સંસારી દરજ્જો અને સારી આબરૂ હતી. તેણીનો દરજ્જો એક અમીરની સ્ત્રી તરીકેનો હતો અને તેથી તેણીના બીનઅનુભવ અને જુવાનીએ તેણીના અને મરાઠા લસ્કર ઉપરના ભયના વાદળનો વિચાર બીલકુલ ભુલાવી દીધો હતો, પણ લાલનના સંતોષથી મરાઠાઓની હોજરી ભરાય એમ નહોતી. માત્ર આ એકજ તંબુની ખુશાલી, બીજા તંબુના મરાઠાઓ જેઓને દુશ્મનોના ભાલા સામે કામ લેવાનું હતું તેઓના ભયને દૂર કરાવવાનું કારણ થાયજ નહીં.

છેલી લડાયક હીલચાલ જેને માટે આગળ લખાયું છે તેણે મરાઠા લસ્કરમાં અનેક પ્રકારની કલ્પના પથરાવી દીધી હતી. મુસલમાનો મરાઠાઓની હારથી મગરૂર બન્યા હતા. સીંધીઆના રાતના હુમલાની ફતેહથી અને ઇબ્રાહીમખાનના એક સરખા મારથી મુસલમાનોને પાછું ફરવું પડયું હતું છતાં મલ્હારરાવ પાછો ફરવાથી મરાઠાઓમાં કુદરતી ભય પેસી ગયો હતો. અગર જો કે તેઓ હાથોહાથની લડાઇમાં વિલાયતીઓને હરાવી શકે એમ હતા છતાં મરાઠાઓએ છુટા છવાયા ગોઠવાઇ હલ્લો કર્યો તેના કરતાં જેમ તે-

ઓએ રઘુનાથ આગળ પોતાની ચાલાકી અને હથીયારથી પ્રકાશી નિકળ્યા હતા તેમ નિકળ્યા વગર કેમ રહે? પણ તેઓ આ બંને બાબતની લશ્કરી સ્થિતિ બાબત અજ્ઞાન હતા.

તેજ વખતે દુશ્મનો તેના જેવા વિચારના નહોતા. મરાઠા સત્તા તરફનો તેઓનો તિરસ્કાર અને ખરા પરિણામ બાબત આગળ કરતાં તેમનો શક વધ્યો હતો, પણ શાહે પોતાનો વિચાર કદાપિ પણ ફેર વ્યો નહોતો. તે પોતાનું સાહિત્ય, દુશ્મનોનું સાહિત્ય, અને શું કરવું એ જાણતો હતો. તેણે પોતાનો મુદ્દો મુકરર કર્યો હતો અને મિત્ર કે દુશ્મનોના કહેવા ઉપરથી તેણે તે ફેરવ્યો નહોતો.

જાહેર મતની આ હાલતની અસર મરાઠા છાવણીમાં થયા વગર રહી નહીં. મલ્હાવરાવની હારે તેનો માન મરતબો ઓછો કર્યો, જ્યારે ઇબ્રાહીમખાન, પુનાવાળા અને સિંધિઆનો મરતબો વધ્યો હતો. ગમે તેમ પણ ઇતિહાસના વિચારે વિચારતાં મલ્હાવરાવે ધારેલી યુક્તિ, જે હાલતમાં તે આવ્યો હતો તે હાલતે પાર પડવી મુશ્કેલજ હતી તેમજ તેને ફતેહની આશા છોડી દેવા શીવાય બીજો ઇલાજજ નહોતો. અગર જોકે તેણે પોતાની યુક્તિ ઉપર બરાબર રાતના હલ્લા વખતે અમલ કીધો હતો, છતાં તેણે જો ધાલમેલ ન કરી હોત તો દેશના લાભને નુકશાન થાય એવું પરિણામ આવતજ નહીં.

હજીપણ ભાઉસાહેબ, ઇબ્રાહીમખાન, બળવંત ગણપતરાવ મંડલે, સમશેરબહાદુરની ભલામણ કે જેને વિશ્વાસરાવ અને સિંધીઆ તરફથી ટેકો મળ્યો હતો તે પ્રમાણે એકદમ દુશ્મનોપર હલ્લો કરીતેને કાઢી મુકવાનું પસંદ કરતો નહોતો. તે અને બીજાઓને હોલકર સાથે ન બગાડવાનાં કારણો હતાં. તે અને બીજાઓ દક્ષીણ તરફથી આવતાં સુરજમલ જાટનું નીકળી જવું અને સુજાઉદૌલાની ખફગીના કારણો જાણતા હતા. આથી બંને એક બીજાના દાવપેચ ખેલતા હતા. બંનેના મિત્રો દરેક છાવણીમાં હતા. આમાંના કેટલાક પ્રમાણિક ને કેટલાક પ્રપંચી હતા. આ રીતે સુજા-ઉદ-દૌલા માત્ર ભાઉનોજ નહીં પણ બીજા મરાઠા સરદારનો મિત્ર બન્યો હતો આ રીતે તે મરાઠા અને મુસલમાનનો વિશ્વાસુ 'થઈ જતાનો જાનૈયો અને આવતાનો વળાવીઓ થઇ" પોતાનો સ્વારથ શોધતો હતો. આથી તે જેની જીત થાય તેની તરફથી લાભ મેળવવા માગતો હતો અને તેથી અહમદશાહ સાથે સલાહ કરાવવાની વાતચીત ચલાવતો હતો છતાં તેની મરજી મુસલમાનની જીતની વધારે હતી. અગર જો કે તેના બોલ ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નહોતું છતાં સીંધીયા અને ભાઉના કુટુંબનો બ-

ચાવ તેના હાથમાંજ હતો. આ રીતે તે અગત્યનો હતો તેથી તેની સાથે વાતચીત ચાલુ કીધી હતી. ભાઉ પોતે તેની મિત્રાઇમાં વધારે વિશ્વાસુ હતો અને તેને જે લાલચ આપવા માગી હતી તે પરથી તે આપણી સાથે જોડાશે એમ ભાઉ માનતો હતો

મલ્હાવરાવનો પણ એક ખાનગી આશામી કાંપમાં હતો અને તે લખનૌના સુબા કરતાં વધારે વિશ્વાસુ હતો અને તે નજીબ-ઉ-દૌલા હતો. સીંધીઆની અદેખાઇને લીધે તે મલ્હાવરાવને વધારે ચ-ડાતો હતો આથી મલ્હાવરાવને ખાજવવો એ નજીબ-ઉ-દૌલાને ખીજવવા બરાબર હતું. નજીબ-ઉ-દૌલા બાદશાહનો મુખ્ય સલાહકાર હતો.

આ સાથે સીંધીઆએ હાફીજરહમતને સુજા-ઉ-દૌલા અને નજી-બ-ઉ-દૌલાની સામે મદદ કરવા વચન આપી, મલ્હાવરાવની વિરૂદ્ધ હમેશ હવે પછી રહી, હાલ પેશવા તરફ મળી જાય તો બંદોબસ્ત કરવા કહેવરાવ્યું હતું.

અગર જો કે ભાઉના લશ્કરને સગવડ કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ માલમ પડયું છતાં ખબર લાવનારા દરમીયાનમાં બુમો ઉડા-ડતા હતા કે નારૂશકર અને વીંચુરકર ખોરાક લઈ દિલ્હીથી આવે છે. સુરજમલજાટ પાછો સામેલ થવા કુચ કરી ચુકયો છે અને રજ-પુત સરદારો હિંદુ લશ્કરની મદદમાં આવવા નિકળી ચુકયા છે.

આ બધી ગડબડ લશ્કરને દિલાસો આપવા માટે હતી. દિન પરદિન જવા લાગ્યા અને સુજા-ઉ-દૌલા અને હાફીજરહમત બાદશાહને છોડીને આવશે, આજે ખોરાક, લશ્કર અને રજપુત લડવૈયા આવી પોહોંચશે એમ કરતાં કરતાં તો છાવણીમાં દુકાળજ આવી લાગ્યો. છાવણીમાં જાનવરોને ખોરાક મળવા લાગ્યો નહીં. બળદો, ઉંટો, ટટ્ટુઓ અને બીજા ચાકરો મરવા લાગ્યા. લોકોએ બળદો પણ ખાવા માંડયા. પાણીપતનું ગામ લુટી અનાજ મેળવ્યું પણ તેથી નીભાવ થયો નહીં. આખરે લોકો ધમકી દેવા લાગ્યા કે ભાઉને નાગો કરી તોપે બાંધશું. કાંતો લડાઇ ને કાંતો ખોરાક આપો. ભાઉ લખનૌના સુબા સાથે પ્રપંચ ખેલે છે, તેને મરાઠા લશ્કરને કપાવી નાંખવું છે. નહીં તો શા સારૂ લડાઇનો હુકમ કરતો નથી. લડાઈ લડાઈ

હજી ભાઉ પોતે પોતાના કામમાંથી પછાત ન પડતાં પ્રપંચ કર્યા જ કરતો હતો. તેણે લોકોને લડાઈમાં દોરવાને હજી પણ ઢીલાઇ કીધા કરી અને આશામાં ને આશામાં વખત ગુમાવ્યા કર્યો અને કહ્યું કે આખરે બધું સારૂંજ થશે.

આખરે ભરેલા વાસણમાં પાણી નાંખવું તે ઢોળવા માટેજ

તેમ બળવંતરાવ ગણુપત મેંડળે, જેને કે આપણે વારંવાર જબ્બર લડાઇની ભલામણ કરતાં સાંભળ્યો છે તેણે તેને જાસુસ તરફથી મ-ળેલી ખબર પ્રમાણે, તા. ૨૩મી ડીસેમ્બરે શાહળી મસીદમાં ના-માજ પઢવા જનાર છે તેના ઉપર હલ્લો કરવા તૈયારી કીધી અને અરજ કરી કે આ વખત ઘણો સારો છે વાસ્તે ભાઉસાહેબે, વિશ્વાસ રાવે અને હોલકરે મારી સાથે આવવું.

આ કાર્ય અમલમાં આવ્યું અને બંને બાજુવાળાએ તૈયારી કરી. ધમકીનું પરીણામ મોટી લડાઇમાં આવશે એમ ધાર્યું હતું પણ મરાઠાઓ તેની લડાઇની જગ્યાથી ઘણા દૂર હતા તેમજ નજીબ-ઉ-દૌલા વજીરની મદદમાં આવ્યો હતો તેથી બળવંતરાવ સખત ઘાયલ થયો અને મરાઠાને પાછા હાંકી કાઢી તેમની તોપો લઇ લીધી આખરે "જેમ જલદી તેમ સારૂ" એ પ્રમાણે જુના લડવૈયાએ પો-તાનું કામ કીધું અને ભાઉએ પોતાના જુના વિશ્વાસુ મિત્રમાંના એકને માટે પસ્તાવો કર્યો.

દશ દિવસ પછી હલકી પંકિતના સીપાઇઓ અને બીજા માણુ-સોએ રાતના છાવણીમાંથી અફગાનોની બાજુએથી જતા રહેવા ગોઠ-વણ કીધી કારણ કે તેમ કરવાથી તેમના દુ:ખનો છેડો આવે એમ હ-તો પણ તેઓનો મોટો ભાગ પકડાઇ ગયો અને કેટલાક ક્પાઇ મુવા.

ભાઉ જે કે પોતાના તંબુમાં સ્ત્રીઓ સાથે બેઠો હતો તેણે બહાર બુમો પાડતી ભાગનારાઓની સ્ત્રીઓનો કલ્પાંત સાંભળ્યો. આ સ્ત્રીઓને સીપાઇઓએ મુશ્કેલીથી હાંકી કાઢી એટલામાં ભાઉના નામે બોલાકની બુમો પાડતા મરદોના અવાજો સંભળાયા.

"બહાર આવો, બહાર આવો મહારાજા" આ લોકોની બુમ હતી. "છોકરાંઓ સાથે પડદામાં બેસવાનો આ વખત છે શું ? અમે માણસ છીએ કે કુતરા? અમે એમને એમ નહી મરીએ! અમને દુ-શ્મન સામે દોરો! અમને દુશ્મન સામે દોરો! જય કાળકા ભવાની! તેણીને લોહી જોઇએ છીએ અને ઇંદ્રની અપ્સરાને ધણીઓ જોઇ-એ છીએ! કેશરીઆ રંગો! જેમ ઇશ્વરની મરજી હશે તેમ બનશે!"

"હવે વખત આવ્યો છે" મોટા ભાઉએ કહ્યું તંબુના દરવા-જા આગળ આવી જાસુસને બોલાવી કહ્યું કે મહાદાજીને બોલાવો!



# પ્રકરણ ૨૪ મું.

## ભાઉનું મરણીયા થવું.

ભાઉ સાહેબનો જાસુસ જ્યારે બાહાદાજીને ખબર આપવા ગયો ત્યારે તે લાગ્નન સાથે મહીપતરાવના તંબુમાં હતો. જેવો સીંધીઆને સંદેશો મળ્યો કે તરતજ તેણે પોતાના ઉતારે જઇ સર્વે તૈયારી કરી તાકીદે હુકમને તાબે થવા, ઘોડા ઊપર સ્વારી કરી.

કેટલાક આશ્ચર્યની સાથે તેને બાઊના ખાનગી તંબુમાં લઈ જવામાં આવ્યો અને તેને માલમ પડયું કે તેને એકલાનેજ બોલાવવામાં આવ્યો છે. ભાઊ એક રૂપાના પલંગપર બેઠો હતો. તેના અભિમાન અને હિંમત જતાં રહ્યાં હતાં અને તે કોઇ ભયંકર આફતમાં હોય એવા દેખાવનો જણાતો હતો તેનું માથુ ઉઘાડું હતું. કપડાં અવ્યવસ્થિત હતાં અને આંખ બીહામણી હતી. તેની સ્ત્રી, બેહેન અને છોકરાં આજુબાજુ વીંટાયાં હતાં અને તેઓ પણ જાણે ભયંકર આફતમાં ભાગ લેવ-એકઠાં થયાં ન હોય તેમ જણાતાં હતાં

બાહાદાજીએ જોતાની વારજ ખરી હકીકત જાણી લીધી. આશા, સંતોષ, હીંમત જે અત્યાર સુધી ભાઉએ રાખ્યાં હતાં તે હમણાં તજી દઇ, બહારના લોકોએ લડાઇની જે બુમ પાડી હતી તે પોતાની યુકિત મુજબ પાર પાડવા તે આકળો થઇ રહ્યો હતો. અત્યાર સુધી જેણે મોટી મોટી લડાઇઓ મારી હતી, અત્યાર સુધી જેણે મરણ કે ફતેહની આશાથી આખી જીંદગી કાઢી હતી, અત્યાર સુધી જે લડાઇ, લડાઇ ને લડાઇજ કરતો રહ્યો હતો, અત્યાર સુધી જેને હિંદુસ્થાનની બાદશાહી લેવાની આશા હતી, અત્યાર સુધી જે પ્રપંચો ખેલતો હતો તે વગર ગોળીએ શાંત અને ગતિ વગરનો જણાયો. આમ થવામાં કારણ હતું. શત્રુઓ મરાઠા અને તેઓની પોતાની જગ્યા વચ્ચે હતા. તેમના બૈરાં, છોકરાં અને ઘણીખરી મીલકત સાથે હતી અને જો હાર ખાય તો ભાગી જઇ શકે એમ પણ નહોતું; માત્ર તેઓ માથું મુકી નાસી જાય તો બની શકે એમ હતું. બાહાદાજી આ પણ જાણતો હતો કે જો તેઓ આ વખત ગુમાવે તો બીજી વખતે મરાઠા હિંદુસ્થાનમાં લડવા આવે આમ પણ નહોતું. હારનો અર્થ માત્ર લડાઇજ ગુમાવવી એમ નહોતું પણ તેમની પ્રજાની કીર્તિ અને રાજ્યનો નાશ થવાનોજ હતો. મરણ કે જય—હરદ્વારથી રામનાથ અને સિંધીથી સીલહટ સુધીના રાજ્યની પ્રપ્તિ કે નાશ આવતી કાલ સંજ આથમતાં સુધીમાં નકી થવાનાં હતાં.

માહાદાજીએ ભાઉને સલામ કરી.

"અહીંઆ આવો માહાદાજી અને મારી પાસે બેસો" ભાઉએ જલદીથી અને આવેશમાં કહ્યું. "આ વખત રાજ દરબારની રીત કે બીજી અદબ જાળવવાનો નથી. મારી પાસે બેસો અને એક મિત્ર મિત્રની સાથે વાત કરે તેમ વાત કરો."

"હું તાબે છું, મહારાજ." સિંધીઆએ માનપૂર્વક પલંગના એક છેડે બેસી, ભાઉ શું કહે છે તે સાંભળવા ખોટી રહેતાં કહ્યું.

ભાઉએ બીજી વાર બોલતાં થોડો વખત લીધો. તે પોતાના વિચારો બોલવા પેહેલાં ગોઠવતાં જણાયો; અગર જો કે તેના વિચારો એકદમ ફેરવાઈ ગયા હતા છતાં.

આખરે એકદમ ભભકી ઉઠયો.

"માહાદાજી! મને ખરેખરૂં કહો હું તમને મારા અને ગાયના સોગન આપું છું-બ્રાહ્મણ માર્યાનું પાપ દઉં છું-સાચું બોલવા-ખરેખરૂં સાચું બોલવા માટે. ધ્યાન રાખજો કે-મારે હવે ખુસામત જોઈતી નથી. મારા પોતાના વિચારને પુષ્ટી આપવાની પણ જરૂર નથી. મારૂં ડહાપણ જતું રહ્યું છે, માહાદાજી મારો, બધો ભરૂસો જતો રહ્યો છે અને મને સલાહની જરૂર છે. વિશ્વાસરાવ હજી બાળક છે. સમશેર બહાદુર તો વાંકડાજ છે, ઇબ્રાહીમખાન માત્ર સીપાઈ છે, બંદુકોના બહાર કરવા ઉપરાંત રાજ્યક્રિય બાબત કાંઈ સમજતો નથી. ગણપતરાવ મરણ પામ્યો, અને કદાચ જીવતો હોત તોપણ તેનામાં, મગજની શકિત કરતાં હાથની શકિત વધારે હતી, દામાજી કેવળ પોતાના પેટનું અને લાભનુંજ શોધ્યા કરે છે, પવાર મારા કરતાં પણ વધારે ઘરમાં પડી રહેનારો છે, બીજા બ્રાહ્મણો બીકણ છે. મલ્હાવરાવ,-જેનુ મોં કાળુ થાય- વિશ્વાસ કરવા જોગ નથી આથીજ મેં તમને બોલાવ્યા છે. તમને સુજા-ઉ-દૌલાના વચનપર વિશ્વાસ છે? તે આપણો મિત્ર છે કે શત્રુ?"

આ પ્રમાણે સોગન અપાયેલ માહાદાજીએ પાછો જવાબ આપતાં થોડો વિલંબ કર્યો.

"હું ધારૂં છું કે સુજા-ઉ-દૌલા ખરેખર મિત્રાઈનો સંબંધ આપણી સાથે રાખે છે. તે અફગાન કરતાં આપણુને વધારે ચહાય છે અને તે તેને પોતાને ઇજા ન અવવા દેતાં આપણુને મદદ કરી શકે એમ છે હું વળી એમ પણ માનું છું કે તે અહમદશાહ સાથે કે રોહીલા સાથે ખરેખરો મમતાળુ નથી. વળી તમે વજીરત સારૂ જે લાલચ આપી છે, તે ઘણી મોટીછે. પણ હું નથી ધારતો કે તે હાલ-

ના વખતમાં આપણને કોઇપણ રીતે મદદ કરવા શકિતવાન થાય.".

"કેમ ?"

" તે મુસલમાનના ધર્મને મુકી આપણી સાથે જોડાવા હિમત કરશે નહી, તમે મહારાજ! દિલ્હીમાં જે કર્યું છે અને કહ્યુ છે તેને લીધે, કદાચ તે આપણી સાથે મળે તોપણ એકલોજ મળે; ઘણું કરીને તો તેની સાથના સીપાઇ તેને છોડી દેશે કે ફસાવશે.

વળી-"

તેણે આનાકાની કરી.

"બોલો, આગળ બોલો"—ભલા માણસ! ભાઉએ આતુરતાથી બુમ મારી.

" જો મને રજા છે તો-પરશુરામ અવતારે ગુસ્સે થવું જોઇશે નહીં."

"ચલાવો-ચલાવો! હું કહું છું કે મેં રજા આપી છે. ત્રણવાર કોલ, ગુસ્સે ન થવાનાં, કોઈ પણ વાતમાં"-ભાઉએ કહ્યું.

"ત્યારે મહારાજ" જુવાન સરદારે બોલવું શરૂ રાખી-"જ્યારે આખા હિંદુસ્થાનમાંથી અજાન બંધ કરવા તમે ઢંઢેરો કાઢયો છે, લાલ કિલ્લો લુંટયો છે, વીશ્વાસરાવને તખ્તે તાઉસ ઉપર બેસાર્યો છે, છતાં તમે કેમ આશા રાખો છો કે મુસલમાન તમને મદદ કરશે! તમે ધારતા નથી કે અગર જો કે સુજા ઉ દૌલા વીલાયતી કરતાં આપણને વધારે ચહાય છે અથવા તે વજીરાત માટે વધારે આતુર છે છતાં, શું તેના મનમાં ધારતી નહીં હાય કે, અફગાનોની હાર થયા પછી તમે તમારૂં વચન તોડી હિંદુ વજીરને હીંદુ બાદશાહ દિલ્હીમાં કરશો!"

જ્યારે બહાદુર જુવાન સરદારે ખુલી રીતે તેની ભુલ તેની સામે રજુ કરી ત્યારે સદાશિવની છાતી ધડકવા લાગી.

" ત્યારે શું આપણે તેની તરફની કાંઇ પણ મદદની આશા છોડી દેવી જોઇએ ?" તેણે કહ્યું.

"તે વિલાયતી સામે થવા, તમારી સાથે જોડાવા કાંતો તમારો વિશ્વાસ રાખતો નથી અને કદાચ રાખતો હોય તોપણ તે પોતાના લસ્કરને સામે કરવા અશકત હોવો જોઇએ.' માહાદાજીએ જવાબ આપ્યો.

"પણ કાંઇ ગોઠવણ કે કોલકરાર કરતાં પણ તે જેમ વારંવાર વચન આપે છે તેમ આપણને મદદ નહીં કરે" ભાઉએ કહ્યું.

." માહાદાજીએ જવાબ આપ્યો. અહમદશાહ મારી માફક મ-

નમાં સારી રીતે જાણે છે કે તે દુરાની કરતાં આપણો વધારે મિત્ર છે તેમજ તે એના કહેવા ઉપર વધારે દરકાર પણ કરતો નથી. એ તેના મીઠા શબ્દોથી જેમ તમને દૂર રાખે છે તેમ સુજા-ઉ-દૌલ્લા-ને તે દૂર રાખે છે. બંને માત્ર એક બીજા સાથે ખુલી જગ્યામાં બોલવાનોજ નાતો રાખે છે.

"અને લડાઇ પછી! ધારો કે આપણે હાર્યા તો તે, આપણે માટે તો નહીં, પણ આંગળીએ બૈરાં છોકરાં બનાવી કહ્યું કે, આને માટે કાંઇ નહીં કરી શકે?" "કાંઇ, કદાચ, પણ કેટલું તે ઇશ્વર માત્ર જાણે છે! ખીજવાયલા મુસલમાન જેટલું કરવા દે તેટલું! દુશ્મનની છાવણીમાં આપણા બધા મિત્રો છે. તમારા સુબા છે, અમારે હારીજરહમત છે, હોલ્કરના નજીબ-ઉ-દૌલા છે. તેઓથી જેટલુ બનશે તેટલું તે આપણે માટે બેશક કરશે. આ શિવાય આપણે તો નસીબ ને ઇશ્વરપર વિશ્વાસ રાખવો જોઇએ છીએ."

ભાઉએ હાથ ઉપર માથું નાંખી દીધું અને નિસાસો નાંખ્યો.

"શા માટે અફસોસ કરો છો, મહારાજ!" તેની સ્ત્રી જે અત્યાર સુધી દૂરથી બધુ સાંભળ્યા કરતી હતી તે, એકદમ પલંગ પાસે આવી બોલી. "જો અમે સ્ત્રીઓજ તમારા કામમાં અડચણ કરતા થતી હોઇએ તો તમો કેશરીઆ કરો એ પેહેલા અમને જુહાર કરો. શા માટે રજપૂતાણી માફક બ્રાહ્મણીએ ન મરવું જોઇએ?"

"જોહાર" માહાદાજી આ શબ્દ સાંભળતાંજ ઝબકી ઉઠયો. કારણ કે આ બાબત અમલમાં આવે તો, તેને તેના તબુનાં બૈરાં છોકરાંને પણ કાપી નાંખવા પડે એમ હતું.

સદાશિવરાવ અફસોસ કરતો હતો છતાં એકદમ માથું ઉંચુ કરી ઉભો થયો.

"ઉભી થા, બ્રાહ્મણી!" તેણે કહ્યું "અહીંઆ જોહાર થનાર નથી. આપણા દક્ષણીની તે રીત નથી. જ્યારે અમે હારી જઇશું અને તમારી સંભાળ નહીં લઈ શકીએ તો તમારૂં નસીબજ તમારી સંભાળ લેશે."

તેની સ્ત્રી ઉભી થઇ અને રડતાં રડતાં પાછી ફરી કારણ કે તેની પરાક્રમિ માંગણી કબુલ રાખવામાં ન આવી.

"મારે એક વધારે વાત કહેવાની છે. એક વધારે યુકિત અજમાવવાની છે" ભાઉએ કહ્યું. "મારે સુજા-ઉ-દૌલાને ફરીથી લખવું જોઇએ. પણ મારી પાસે મોકલાવવા જોગ કોઇ વિશ્વાસુ માણસ નથી. મારે એક એવો માણસ જોઇએ છીએ કે જે મારે નામે નહીં પ

ણ પોતાની હુશીયારીથી સુજા-ઉ-દૌલાને કહી તેનો જવાબ પાછો આ-વે. હું ઉસ્વે વખતે પૈસા ખાઉનો વિશ્વાસ કરતો નથી. હું ભુલ્યો કાશીરાય મારી બાબત ઉંધી સમજાવે છે કે મારી માંગણી કબુલ ર-ખાવવા દેતો નથી તે, કેમ જાણી શકું? મને આવો બાતમીદાર કયાં મળશે?"

માહાદાજીએ વિચાર કર્યો.

"હું પોતે જાઉં એ શિવાય આવો બીજો કોઇ હું જાણતો નથી મહારાજ!"

"હું તે ના પાડું છું" ભાઉએ બુમ પાડી–"તે ઘણું જોખમ-કારક છે. તમે વેશ બદલાવામાં ઘણા હુશીયાર છો અને સુજા ઉ-દૌલાથી અગર જો કે તમે તેનાજ તંબુમાં હતા છતાં પણ ઓળખી શકાયા નહોતા છતાં ખીજવાયલા નજીબ-ઉ-દૌલાથી તમે બચી શકો નહીં. અને વળી તમારા વગર હું લડાઇમાં શું કરૂં?"

ફરીથી માહાદાજી કાંઇ બબડયો. તેના મનમાં કાંઇ આકસ્મિક વિચાર આવી ગયો અને તેથી તે બોલ્યો કે કદાચ–

તરતજ તેણે પોતાની ભુલનો પસ્તાવો કીધો પણ ભાઉએ પુ-છયું કે:—

"કોણ-શું? તમે શું કહ્યું."

"તે કાંઇજ નથી, પરશુરામ અવતાર! મને જે વિચાર આ-વ્યો તે પ્રમાણે હું બબડતોજ હતો."

"નહીં, નહીં. મને છેતરવા યત્ન ન કરો. તમને કોઇ મોકલ-વા જેવું સાંભર્યું છે પણ તમે તેને મોકલવા ઇચ્છતા નથી."

"તે નકામું છે, મહારાજ! તે થઇ શકે એમ નથી."

"કેમ? તે શું છે? તમારે મને કહેવું જોઇએ."

"મહારાજ, એ કાંઇજ નથી. તે નકામું છે!"

હું તમારા છોકરા અને બાપના સોગન આપું છું. જો તમે મને ઠગશો તો કલીજુગનું અને હજાર બ્રાહ્મણ માર્યાનું પાપ તમારે માથે છે.

માથા ઉપર હજારો પાપ નાંખવાથી માહાદાજીને જવાબ આ-પવા જરૂર પડી.

"ત્યાં એક સ્ત્રી છે, મહારાજ! એક હલકી જાતની બેવકુફ છોકરી જે મારાપરના પ્યારને લીધે, ખાનદેશથી અહીંઆ આવી છે તે, મારે સારૂ જોઇએ તે કરશે; તે મને ઠગવા કરતાં મરવાનું પસંદ કરશે. હું વિચાર કરતો હતો કે આપણે તેણીને મોકલીએ પણ તેથી

શું સારૂં થાય એમ હતું ? કારણ કે તે ઘણી બીકણ છે અને વળી સ્ત્રી જાતીની હિમત બાબત ખાત્રી પણ શું રાખી શકાય !"

"તે ખાનદેશથી અહીં સુધી તમારી પછવાડે આવી!"

બાઉએ કહ્યું. "આમ છે તો તે કંઇ બહુ બીકણ નહોવી જોઇએ અને કાંઇ અનુભવ પણ હોવો જોઇએ- તે શી નાતની છે?"

"તેણી વેરાગણ છે, પરશુરામ અવતાર!"

"એ પણ સારૂં છે-તેઓ હમેશાં ચાલાક હોય છે. તેણીની ઉમર શું છે?"

"આસરે સોળ."

"એ પણ વળી વધારે સારૂં. તે છોકરાનો વેશ પણ લઈ શકે. શું તે રૂપાળી છે?"

"મારી સાથે રૂપાળી ન હોય તો સમાય એવું શું તમો સમજો છો, મહારાજ!" માહાદાજીએ મંદહાસ્યથી કહ્યું.

"ના" બાઉએ કહ્યું. "એ પણ સારૂં છે કે કદાચ પકડાય તોપણ આવી ખુબસુરતીને કોઇ મારી કે દુઃખ દઇ શકે નહીં."

માહાદાજીને આ વાત ગમી નહીં.

સદાશિવ બાઉ જેની આંખ જુવાન સરદાર ઉપર લાગી રહી હતી તેના મનમાં વધારે ખાત્રી થઇ કે સિંધીઆને તે સ્ત્રીને માટે ઘણું લાગે છે માટે તે સ્ત્રીમાં એવો કાંઇક ગુણ હોવો જોઇએ. આથી સુજા-ઉ-દૌલાના છેલા જવાબ માટે બાઉએ લાલનને મોકલવા સીંધીઆ ઉપર દબાણ કરવા માંડયું.

"તમારે તેને મોકલવી જોઇએ, માહાદાજી!" તેણે કહ્યું.

"જાણીતાને મોકલવા આ અશકય છે. આપણા બધા વિશ્વાસુઓ તો તેઓના જાસુસો ગણાયા છે અને સાધારણ માણસનો વિશ્વાસ કેમ થાય! તમારે તેને મોકલવીજ જોઇએ-તમે એક મરાઠા અને શુરવીરને આપણી જીંદગી અને કુટુંબોને વાસ્તે-દિલ્હીની રાજ્યગાદી અને પેશવાની ગાદી વાસ્તે-જો તેણીના સાધનથી ફાયદો થતો હોય તો-આટલી બધી દરકાર શાને કરવી?"

જોયું કે આખરે તેને તેમ કર્યા શિવાય છુટકો નથી ત્યારે માહાદાજીએ ના ખુશીથી હા કહી.

"આ બરાબર છે. મહારાજ!" તેણે દલગીરીથી જવાબ આપ્યો. "પણ જે તમને એક નિષ્ઠાથી ચાહનારી હોય તેને મોતના મોંમાં મુકતાં તમને ખુશી તો નજ થાય. જો તે તમારી પાસે હોત તો તમને પણ તેણીને માટે લાગત, પરશુરામ અવતાર!

"હું તે બધું સમજુ છું, માહાદાજી." ઉતાવળથી ભાઉએ જવાબ આપ્યો. "મને પણ એમ થાયજ. પણ જે થવાનું હોય તે થાય. આખરે તો ઈશ્વરીજ ના."

"અને તેણીને લખનૌના સુબાને કે તમને ક્યાં મળવું. તેણીના સોબતીઓ ક્યાં છે અને તેને લઈ જનાર કોણ છે?" સિંધીઆએ કહ્યું.

"હું તેની બધી વ્યવસ્થા કરીશ, ગભરાઓ ના! શું મેં સુબાને થોડા સંદેશાઓ મોકલ્યા છે? પણ તે ખુશીથી એ કામ કરશે કે? તેણી ના નહીં પાડશે ના? તેણી કરશે કે?"

"ના પાડશે" મેં નથી કહ્યું કે તે મારે કબજે છે. સીંધીઆએ કહ્યું.

"બહુ સારૂં! તેણીને કહેવાનું યાદ રાખજો કે જવાબ મારા સકામાં આવવો જોઈએ; હમણા હું તમને કાગળ આપું છું અને બીજી વ્યવસ્થા અડધા કલાકમાં કરી, લઈજનાર અને સોબતીઓ તમારા તરફ મોકલી આપું છું. ભીખી! મારૂં દફતર ને કલમદાન લાવ." ભીખીએ કલમદાન ને દફતર લાવી રજુ કર્યું.

ભાઉએ એક પીળા કાગળ ઉપર બરૂની કલમથી ચાર લીંટી લખી, કાગળ બીડી તેપર સીલ કરી માહાદાજીને છોકરીને આપવા તે કાગળ આપ્યો.

માહાદાજી બે હાથે નમસ્કાર કરી, માથું નમાવી છુટા પડયો.

## પ્રકરણ ૨૫ મું.

### મશ્કરો બ્રાહ્મણ.

માહાદાજીએ રસ્તે જતાં એક બરડા બ્રાહ્મણને, ધર્મને માટે, આજુબાજુ ઉભેલાઓની પાસે, ભીખ માંગતો જોયો.

"એક બ્રાહ્મણના છોકરાને આપવું તે ઈશ્વરને આપ્યા બરાબર છે." તેણે બુમ પાડી. "શું કોઈ બ્રાહ્મણનું પોષણ નહીં કરશે કે? આ બ્રાહ્મણને આપ્યાથી જે પુણ્ય થશે તે હજારો ગાયને મારતાં બચાવ્યા બરાબર છે. અનાજ લીધાને આજે બે દિવસ થયા છે! અરે રામ, અરે રામ! આ બ્રાહ્મણને કોઈ અનાજ નહીં આપે કે?"

છાવણીમાં પૈસાની તંગાસ હતી પણ ખોરાકની વધારે તંગી હતી અને તેથી તેની બુમ ઉપર કોઈએ લક્ષ આપ્યું નહોતું. હિંદુઓ કહે છે કે પેટ, ધર્મ કરતાં પણ વધારે મજબુત છે. દ્વિજોના

રક્ષણ માટે અડધા ભુખેમરતાને પણ દયા આવે છે.

માહાદાજી પોતાના વિચારમાં મસગુલ હોવાથી તેણે આ બ્રા-હ્મણના ચેહેરાપર વધારે લક્ષ દીધું નહીં. જો વધારે અજવાળું હોત અને વિચાર બદલાયો ન હોત તો, થોડા વખત ઉપર જોયેલા આ ચેહેરાને તેણે ઓળખી કાઢ્યો હોત. તેણે એક સીક્કો આ બ્રાહ્મણ તરફ ફેંકી ચાલવા માંડયું.

"અરે ઘોડેસ્વાર! તમને ઘણી લક્ષ્મી મળો!" બ્રાહ્મણે બુમ પાડી. "પણ મારે જે જોઇએ છીએ તે ખોરાક-ખોરાક-પૈસા જોતા નથી. આ બ્રાહ્મણને થોડું અનાજ આપો."

માહાદાજી નજર બહાર જતો રહ્યો.

"તે સરદાર માહાદાજી સીંધીઆ છે કે?" પાસેના સીપાઇને બ્રાહ્મણે પુછ્યું.

"હા તે મહારાજ પોતે"-આ જવાબ હતો.

પોતાને મળેલું એકઠું કરી બ્રાહ્મણ સફેદ તંબુની હારવાળા ટોળામાં ગયો. આ બ્રાહ્મણને દરવાજામાં બંદુકવાળા બહુચી ચોકી વાળાએ અટકાવ્યો!

"અરે બમન! ક્યાં જાય છે ને તારે શું જોઇએ છીએ.?" સીપાઇએ બુમ મારી.

બ્રાહ્મણે એક જન્મોતરી જેવું કાગળનું ગુંચળું, આગળ જઇ સીપાઇના હાથમાં મુક્યું. "આ લઈ જાઓ." તેણે કહ્યું "હજુર પાસે-મલ્હાવર હોલ્કર પાસે અને કહો કે ગંગાદાસ બ્રાહ્મણને તેમનું કામ છે."

માણસે મુખ્ય ચોકીદારને બોલાવી તેને કાગળ બતાવ્યા. મુખ્ય ચોકીદારે આ માણસને તાકીને જોયો અને ઓળખ્યો અને ત્યાં બેસી ચલમ પીવા કહ્યું અને તેણે કાગળો પોતાના એક માણસને આપી મોકલ્યો. થોડા વખતમાં ગંગાદાસને હોલ્કર પાસે મોકલવાનો હુકમ આવ્યો.

મલ્હાવરાવે આ માણસને એક કચેરીના નાના તંબુમાં બોલાવ્યો. હોલ્કર પોતે કંજુસ હતો અને તે કહેતો હતો કે તડકો છાંયો થયા કરે છે વાસ્તે ઝાઝો ઉડાઉ થવું નહીં. આ પ્રમાણે તેના આ કચેરીનાં તંબુમાં પીતળની દીવી, હુકો, પાણીનું માટલું અને કેટલાક મહુડાના દારૂના શીશા હતા. આ તંબુમાં બેઠેલા કારકુનોને બહાર જવા હુકમ થયાથી તેમના ચોપડા પણ એમને એમ પડયા હતા.

એક બુઢા મરાઠાને તંબુથી પાંચ વાર છેટે ડોકું ઓંચે જા

તેની તપાસ રાખવા ઉભો રાખ્યો હતો.

બ્રાહ્મણ આગળ ચાલ્યો અને મલ્હારરાવને બીછાનાપર બેઠેલો તેણે જોયો અને તેની પાસે બાજુમાં પીસ્તોલ પડી હતી.

બ્રાહ્મણે નીચે વળી સલામ કરી. તે શું બ્રાહ્મણ હતો ? જો બ્રાહ્મણ હોત તો, ગમે તેવા બળવાન અને સત્તાધિશ હિંદુ રાજાથી, બ્રાહ્મણને ઉભા થઇ મળ્યા વગર તેમજ સલામ કર્યા વગર રહી શકાયજ નહીં.

હોલકરે હળવેજ માથું નમાવ્યું.

"કેમ બીરબલ!" તેણે રીવાજ પ્રમાણે કહ્યું. "બેઠો, બેઠો મારા મિત્રના શું સમાચાર છે?"

બીરબલ! હા, તે મુસલમાનનો પગાર ખાનારો જાસુસ હતો–તેજ તે કે જે લાલનની સાથે લુતુફઉલ્લાહના કહેવાથી ગયો હતો.

તેણે બીજી વાર સલામ કરી પોતાના ખીસ્સામાંથી કાગળ કાઢી હોલકરને આપ્યો.

"આ ચીઠી, મોટા ઉમરાવની, લડાઇમાં જય પામનાર-રાજ્યના નાયક–નજીબખાન નજીબ-ઉ-દૌલ્લાની છે!" તેણે કહ્યું.

મરાઠા સરદારે હાથ લંબાવી કાગળ લઇ હોકો પીધા કર્યો અને કાગળને ખીજમાં હોકા ઉપર મુકી બાળી ખાખ કરી નાંખ્યો.

"મારે તેનું કાંઇ કામ નથી." વૃદ્ધ સરદારે ગુસ્સે થઈ કહ્યું. "મેં વારંવાર કહ્યા છતાં તે કાગળ મોકલનાર બેવકુફ લાગે છે. હું પોતે વાંચી શકતો નથી અને આ કારકુનનો વિશ્વાસ કરી શકતો નથી. વળી આવી રીતથી બાબત પકડાઇ જાય–હમણાજ આ બાબત એક તોફાન થઈ જાત! મારા અને નજીબ ઉ-દૌલ્લા જેવા જુના લડવૈયાને લખવા વાંચવા સાથે શું કામ છે?

"હું તેને જાણું છું અને તે મને જાણે છે તે પુરતું નથી શું, તે શું કહે છે તે મને કહો"

જાસુસ થોડું હસ્યો ને હોલકરે કાગળ સળગાવી દીધો.

"હમણા તે કહેશે તે તમારે કરવું જોઇશે." તેણે કહ્યું. "તેણે કહ્યું કે ગમે તેમ તો પણ તે તમને યોગ્ય રીતે અને યોગ્ય માન માટે તે મોકલશે."

"બળો માન!" બુઢ્ઢાએ જવાબ આપ્યો! "તેતો મારૂં માથું કે લશ્કરમાં જે આબરૂ છે તે લેશે પણ તે જાણે છે તેમ મારે તેને બાળી નાંખવા જોઇશે. તેણે તમને મોંથી કહેવાની સર્વ હકીકત કહેલી છે કે?"

"તેણે કહેણી છે સરકાર, બીરબલે કહ્યું—તેણે તમને જુની મિત્રાચારી અને નાતાની યાદ દેવરાવી છે અને કહ્યું છે કે તે તમને પાસે આવતા દિવસો માટે તે તેના એક ભાઇ બીસાલે ગણે છે!"

"હું પણ તેમજ ગણું છું! દેવના સમ, તેને કહેવું કે મુર્ખ બ્રાહ્મણ મારો વિશ્વાસ અને આબરૂ રાખતો નથી અને તેણે તે ગધા મુસલમાન પાસે મારૂં અપમાન કરાવ્યું છે અને તે બે સીધીઆથી મારી મશ્કરી કરાવી છે. શું તે તેના ભાઈ હોલ્કરને ઓળખતો નથી? હું ગંગાના પાણીના સોગન ખાઇ કહું છું કે મેં જેમ છેલ્લે કહ્યું છે તેમ હું પાળીશ—વધારે નહીં. વધારે કરૂં તો મરાઠાઓમાં મારૂં નામ નિંદાય."

અને જો તે તેનું વચન પાળવા પછાત પડશે તો ઇશ્વર ને હ્મ્યા ગણાશે!—ડુક્કર ખાધું કહેવાશે અને નર્કમાં જશે. જાઓ! એટલુંજ બસ છે."

બીરબલ સલામ કરી બહાર નીકળી ગયો જેવો તે બહાર ગયો કે બહાર ધુમાધુમ અને ધુજારો જોયો.

"હજુર! હજુર! પરશુરામ અવતાર હમણાંજ તમને બોલાવે છે."

"વળી શું છે!" હોલ્કરે જેવાં ઉતાવળથી હથીઆરો અને કપડાં બરાબર કર્યાં કે તે ગણગણ્યો. "તેને મારૂં કામ છે! વારંવાર તો મારૂં કામ પડતું નથી! જેમ નજીબા કહે છે તેમ દિવસ પાસે જણાય છે! ખંડુ ખંડુ ફુલમતી ઉપર જીન નાંખવા હુકમ કર!"

## પ્રકરણ ૨૬ મું.

### ભાઉનો શાપ

ભાઉ મલ્હાવરાવને સીંધીઆની માફક મળ્યો નહીં. તેણે પોતાના ચેહેરાપરનો ગુસ્સો અને ઉશ્કેરણી તજી દીધી હતી અને તે મરદોને માટે રાખેલા તંબુમાં એક જાજમપર બેઠો હતો. જેવો હોલ્કર ઘોડેથી ઉતરી અંદર આવ્યો કે તે તેને લેવા ઉભો થયો અને મલ્હાવરાવ તેની પાસે બેઠો ત્યાં સુધી તે ઉભો રહ્યો. સદાશીવરાવે હોલ્કર સાથેના માણસોને દૂર જવા ઇસારો કર્યો. તેઓ ત્યાંથી દૂર થયા કે તે મલ્હાવરાવ સાથે કામમાં ગુંથાયો.

"રાવ સાહેબ! આમ કયાં સુધી ચાલશે? આવતીકાલે બધું પુરૂં કરવા ઠરાવ કર્યો છે!"

તે જેવો બોલ્યો કે તેની આંખ સામાના ઉપર લાગી રહી હતી અને તેનો વિચાર આ શબ્દની સામા ઉપર શું અસર થાય છે આ જાણવાનો હતો. પણ હોલ્કરે જાણ્યું કે તેમજ છે ત્યારે તેણે પોતાનો સ્વભાવ બીલકુલ બદલ્યો નહીં; કે જે પરથી સામાના મનપર કંઇ અસર થાય. હોલ્કર જે કે પરાક્રમ અને લડાઇની બીકથી બે દરકાર હતો તેણે ભાઉ સાહેબનું બોલવું શાંત રીતે સાંભળી લીધું.

"તે ઘણું સારૂં છે, મહારાજા!" આ તેનો જવાબ હતો. "મોત એક વારજ છે અને સીપાઇને વાસ્તે તો રણક્ષેત્રમાં મરવું આ ઉત્તમ છે."

"બાઇ તમારો મરવાનો વિચાર છે." ભાઊએ રોષમાં પુછ્યુ

મલ્હાવરાવ તેની હમેશની લુચ્ચાઈ અને ઉપરથી દેખાડવાના પ્રમાણિકપણાની લાગણીથી ચમકયો.

"કોઇ પણ માણસનું મરણ તેના પોતાના હાથમાં નથી. તેણે કહ્યું. "જો ઇશ્વરની મરજી એમ નહીં હોય કે મારે મરવું તો હું જેમ વીશ બીજી લડાઇમાંથી અગાઉ બચી ગયો છું તેમ બચી જઇશ."

બ્રાહ્મણોની રીત મુજબ સદાશિવરાવે સામાના ચેહેરા ઉપરથી વિચાર જાણવાને કરેલી યુક્તિ, જેમાં તે પોતાને પેહેલે નંબરે ગણતો હતો તેમાં, આ સરદારની ચાલાકીથી અથવા તો તેના કમનસીબે ફતેહમંદ ન થયો ત્યારે તેણે બીજો તાલ કર્યો.

"રાવસાહેબ મલ્હાવરાવ હોલકર! તમે પેશવા તરફ નિમકહલાલ છો ના!"

"શા માટે તમે પુછો છો."

"મને તમારે માટે શક છે, રાવસાહેબ! મને શક છે!"

"શા સારૂ? મેં શું કર્યું છે? મારી શું હરાંમખોરી તમે પકડી?"

આનો જવાબ દેવાવો મુસ્કેલ હતો. હમેશના રીવાજ પ્રમાણે આ બાબતમાં હોલકરનો હાથ ઉપર રહ્યો. તે થોડો વખત ચુપ રહ્યો અને જ્યારે બીજી વખત વાત શરૂ કરી ત્યારે વધારે નરમાશ જણાઇ. બીજી બાજુ ભાઉની નબળાઇનો લાભ લેવા મલ્હાવરાવ ચુકત નહીં; પણ ભાઉએ વાત ફેરવી.

"નહીં! નહીં! હું હરામખોરી કહેતો નથી. હું ધારૂં છું કે તમે મારા ઉપર ગુસ્સે છો, ઇબ્રાહીમખાન ઉપર ગુસ્સે છો, સમશેરબહાદુર ઉપર ગુસ્સે છો, સીંધીઆ ઉપર ગુસ્સે છો, તમે ખરેખરા નિમકહરામ નથી પણ તમારૂં દીલ ઉચક છે. રાવસાહેબ આ વખત

એ છે કે જે વખતે આપણે સર્વેએ સાથે મળી સર્વ તકરાર કાઢી દેવી જોઇએ છીએ."

"તમે હમેશ આમ વિચાર કરતા નથી, મહારાજ" હોલ્કરે દીલગીરીથી કહ્યું. "એક દહાડો એવો હતો કે જે વખતે મારા જેવા ગરીબ માણસને તમે તમારી ખાનગી મીજલશમાં દાખલ કર્યો ન હોતો! મહારાજ જો તમે મારૂં સાંભળ્યું હોત તો આ દહાડો આવત નહીં!"

ભાઉની આંખ ઉઘડી. આ યુકિતથી તે ફતેહ પામ્યાથી તેણે શાંતતાથી કહ્યું.

"શું થયું છે તે માત્ર ઇશ્વરજ જાણે છે. જે થયું છે તે થયું અને થવાનું તે થશે! રાવસાહેબ! હું હલકા બાપનો દીકરો થઇશ. જે થયું તે જતું કરો! આપણે કેશરીઆ કરીએ તે પેહેલાં અમને બધું માફ કરો."

મલ્હાવરાવ ચુપ થયો. તેણે તેની ફતેહની અસર જો કે કાંઇ નીશાની ન બતાવી. છતાં આખરે "ભરવાડે" તેને જોઇતો બદલો લીધો! અરે! ભાઉનું અભિમાન મુકાવવું આજ જરૂરનું હતું.

"માફ કરવાનું કાંઇજ નથી, મહારાજ! હોલ્કરે શાંતતાથી કહ્યું." ચાકર અને ધણી વચ્ચે માફ કરવાનું શું હોય?"

થોડો વખત સદાશીવરાવ બીજી વખત ચુપ રહ્યો. તેને લાગ્યું કે તેને બધા મુદાપરથી પાછું હટવું પડયું છે. આખરે છેલા પ્રયત્નમાં પણ જોઇતી અસર કરવામાં તે નિષ્ફળ થયો.

"ભલે એમ થાઓ" તેણે કહ્યું. હું શબ્દો માટે મારામારી કરવા માંગતો નથી: હું તમારા દીલનો મેલ કાઢવાજ ઇચ્છું છું. હવે, રાવસાહેબ મારે તમને બે બાબત કહેવાની છે. તમે તે સાંભળશો કે?

"હું સાંભળું છું" હોલ્કરે કહ્યું.

"અને તમે હું જે કહું તે બરાબર કરશો કે?"

"હું સરકારનો તાબેદાર છું." મલ્હાવરાવે શાંતતાથી જવાબ આપ્યો.

"તારે, રાવસાહેબ પેહેલું તો આ છે, તમે ના પાડો છો છતાં હું ધારૂં છું કે તમે મારી તરફ ગુસ્સે છો. હું જાણું છું કે તમે છુપાવો છો છતાં તમારા અંતઃકરણમાં મેલ છે. હું તો પણ જાણું છું કે એ બધી તમારી ભુલ નથી; હું જે એવા શબ્દો બોલ્યો છું કે જેથી મારા મિત્રો તમારા દુશ્મન

થાય તે મારે બોલવા જોઇતા નહોતા. હું સદાશિવરાવ ભાઉ—પેશવાનો કુટુંબી અને બાજીરાવના મોટા દીકરા ચીમનાજીનો છોકરો તમને નમ્યો છું. તમે પેશવા તરફ નિમકહલાલ રેહેવા તમારે મોંથીજ કહ્યું છે, તમે દગાનો પુરાવો મારી પાસેજ માંગ્યો છે. તમે ખરૂં બોલ્યા છો કે કેમ, તમારે જેમ કરવું જોઇએ તેમ કરવા તમે ઇચ્છો છો કે અમને ફસાવવા ઇચ્છો છો તે હું જાણતો નથી-માત્ર ઇશ્વરજ જાણે છે. અંતઃકરણની છાની વાત ઈશ્વરજ જાણે છે. પણ રાવસાહેબ, હું તમને આ કહું છું." માણસ કાંઇ હીસાબમાં નથી અને વખત પર શું બનવાનું છે તે તે કહી શકતું નથી. આટલા વાસ્તે આવતી કાલે જો તમારામાં કાંઇ દગો જણાયો તો મારો માણસ મારી વતી તમને કહેશે કે મલ્હારરાવ હોલ્કર, તમને મેં જે કરવાનું કહ્યું છે તે યાદ કરો! પછી તમને જેમ બુદ્ધિ આવે તેમ વરતજો. પણ તમારી પોતાની દુશ્મની માટે, બધા મરાઠા લશ્કરનો અને પેશવાઈ કીર્તિનો નાશ કરતા નહીં અને કરશો તો તમારાપર કળિજુગનું અને હજાર બ્રાહ્મણ માર્યાનું પાપ છે. વળી તમે લાખો જન્મારા નર્કનો કીડો અવતરશો તેમજ તમારા કુળમાં તમારૂં નામ રાખનાર દીવો કરવા પણ કોઇ થશે નહીં. યાદ રાખો કે હું બ્રાહ્મણ છું અને મરણાવસ્થાનું સત મને છુટ્યું છે"

જુના લડવૈયાએ આનો કાંઇજ જવાબ આપ્યો નહીં પણ આવા આકરા સોગન દેવાયાથી તેના ચેહેરા ઉપર સહેજ જખમ લાગ્યા જેવો દેખાવ થઇ રહ્યો. હવે આ વાત આગળ કરતાં વધારે ખરાબ હાલત ઉપર આવી પડી.

"બીજું" ભાઉએ શરૂ રાખ્યું—"હું એક મરતા માણસ તરીકે કહું છું; કારણ કે આવતી કાલે આપણે હાર્યા તો હું જીવવાનો નથી. જો એમ થાય અને મારૂં કુટુંબ મ્લેચ્છના હાથમાં પડે તો તમે નજીબ-ઉ દૌલાના મિત્ર છો અને નજીબ-ઉ-દૌલાની તુર્ક રાજા ઉપર સારી સત્તા છે વાસ્તે તમારે મારા કુટુંબની કાળજી રાખવી. એક મરતા માણસની અરજનો વિચાર કરી કાળજી રાખશો કે? મલ્હારરાવ તમે સાંભળો છો કે!"

"હું સાંભળું છું મહારાજ, અને આમ જો બનશે તો હું મારાથી બનતું સર્વ કરીશ." હોલ્કરે કહ્યું.

તેના આ શબ્દો આગલા બધા જવાબો કરતાં વધારે મક્કમ અને વિશ્વાસ રાખવા જોગ નિકળ્યા અને તેથી ભાઉના મન ઉપર વિશ્વાસની અસર થઈ.

"તેજ બસ છે!" તેણે કહ્યું. હું કદાચ તમારો દુશ્મન છુ. પણ દુશ્મની તે મારી સાથેજ જશે, મારાં સ્ત્રી છોકરાં તમારાં દુશ્મન નથી. તે બાબત વિચાર કરો અને તમારી ને મારી વચ્ચે ઇશ્વર છે હો! તમારે એક કલાકમાં કચેરીમાં આવતી કાલની લડાઇની ગોઠવણુ કરવા આવવું.

"હું સરકારના હુકમને તાબે છુ." હોલ્કરે તેની જુની રીત પ્રમાણે નમીને કહ્યું ને ઉઠવાની રજા છે એમ પુછી ભાઉની પાસેથી ગયો.

"સાપ બધે વાંકો છે પણ દરમાં સિધો થઇ જાય છે. આકાશમાં થુંક્યું મોંપરજ પડવાનું." આમ જુના લુચ્ચા ઘેરીલા એ ફુલમતી ચાલતાંજ કહ્યું. "ભાઉ હમણા તો બહુ મીઠું મીઠુ બોલે છે પણ વીલાયતીઓ કપાઇ જશે તો શું કહેશે? ના ના! આવી જાળમાં ફસું એવો હું નથી. ઇબ્રાહીમખાન, સમશેરાં બહાદુર અને માહાદાજીસીંધીઆને વિજયી માનશે! આકાશ અને પૃથ્વીમાં પણ તે સમાશે નહીં! ના! મુર્ખ મિત્ર કરતાં ડાહ્યો દુશ્મન સારો. હું નજીબાની બાજુએ ઉભો રહીશ અને તે મારી બાજુ ઉભો રહેશે. કોઇ પણ દિવસ બ્રાહ્મણનો વિશ્વાસ કરવા કરતાં તુર્કનો વિશ્વાસ કરવો એ વધારે સારૂં છે."

"તે માણસ કપટી છે" ભાઉએ જાણ્યું. તે તેના નિમક તરફ કપટી ને જુઠો છે, જો કાલે આપણેજ ફતેહમંદ થઈશું તો અને તે પાછો મરશે તો મલ્હારરાવ હોલકરના સંબંધમાં તે દિવસ વધારે ખરાબ થશે."

## પ્રકરણ ૨૭ મું.

### છેલો સંદેશો.

આ દરમિયાન માહાદાજી લાલન પાસે પાછો આવ્યો હતો. જેવી તેણે તરવાર નીચે મુકી અને તે લાલન પાસે જાજમ ઉપર બેઠો અને તેને છાતીસરસી દાબી કે તેની છાતી બીકથી ધડકતી જણાઇ.

"શું બન્યું છે, સરકાર?" તેણીએ પુછયું.

"કાંઇજ નહીં પણ કમનસીબ, પ્યારી!" આ જ વાબ હતો.

"કઇ જાતનું? આ દિવસમાં કમનસીબ આ કાંઇ નવાઇનુ નથી."

"નહીં! પણ તે ખાસ કરીને આપણા સંબંધનુંછે. તે આ-

પણને જુદા થવાનું છે."

લાલને બુમ પાડી,

"હું એ સહન કરી શકનાર નથી. હું કેમ મરવું આ શુ જાણતી નથી?"

"ત્યાં મરવાનીજ જરૂર છે, પ્યારી! ને ઇશ્વરની મરજી હ-શે તો આપણે ટુંક વખતમાં પાછા મળીશું. તું બહાદુર નથી પ્યારી? તું મારા હુકમને તાબે નહી થાય?"

"બહાદુર! તમને જોઇતી સર્વે બાબતમાં હું બહાદુર છું. મારા ખાવિંદની આજ્ઞા ઉપાડવા હું તૈયાર છું."

"ઠીક. સાંભળ પ્યારી. મેં મૂર્ખાઇથી તું ખાનદેશથી કેમ આવી, તું કેવા હિમતવાળીછે અને મારી સાથે કેવી રીતનો ઉત્તમ પ્રેમ રાખેછે તે બાબત ભાઉ સાથે વાત કરી. હવે ભાઉને સુજા-ઉ-દૌલ્લાને સંદેશો મો-કલવા એક વિશ્વાસુ માણુસ જોઇતું હતું અને તેથી તેણે એકદમ ક-હ્યું કે તુંજ તેવું માણુસ છે. હું શું કરૂં? મેં તેને તે વિચાર મુકી દેવા સમજાવ્યો-મેં જાતે જવા માગણી કરી, પણ તેણે ના પાડી. તેણે કહ્યું કે તમે ઓળખાઇ આવશો અને તમને રોકી રાખશે; ને તે સ્ત્રી છે સબબ વધારે જોખમ નથી. ના પાડવાનું અશકય હતું."

લાલન તેની સામે ધાસ્તીને મારે જોઈ રહી. તેણીના ચેહેરા ઊપર ધાસ્તી, દુઃખ અને ફીકર એટલી બધી જણાઇ કે તે બોલવા-ને પણ અશકત જણાઈ.

માહાદાજીએ આ જોયું પણ તેની ફરજને લીધે તેણીનો ભય મુ-કાવવા છાતીસરસી જોરથી દાબવા શિવાય વધુ થઇ શકયું નહીં.

"મરવા" તેની આંખ સામું જોઇ રડતાં રડતાં બોલી. "મ-રવાને હું બીતી નથી. સ્ત્રી જ્યાં સુધી આગમાં નથી બળતી ત્યાં સુધી કદી સુખી નથીજ. પણ એ ભયંકર વિલાયતીઓ કે જેમાંથી હું આટલી મુસીબતે છુટી છું તેમાં ફરીથી જવાનું મારાથી બની શક-તું નથી."

"વિલાયતીમાં તો નહીંજ" માહાદાજીએ તેણીને દીલાસો આ-પતાં કહ્યું. તારે તો સુજા-ઉ-દૌલ્લાના હિંદુસ્થાનીઓમાં જવાનું છે કે જે કાબુલી કરતાં વધારે માણુસાઇવાળા છે. અને વળી અહીંન લોકો જે વરંવાર જા આવ કરે છે તે પણ તારી સાથે છો અને તું માહિના મુસલમાન મિત્રનો સંદેશો લઇ જનાર એક વિશ્વા-સુ માણુસ છે. તેમજ અમે તને એક છોકરાનો વેશ આપવાના છી-એ. પણ જો ખરેખર તું આ પ્રમાણે બીકી છો તો તો બધું દૂર

પણ કરી શકાય. તું આ તંબુમાં રહે અને તારે બદલે હું જાઉં અને મહિપતરાવ કહેશે કે સિંધીઆ આજારી છે માટે તંબુમાં છે!"

"નહીં! નહીં!-લાલને કહ્યું-મારા માથાપર આફત આવે તેજ સારી. તમારી તુલનામાં હું શું બીસાતમાં છું? હું જાઇશ, પ્યારા - હું ગજાને ફતેહ પામીતો તમારી પ્યારીની ફતેહથી તમારી પણ કી! ર્તિ છે! કદાચ હું પાછી ન ફરી તોપણ તમારે માટે મેં જીવ આપ્યો તે ખાતે તમે મને યાદ તો કરશો! હું જાઇશ!

"એમ નહીં, મારા પ્રાણ!" માહાદાજીએ કહ્યું. "એમ નહીં. જો તું ધારતી હો કે તું પુરતી હિમતવાન છો અને તને સોંપેલું કામ થંડે પેટે બરાબર કરી શકે એમ છો તોજ જવું પરમેશ્વર વગર કોણ જાણે છે કે સ્ત્રીના હાથથીજ આપણું સારૂ થવાનું હશે અને તેથીજ ભાઉના મનમાં આ વાત આવી. પણ જો તું ઘેલી માફક અને ઉચક મનથી જતી હોય તો હું તને જવા નહીં આપું. તને જવા દેવી અને અમારો બધાનો એક સપાટે નાશ કરાવવો આ કાંઇ ઉપયોગનું નથી!"

લાલન, જેનામાં જ્યાં સુધી તે તેના પ્યારને મળી નોહોતી ત્યાં સુધી જે ઉલટ, જાતીય ગૌરવ અને અદભૂત શક્તિ આપણે જોઈ છે તે હમણા પાછી તાજી થઈ આવી. તે માહાદાજી પાસેથી ખસી બેસી, ઉભી થઇ અને વાળ સમા કરી બોલી કે!-

"મારે વાસ્તે ધાસ્તી ન રાખો! હું જઇશ. શું હું મહિનાએ થયાં એકલી જંગલો અને છાવણીમાં ભટકી નથી? આટલા બધા દિવસો ગયા તો બે કે વધારે દિવસ વધારે જાય તેમાં શું?"

"પ્યારી, સીપાઇના જેમ બોલી છે" મરાઠા સરદારે ઉભા થઈ તેણીને મળી કહ્યું.

"જરા કહો" લાલને કહ્યું. "વિર પ્રસૂતા જેવું!-જે વીરપ્રસૂતા જેવું થવાનું હમેશાં મારા હૃદયમાં રમી રહ્યું છે અને તેના જેવુંજ મારૂ મોત થવાનું ઇચ્છું છું."

આ પેહેલી વખતેજ માહાદાજીને લાગ્યું કે જે સ્ત્રી સાથે તેનું પાનું પડ્યું છે તે માત્ર મોજ શોખની ચીજ કરતાં વધારે કિંમતી પદાર્થ છે. તેના અંતઃકરણમાં એમ પણ આવ્યું કે જો તેણી સહી સલામત પાછી ફરશે તો આથી પણ વધારે સારી રીતે તેણીને રાખીશ. ભયના વાદળ મરાઠાના સારા નસીબરૂપ સૂર્યથી દુર થઇ જશે તો માહાદાજી સીંધીઆનો વિચાર આ ગરીબ વેરાગણ જેણે કે આવા પરાક્રમ અને જાતી ભોગમાં કમર બાંધી હતી તેણીને છેલ્લી

બીએ ન્યાલ કરવાનો હતો. આવી કલ્પના હમણા શું કામની છે? તેણે સારી રીતે જાણ્યું હતું કે આવતી કાલપરજ તેને માટે, હજા-રો સીપાઇઓને માટે અને તેણીને માટે સર્વ આશા અને ઇરાદા હદ બંધાઈ છે. જે કરવાનું હતું તે તેને માટે તે લાયક હતું. છતાં ભાગ્ય કમી થતું હતું. તેણીને વગર આશાની વટિએ જવાનુ હતું અને તેને લડાઇની તૈયારી કરવાની હતી.

તેણે તેણીને તેની પાસે નીચે બેસારી અને તેના હાથ તેણીની કમરની આસપાસ વીંટાળી માથુ છાતી સરસું દાબી સર્વ જોઇતી ખબર આપવા માંડી. તેણે લસ્કરના ભુખમરાની, બંડ થવાની સ્થિતિની, ભાઉના મરણી થવાના ઇરાદાની, બંને છાવણીના રાજ્યકિય વિભાગોની અને હોલ્કર અને નજીબ-ઉ-દૌલ્લાના પ્રપંચની સર્વ વાત કહી. તેણે તેણીને ઉત્તમ રીતે લખનૌના સુબાની બીક અને આશાના સંબંધે કેમ કામ કરવું તેની સુચના કરી, તેણે સુજા-ઉ-દૌલા તરફથી શેની અને શેની નહીં આશા રાખવી આ સમજાવ્યું અને તેણીના મનમાં જે ઉત્તમ લાગે તે કહેવાને કહ્યું. દુસ્મનની છાવણીની રાજ્યકિય વ્યવસ્થા ઉપર અને નજીબ-ઉ-દૌલા અને સુજા-ઉ-દૌલામાંથી કોણુ વજરાત માટે ઉત્સુક છે તે બાબત ખાસ ધ્યાન આપવા સુચના કરી. બંને પ્રેમી જોડાં વચ્ચે થતી આ વાતના દરમીયાનમાં મહીપતરાવ જે કે બહાર અસમ પીતો હતો તેણે આવી કહ્યું કે ભાઉસાહેબનાં માણસો આવ્યાં ત્યાં સુધીનો વખત વહ્યો ગયો માહાદાજીએ તંબુથી બહાર આવી જોયું તો ભાઉએ રાખેલ ચાર ઘોડેશ્વારો સાથે એક ઉંટ તૈયાર ઉભેલું જણાયું. લાલનને હિંદુસ્થાનીની છાવણીએ લઇ જવાની છે એ ભાઉ સાહેબના માણસને જણાવવાની થોડીજ જરૂર હતી. ઘોડા આવ્યો કે તરત લાલન મરદાની પોશાકમાં તૈયાર થઇ ગઇ. અંગ ઉપર અંગરખું, પાઘડી, અને બીજો શોભીતો સામાન હતો. હાથમાં તરવાર અને કમરે પીસ્તોલ હતી. એક હાથમાં લાકડી લીધી હતી, પગમાં જોડા પેહેરી લીધા હતા. માહાદાજીથી આ દેખાવ જોઇ કહ્યા શિવાય રેહેવાયું નહીં કે મરદાની પોશાકમાં તેણી વધારે ખુબસુરત લાગે છે. આ પ્રમાણેની સ્થિતિમાં બને પ્રેમી જોડાંને છુટાં પડતાં કેવી લાગણી થઇ હશે આ વર્ણવી બતાવવાની જરૂર નથી પણ હિંદુ લોકોના રીવાજ પ્રમાણે આવા વખતે દિલગીરી બતાવવી આ ઉત્તમ ગણાતું નથી આટલું છતાં લાલનની આંખમાંથી આંસુ પડયાં પણ સીંધીઆએ પોતાના અમીરીપદને લાછન લાગે સબબ કાંઇપણ દીલગીરી બતાવી નહીં.

અગર જો કે તેના મનમાં દિલગીરીનો પાર નહોતો.

બધા લોકોના અંચમા વચ્ચે લાલન ઉંટપર બેઠી એટલામાં એક પાંચમો ઘોડાવાળો ટોળામાં આવી મળ્યો.

માહાદાજીએ આવા અંધારામાં મહીપતરાવનો ઘોડો ઓળખ્યો. મહીપતરાવ એક રજપૂત બની જઇ ઢાલ, તરવાર, કટાર અને બીજા હથીઆર સાથે આવી ઉભો.

થોડા શકને લીધે મરાઠા સરદારે પીસ્તોલનો ઘોડો ચડાવી નવા ઘોડેસ્વારનું નામ પુછ્યું.

પાછલાએ તેને તેની પાસે આવવા કહ્યુંને માહાદાજી પાસે આવ્યો કે મહીપતરાવે કહ્યું કે:—"તે મારી છોકરી છે. સરકાર! હું તેણીને એકલી જવા નહીં દઉં. મને માલમ પડયું કે તે જાય છે ત્યારે હું સમશેર બહાદુરની પાગામાં નોકરી કરનાર હનુમાનસીંહ પાસે ગયો ને તે કલાલની દુકાનમાં દારૂ પી બેઠો હતો સબબ મેં કહ્યું કે મારે મશ્કરી કરવી છે માટે તમારાં કપડાં આપો. સરકાર અને મના કરશોમાં હું આ છોકરી સારૂં મારૂં માથું આપીશ. કદાચ મરૂં તો અજમેરમાં મારી બીજી છોકરી છે તેની સંભાળ રાખજો."

"જા હું જીવ્યો તો તેમ કરીશ. મરી ગયો તો માફે માફ છે. તમારી મરજી હોય તો જાઓ" સીંધીઆએ કહ્યું.

તેણે પાછા આવતાં લાલનના કાનમાં કહ્યું. "ખુશી થા, પ્યારી! મહીપતરાવ તારી સાથે છુપા વેશમાં આવે છે. તારૂં દુઃખ દૂર થાઓ અને સાત ભૈરવ તારી રક્ષા કરો. હવે જા."

ઉંટ ઉભું થયું અને ટોળું ઉતાવળા પગે ચાલવા લાગ્યું.

માહાદાજી સિંધિઆ ઉંટ અને ઘોડાની ખરીના અવાજો જ્યાં સુધી કાને સંભળાતા રહ્યા ત્યાં સુધી, અગર જો કે ઉંટ દેખાવબહાર જતું રહ્યું હતું છતાં ઉભો રહ્યો. તરતજ છાવણી તરફથી તોપો છુટી અને નગારખાનામાંથી નોબતોનો ગડગડાટ થઇ રહ્યો. બધે મસાલો થી ફરતા લોકો અને ચોબદારને એકદમ પેશવાના વકીલ સર સેનાપતી —પરશુરામ અવતાર—સદાશિવરાવ ભાઉ સાહેબ બહાદુરની કચેરીમાં સર્વને બોલાવતાં સાંભળ્યો

પણ આ વખતે ભુખેમરતા લોકોને આ હુકમની મશ્કરી કરતા પણ સાંભળ્યા.

"કેશરીઆ કરો કેશરીઆ કરો! ભુખે મરવા કરતાં ભાલે મરવું સારૂં છે. કુતરાને મોતે શા સારૂ મરો છો! બહાર આવો, બહાર

આવો, ઇશ્વરના અવતાર! અને અમને રણક્ષેત્રમાં ઉભા કરો! તુર્કને મારો, મારો! આપણા સરદારે ચુડી પેહેરી છે કે?"

"માતાજીને લોહી પીવું છે અને અપસરાઓને વરવું છે."

માહાદાજીનું આ સાંભળી લોહી ઉકળી આવ્યું અને હથીઆર લઇ તે ભાઉના તંબુ તરફ ગયો.

---

## પ્રકરણ ૨૬ મુ.

### કેશરીઆં કર્યાં.

ભાઉસાહેબના તંબુ પાસે છાવણીના દરેક સરદારો, બધું લશ્કર, સાધારણ લોકો અને સીપાઇઓ આવી, થોડા વખતમાં તો ખડા થઇ ગયા. પાસેની ખુલી જગ્યા પણ ભરાઇ ગઇ અને આખી છાવણીમાં બોલાઇ રહ્યું કે, ગમે તેમ થાઓ પણ આ વખતે આખરના વખતનો ઠરાવ થનાર છે.

મરાઠાના રીવાજ પ્રમાણે છત્રી અને દીવીઓ સાથે આવના મરાઠા સરદારોને ભાગ્યેજ રસ્તો મળતો હતો. આ આખર વખત સારૂ મરાઠા લોકો હદ બહાર ઉલટમાં આવી ગયા હતા અને દરેક પોતાનો ભાગ બજાવવા તૈયાર થઇ રહ્યા હતા. નગારખાનામાંથી જોરસબંધ વાજાંઓ વાગતાં હતાં. અને જ્યાં ત્યાં ઉલટ, ઉમંગ અને જોસ પથરાઇ રહ્યાં હતાં. ભાઉસાહેબ ગાદી ઉપર બેઠો હતો અને તેની પાસે નાચનારીઓ નાચ કરી રહી હતી, કારણ કે આ છેલ્લી રાત હોવાથી જેમ બને તેમ મોજ શોખ કરી લેવાનું મરાઠા સરદારે નકી કર્યું હતું. કાલે શું થનાર છે એની કોઇને ખબર ન હોતી. ભાઉસાહેબ પાસે વિશ્વાસરાવ બેઠો હતો અને પાછળ ઇબ્રાહીમખાન પુર સાજ સાથે ઉભો હતો. ચામ્મર અને મોર પીંછના પંખાથી વા નંખાતા હતા. ખરેખર આ વખતનો છાવણીનો દેખાવ એક પરાક્રમી પ્રયત્ન કરવાને બરાબર બંધ બેસતો હતો.

નાચનારી છોકરી પાસેની ખુલી જગ્યામાં માહાદાજી સીંધીઆ ભાઉથી થોડાવારને છેટે આવી ઉભો રહ્યો ને પછી ૭ મસાલો સાથે ભાઉ સાહેબને માથું નમાવી જમણી બાજુની બધી હારને સલામ કરી.

"નીઘા કીજીએ" મુખ્ય ચોબદારે બુમ પાડી. "માહાદાજી સિંધીઆ–સંગ્રામ વિજયી–તરવાર બહાદુર, ઇશ્વરના અવતારના પગ પાસે સલામ કરે છે! નીઘા કીજીએ"

ભાઉની અને યુવાન મરાઠા સરદારની આંખ મળી. "તે કયું?", મરાઠા સર સેનાપતિએ પુછ્યું.

" તે કયું" માહાદાજીએ જવાબ આપ્યો અને ભાઉની પસંદગીની નીશાની મળતાંજ પોતાની જગ્યાપર મીસલ પ્રમાણે બેઠો.

એક પછી એક અમલદારો આવતા ગયા અને પોતાની જગ્યાપર બેસવા લાગ્યા થોડા વખતમાં તો એટલા બધા લોકો આવવા લાગ્યા કે ચોપદાર બોલતો પણ બંધ થઇ ગયો. બધા, જેને આ મીજલસમાં આવવાનો હક હતો તે, આજારી, ઘવાયલા અને બીજા ન આવી શકે એ શિવાયના બધા આવી પોહોચ્યા. બહાર હાથી, ઘોડા અને તોપોની આસપાસ પણ લોકોની ગરદી થઇ રહી હતી. કવાયદ થઇ રહી હતી. કવાયદી લગભગ ૬૦૦ સીપાઇઓ ઘુંટણભર બેઠા હતા. બધા આવી રહ્યા કે ભાઉએ સોનાની છડીવાળા ચોપદારને બોલાવી બધાને બોલતાં બંધ રાખવા જણાવ્યું.

"ચુપ રહો ચુપ રહો!" ચોપદારે કહ્યું "અને નગારખાનું બંધ કરવા કહો."

જેવો શબ્દ દરવાજામાંથી બહાર નિકળ્યો કે બધું ચુપાચુપ થઈ રહ્યું.

"નાચકાને ગઝલ પડતું મુકવા કહો અને રાધાને એક મરાઠી લાવણી કે જેથી લોહી ઉકળી આવે એવી ગાવા આપો."

જેવો હુકમ થયો કે એક ખુબસુરત નાની ઉમરની નાયકા બહાર આવી અને તંબુરા અને દફવાળાને બરાબર થવા જણાવતાં બધાનું ધ્યાન ખેંચવા હાથથી હાવભાવ કરતાં નાચવાનું શરૂ કર્યું. અને દરેક મરાઠા સરદારનું પરાક્રમ, બળ અને કીર્ત્તિના વખાણ કરી તેઓને યશને માટે એક લાવણીથીજ મરણીઆ કરી દીધા.

"વિજય!" ભાઉએ પગ ઉપર ઉભા થઈ બુમ પાડી. "વિજય!" મરાઠાનાં નગારાં ખુરાશાનના પહાડ ઉપર વાગશે!"

આ શબ્દની સાથેજ કચેરીમાંથી પુકાર ઉઠી રહ્યો કે "કેશરી આં કરો!" ભુખે મરતાં ભાલે મરવું સારૂં! અમને રણક્ષેત્રમાં ઉભા કરો, રણક્ષેત્રમાં ઉભા કરો!

"રાધાને પાંચસોની કોથળી આપો" ભાઉએ કહ્યું. તેણે કદી ન મેળવેલું એવું આ છેલું ઇનામ છે. જેમ કહ્યું છે તેમ વ્યવસ્થા કરો!"

તુરતજ ઘરના કામ કરનારાઓ પુરોહિતના કહ્યા પ્રમાણે ઉઘાડે માથે પુજાનો સામાન લાવે તેમ એક હાથમાં સોનાનો જળનો ક-

જસીઓ અને બીજા હાથમાં ફુલની છાબડી અને ચાંડલાનો સામાન લઇ આવ્યા અને નાયકાએ ખાલી કરેલી જગ્યા પાછી ભરાઇ ગઇ.

હવે ભાઉએ ઉભા રહી કચેરીને કહ્યું.

દમામ સાથે ભાઉએ કહ્યું કે મરાઠા બચ્ચા! મારે શા સારૂ તમને કહેવું જોઇએજ? બંત્રાના અંતઃકરણમાં જે રમીરહ્યું છે તેને માટે મારે વધારે વખત શું કરવા લેવો જોઇએ? વધુ વખત લેવામાં કાંઈ ફાયદો નથી. આવતી કાલે આપણે જય સારૂ કે મરવા સારૂ તૈયાર થવું! હવે પોતાના ખોરાકની માલીકીની કોઇને જરૂર નથી. હવે જે રહ્યું છે તે બધું, બચ્ચાં, સ્ત્રીઓ ઘોડા, ઉંટો, શેઠો, ચાકરો અને સૌએ, સાથે મળી ખાવું કે જેથી કાલે મજબુત થઇએ. કાલ પછી તો કાંતો આપણી પાસે અખુટ આવી પોહોંચશે અથવા તો આપણને ગરજજ નહીં પડે મરાઠા બચ્ચા, જુઓ હું શું કરૂં છું અને ઇશ્વર તમને બુદ્ધિ આપે તો તમે પણ તેમજ કરો! મહારાજ, રકાબી ખુલી કરો અને આગળ આવો!"

પુરોહિતે કપડું કાઢી લીધું અને ફુલ, તોરા, પાન અને કેશરીઆં વસ્ત્રો કાઢી મોં આગળ મુક્યાં. માળિ અને બ્રાહ્મણોએ કેટલાક સંસ્કૃત શ્લોક બોલી પુરોહિતે સદાશિવરાવને રાતો ચાંડલો કર્યો અને ગળામાં હાર પેહેરાવ્યો. ભાઉએ તેનાં હાથમાંથી પાણીનો લોટો લઇ જમણા હાથમાં પાણી લઇ સૌ સાંભળે તેમ મોટા અવાજેથી કહ્યું કેઃ—

આ ગંગાજળથી હું સોગન ખાઇ કહું છે કે જો આવતી કાલે આપણે ફતેહ ન મેળવી તો મારૂં માથું ડુલ છે.'

થોડા વખતમાં તો કચેરીમાં સુમસામ થઇ રહ્યું. ભાઉએ જેવાં કેશરીઆં કર્યાં કે બધાએ પાનનું બીડું ઉપાડી લાંબા વખતથી જે આશા રાખતા હતા તેને માટે ઝપોઝપ કેશરીયાં કરવા માંડયાં. દરેક માણસના મનઉપર જુસ્સો, પરાક્રમ, કંપારી, ઉત્સાહ, બીક અને આશાઓનાં કીરણો પ્રકાશવા માંડયાં. અને કચેરીમાં એક મોટી જયગર્જના થઈ રહી.

" કેશરીઆ કર્યા! બહુ સારૂં કર્યું, બહુ સારૂં કર્યું, અમને બહાર કાઢો! તુર્કને મારો! જય કે મરણ!"

જ્યારે ઉશ્કેરણી થોડી નરમ પડી કે સદાશિવરાવ ફરીથી બોલ્યો!

"શુરવીરો હવે કાલે એકવાર વધુ તકદીર અજમાવીશું! જે રહ્યું છે તે લડાઇનો વખત મુકરર કરવાનું છે. હું કહું છું કે કાલે પ્રભાતાંજ.

"સુર્યોદય થતાં, સુર્યોદય થતાં" ઇબ્રાહીમખાને કહ્યું. "બખતરીઓને બખતર આપી અવકાશ આપવો આ ઠીક નથી. રાતના હુમલામાં અડતા ઘોડા, ઉંઘતા તોપખાનાવાળા, અને વગર સાફ કરેલી બંદુકોથી નુકશાન થાય છે."

"ભલે સુર્યોદય થતાંજ" ઘણાજ અવાજો નિકળ્યા. "જ્યારે થવું છે ત્યારે વેહેલું તેમ સારૂં" સુર્યોદયે આપણે હલ્લો કરવો છે તેથી ચાર કલાકે આપણે બહાર પડવું. આપણે પુર્વના દરવાજામાંથી જઇશું, દામાજી ગાયકવાડ રસ્તામાં આગળ ચાલશે ને તેની પાછળ ઇબ્રાહીમખાનનું લશ્કર ચાલશે. વચ્ચમાં દિવાલોપર નથી રાખી એવી સુતરનાળ વગેરે તોપો અને બીજું લશ્કર ચાલશે. તેની પાછળ વીંચુરકરના માણસો, હું અને વિશ્વાસરાવ, ખાસ પાગા, નાના માનકરીઓ અને સમશેરબહાદુર સાથે ચાલશું મલ્હારરાવ પાછળ આવશે અને સિંધીઆ બાકીનાને લઈ આવશે. આરબો અને કરાબીનવાળા છાવણી જાળવવા રેહેશે. તમને કોઇને કાંઇ અડચણ છે કે?"

કેટલાક નાના સરદારો તરફથી જોઇતો સામાન પુરો પાડવા અરજ થવાથી ભાઉએ વખત મળતાં જેટલું થાય તેટલું કરી લેવા હુકમ કર્યો અને પછી બધું શાંત થયું.

"હુકમ થઈ ચુકયો!" ભાઉએ કહ્યું-"તમારે જેમ હુકમ થયો છે તેમ કરવું. કચેરી બરખાસ્ત!"

બીજી વખત નગારખાનાં વાગ્યાં કે બધો દેખાવ હતો નહોતો થઇ ગયો.



## પ્રકરણ ૨૯ મું.

### લડાઇની રાત.

ભાઉસાહેબ તરતજ તેના તંબુમાં પાછો ગયો નહીં. જ્યારથી લાલન જુદી પડી ત્યારથી તેના સંબંધી ચિંતા તેને થયા કરતી હતી અને આ બનાવે તેને વધારે અધીરો બનાવી દીધો હતો. તેણીની ધાસ્તી માટે તે કાંઇ પણ કરી શકે એમ નહોતો અને તેણીની સલામતી માટે તો બનતી તજવીજ તેણે કરી હતી છતાં કનવાસ શેહેર તરફના છાવણીના ભાગ તરફ તે, આવતી કાલની લડાઇ માટે ફેલાયલી ખબરનો દેખાવ જોતાં ફરતો હતો. બેશક આ દેખાવ ઘણો ભયંકર, જંગલી અને જોવાજોગ હતો, કારણ કે હિંદુઓ વીલાયતીઓને પોતાની તરવારે ઇતી લેવાને હથીઆરો ચકચકીત કરવા ગુંથાયા હતા.

માહાદાજીએ શું જોયું એ આપણે જોઇએ.

અહીંઆ અશાંત જુવાન સીપાઇઓની એક ટોળી જતી જોઇ. જેઓ જાણે પોતાનું આવતી કાલનું ભવિષ્ય જાણી ચુક્યા ન હોય તેમ આખ ર વખતના રંગ, રાગ અને રંડીના મોજ શોખમાં પડયા હતા. ભાંગની લેહેરમાં અને દારૂની ઝુમમાં તેઓ ગળામાં ફુલના હાર નાંખી ઢોલક અને સીતાર સાથે ઘોડાની દળી નાખી તેપર બેશી ગમત કરતા હતા, અને એક નાયકા સાથે મશ્કરીની વાતો ચલાવી રહ્યા હતા અને વચમાં પડેલાં પાતળ ઉપરથી તળેલું માંસ ખાતા હતા. તેઓની પાસે નજર ન પડે એમ કેટલાક મુસલમાન ફકીરો, માગ ણો અને જેના ધણીઓ કપાઈ ગયા હોય એવી સ્ત્રીઓ અને ગુલામો ઉભા હતા. તેમની સામે કુતરાં ભસતાં હતાં અને તેઓ તેને લાકડી અને જોડાથી પ્રહાર કરતા હતા. આ લોકો પાસેથી જનારે નીચેના શબ્દો સાંભળ્યાઃ—

" ઈશ્વરને નામે ગોવીંદા એક પ્યાલો ચડાવ! તે કાલે આપણને સલામતી અને કીર્તિ આપશે !" "તેની મા મરે સીસો ખાલી છે!"– "રાધા કૃષ્ણ ! રાધા કૃષ્ણ ! બહાદુરો દયા અને ખેરાત આપનારાછે- બહાદુરો દયાળુછે."—" પ્યારા તમે મને આ વીંટી નહીં આપો કે?" "પ્યારી લે તે, તારાથી શું વધારે છે." "રી–રી–રી–રા–રા–રી આ સારંગીનો અવાજ હતો. " જય માતાજી ! "જુવો હું કાલે તરવાર કેવી બજાવીશ" અહાહા ! તે કુતરો કબાબ અને મારી પીછોડી લઇ જાય છે ! તે જાય છે તેની પાસેથી લે, બેવકુફ તેને જવા દીધો કે ! કુતરાએ લાકડી ખાતાં ઉ, ઉ ઉ, ઉ ઉ ઉ, કર્યું !

" અરે સરદાર અમે ભુખ્યા છીએ" આ બચ્ચું તો મરાઠાનો નાનો ભાઇ છે ! ઘોડા જે અમને રોટલી આપતા હતા તે મરી ગયા છે. તમે અમને કાંઇ નહીં આપો ? ' બાજુ ખસ ! તારે બ્રાહ્મણોને ભ્રષ્ટ કરવા છે!' "ના, મહારાજ ! અમે તો માંગીએ છીએ.' "અલ્લાને નામે અમને રોટલીનો ટુકડો આપો."

આગળ ચાલતાં એક મજબુત મુસલમાનને તંબુમાં ઝાંખા દીવા પાસે જાજમ ઊપર બેશી કુરાન વાંચતાં અને નિશ્ચકહલાલીને લીધે, પોતાના જાતી ભાઇઓ સામે આવતી કાલે લડવાનું છે સબબ તોબાં કરતો જોયો.

આગળ ચાલતાં તરવાર સાફ કરનાર સરાણીઆની દુકાન આગળ લોકોને તરવાર સાફ કરાવતાં જોયા અને કેટલાકને સરાણીઆ ઊપર ગુસ્સે થતાં અને સરાણીઆને, મારે વીસ હાથ નથી, એમ

કહેતાં સાંભળ્યો.

થોડા પગલાં આગળ ચાલતાં એક જુના લડવૈયાને નાના શિવલંગ પાસે પુજા કરવા નાહેલો જોયો. આ લડવૈયાએ આવતી કાલનો સર્વ ભય તજી દઇ કપાળમાં આંડલો કરી, હાથે સુખડ ચોપડી સુગંધી દ્રવ્ય અને પુષ્પ, અક્ષત, ગંધ લગાડવાનું પુરૂ થતાં જ આરતી કરવા માંડી. અને શંકરની પુજા આરતી કરી લઇ કેશરીયાં કર્યાં.

આગળ ચાલતાં મહાર લોકોએ બળદોને કાપી ખાવા માંડેલા તે જોયું અને તેની પાસે દામાજી ગાયકવાડે લાવેલા નાયકડા-ભીલો તીર કામઠાં બરાબર કરતા જણાયા.

અહીંઆ એક ટોળું મીજબાની કરતું જણાયું. બધા સાથે ખાવા અને પકાવવામાં ગુંથાયા હતા. બીજા ત્રણ માણસો ફાંકડા દેખાવા શારૂ ફક્કડ કપડાં પહેરવામાં ગુંથાયાં હતાં. ઘરડો સીપાઇ હુકો પીતો હતો અને તેજ વખતે પોતાના લોકોને બધી રીતે તઇયાર થવાની સુચના આપતો હતો. આથી તેના ઘોડાવાળાને ઉતેજન મળતું હતું. ઘોડાઓની પણ પુરતી સંભાળ લેવા કહેવામાં આવતું હતું કારણ કે તેને કાલે લડાઇમાં જવાનું હતું.

એક દુબળી સ્ત્રી—દુબળી અને બેશુદ્ધ અને અડધી ગાંડી સ્ત્રી એક રસ્તાપરની ભાંગેલી ગાડી તરફ લંપાતી આવતી હતી. તેણે માહાદાજી તરફ, તેના રસ્તાની વચમાં પડતું મુકયું તેની સફેદ પીછોડી અને તંગ ઈજાર ઉપરથી અને તે વળી ગઇ હતી તે પરથી એક મુસલમાન ગુલામડી છે એમ જણાતું હતું.

"અરે અન્નદાતા! ઇશ્વરને નામે, તમારી માને નામે મને કાંઇ ખાવા આપો! ત્રણ દિવસથી મારા મોંમાં અનાજ પણ ગયુ નથી. મારો ધણી કપાઈ ગયો છે ત્યારે મારૂં બીજું કોણ પોષણ કરે? મારે તેની સાથે મરવું કે! ઇશ્વરને માટે, તમારા બાળબચ્ચા માટે, મારાપર દયા કરો!"

માહાદાજીએ એક રૂપાનો સીક્કો નાંખ્યો.

"ખોરાક! ખોરાક!"-તેણીએ બુમ પાડી પૈસા નથી જોઇતા! અન્નદાતા; તેઓ આજે ગાંડા બની ગયા છે-મારામાં બળ હોત અને હું અનાજ વેચાતું લેવા જાઉં તો પણ તે આજે આપે એમ નથી.

"ખોરાક, ખોરાક. તમારા છોકરાના સોગન દઇ કહુંછું કે ખોરાક! અરે રે! હું મરૂં છું."

"મારી પાસે નથી." આગળ ધસતાં સરદારે કહ્યું. "બેન!

ઇશ્વરને સંભારો! તમારી સાથે કાલ સાંજ સુધીમાં બીજા ઘણાય મરશે! ધીરજ રાખો."

તરતજ મદદની ભયંકર બુમ પડી—પીસ્તોલ ફુટી–ચીસ પડી–બારે આના પડઘા સંભળાયા–તરતજ અડધો ડજન લોકો રેશમી કપડાં, તાંબા પીતળનાં વાસણો અને રૂપાનાં વાસણો લઇ દોડી આવતા જોયા.

"ચોર! ચોર! પકડો!" ખુલી તરવારે તેઓની પાછળ દોડતા લોકોએ બુમ પાડી.

જેવા તે, તેની તરફ આવવા લાગ્યા કે માહાદાજીએ પીસ્તોલ બહાર કાઢી.

"ચાલ્યો જા!" જેવો તે, તેમની પાસે જાય કે લોઢાની કડી વાળી લાકડી ઉગામી આગળના માણસે કહ્યું.

"જતા રહો." માહાદાજીએ જોયું કે તેઓ ઘણા છે અને ગુંકિત કર્યા વગર ચાલે એમ નથી તેથી કહ્યું. "પણ મારૂં નામ લેશો તો હું તમને ગોળીથી મારીશ."

"દરેક માણસે પોતાનું કામ સંભાળવું." લુટારાના આગેવાને બુમ પાડી. અને તેણે અને બધા ટોળાંએ સાવધ અને લુચ્ચા મરાઠાની બાજુએ ભાલો ઉગામી આવતી પકડી.

માહાદાજીએ ચોરોને નાસતા જોઇને બે પીસ્તોલ ફોડી. એક, એકના ચેહેરાપર લાગી સોંસરી નીકળી ગઇ અને બીજાને ઘુંટણમાં લાગીને તે ચીરાઇ ગયો.

માહાદાજી પીસ્તોલ ભરતો આગળ ચાલ્યો. તે બીજું શું કરી શકે? ભુખે મરતા લુચ્ચાઓ ગમે તેવા માનવાળા સરદારને મારી નાંખવા ભુલે નહીં એવા ભયના વખતમાં વગર આધારનો માહાદાજી શું કરી શકે? તેની બે પીસ્તોલ તેને અટકાવી ન શકી છતાં તેનો પુરતો બદલો લીધો હતો.

એક કલાલની દુકાનમાં તેણે કેટલાકને દારૂ પી માળગળોચ કરતા, લડતા, હથીઆરોથી લડતા અને લોકોને છુટા પડાતા, પ્યારનાં ગીતો ગાતા, બેશુદ્ધ થતા, પોતાની પ્યારીને સંભારતા જોયા અને દશ મીનીટમાં બધું ભુલી જઈ વીલાયતી કુત્તાને આવતી કાલે મારી નાંખવાની વાતમાંજ વળગેલા જોયા.

આગળ ચાલતાં એક આગનો ભભકો જોયો. લોકોને બળતો તંબુ ઓલવવા બુમ પાડતા સાંભળ્યા. માહાદાજી આગળ ગયો તો તેણે એક માણસને દરવાજામાં આ બળતી આગ જોતો જોયો.

"આ કેમ બન્યું ?"

આ માણસે કાંઇ સાંભળ્યું હોય એમ જણાયું નહીં. "આ કેમ બન્યું ?" માહાદાજીએ તેનો ખભો હલાવી પુછ્યું.

અડધા ગાંડા આ માણસે માહાદાજીને ઓળખ્યો. આ માણસ અત્યાર સુધી હાથમાં તરવાર અને છરી લઈ બીજા માણસને આગળ આવવા દેતો નહોતો તેણે લોકોને સલામ કરી.

માહાદાજીએ વધુ સવાલ પુછ્યા નહીં, કારણ કે તે ખરૂં કારણ સમજ્યો હતો; પણ લોકો પોતાના ઠરાવ પ્રમાણે આગળ જવાજ લાગ્યા—

"સરકાર, મારી સ્ત્રી જુવાન, ખુબસુરત અને નાજુક હતી ! હું તેણીને મારા પ્રાણ પ્રમાણે ચાહતો હતો ! મારાં બે છોકરાં પણ કલેજાનાં કકડા હતા. જો આપણે કાલે મરીએ તો તેને શું મારે વિલાયતીના ભરૂસા ઉપર રાખવાં જોઇએ કે ? હું હાડો રજપુત છું–તે રાડોડણ હતી ! મારા બાપદાદાની રીત મુજબ મેં જુહાર કર્યો છે. મેં તેમને ત્રણેને કાપી નાંખ્યાં–મેં બધી પેટીઓ, લાકડાં અને બીછાના ખડકી ચીરાગથી તંબુને સળગાવી દીધો. ઇશ્વર મોટો છે ! તેઓ ઇંદ્રાસનમાં પોહોંચી ગયાં અને હવે મ્લેચ્છોનું ગળું કાપવા હું મારી તરવાર દુરસ્ત કરાવવા જાઉં છું !"

તે આગળ ચાલ્યો અને સીંધીઆ પણ ચાલ્યો. રસ્તામાં વિચાર કરે છે કે જે હું કરવા નથી ચાહતો તે તેણે સારી રીતે કર્યું. તેણે આવતી કાલની જયની આશામાં પોતાનો ભય અને ખુનનો છુપાવ્યો. અને તે, બે ત્રણ સ્ત્રીઓ સાથે બે જણાને દીવાલ પાસે વાતો કરતાં જોઈ, તે સાંભળવા ઊભો.

"અરે મારા પ્યારા ! તેમ કર ! તારા શિવાય કોણ કરશે ! મને જંગલીઓ વાસ્તે તજી ન જા !"

"મારૂં અંતઃકરણ એટલું કઠણ નથી. પણ આહ ખુદા !"

"બીકણ ! મને હથીઆર આપ ! મેં મારા બાપને તારા જેવા હીજડા સાથે સંબંધ કરી લજવ્યાં છે કે તું જે એક ઝાટકો મારવાને બદલે વીલાયતીઓ પાસે આબરૂ લેવરાવવા તૈયાર થયો છે !"

"હું એ જોઇ શકીશ નહીં. રજપુતાણી ! ઇશ્વરને ખાતર."

"આજ એક મુસલાને ચાહવાથી જે મેળવવું જોઇતું હતું તે મેં મેળવ્યું ! હમણા જતો રહે પણ જો તું કાલે લડાઇમાંથી ભાગ્યો તો હું ચુડેલ થઇને તારૂં વેર લઇશ ! તું સાંભળે છે કે ! દુર જા ! દુર જા! મારામાં મારા બાપ દાદાનું લોહી ઉકળી આવ્યું છે ને મને સત ચડ્યું છે !

એક આકૃતિ જુસ્સાબંધ ધસી અને અંધારામાં અદૃશ્ય થઇ ગઇ! એક પીસ્તોલના અવાજનો રાતો ધુમાડો પવનમાં જણાયો! ક્ષત્રી સ્ત્રીએ પોતાને હાથે છાતીમાં પીસ્તોલ ફોડી અને જેવો મુસલમાન આશક, અડધા ગાંડા જેવો દુઃખ અને પ્યારમાં અડધે ગયો હશે એટલામાં તે, સોના મોતીના દાગીના સાથે ઢગલો થઈ પડી.

દાંત પીસી, તરવાર ઉપર હાથ નાંખી મરાઠા સરદાર આગળ ધસ્યો. તે તેના તંબુ પાસે આવી પોહોંચ્યો. કુતરાઓ રસ્તામાં રડતાં જણુયાં. જમણી બાજુ ત્રણુંસે વારને છેટે બજારમાં ધુમાધુમ અને બંદુકોના અવાજો સંભળાયા. લુટાલુટ પાછી ચાલુ થઇ હતી. ડાબી બાજુથી નાયકાનાં ગાયનના તાનમાં ગરકાવ થયલા લોકોના ખુશાલીના પુકાર સંભળાયા.

"ઇનામ! ઇનામ! હજુરકી દૌલત ઝાદે!" આવા સ્ત્રીના અવાજ તરફ કાન માંડયા.

"સાબાશ! વાહ! વાહ! મુનાજાન! તું ઈંદ્રની પરી છે ને કુબેરની બધી દોલત છે! તને ઇનામ આપતાં પુરૂં પડે એમ નથી. ચાલવા દે પ્યારી! તારો સ્વર તો જાણે કોયલનો સ્વર!"

નાચ ત્યાં પૂર્ણ જોસ્સમાં ચાલી રહ્યો છે.

પોતાના તંબુમાં દાખલ થઇ માહાદાજી દિવાનખાનાના તંબુમાં સિધ્ધો દાખલ થયો અને એક માણુસને નાજરને બોલાવવા મોકલ્યો.

"ઇલમાસ!"

"હજુર!"

"જનાનાની ગાડીઓ સારૂ કેટલા ઉંટો તૈયાર છે?

"વીસ બધા મળીને હતાં, સરકાર! પણુ પાંચ મરી ગયાં છે."

"અને રથો ને પાલખી?"

"પાંચ પાલખી અને દસ રથ હતા. પણુ બે રથના બળદ અને ચાર પાલખીના માણુસો છે,"

"બધા ઊંટોના કુજાવાસ છે કે?"

"હા સરકાર!"

"હવે ઇલમાસ, સાંભળ! બધી સ્ત્રીઓને કહે કે તેઓ ઝવેરાત લઇ તૈયાર રહે અને તું તેને રાતના છેલ્લા પોહોરે ઊંટ ઉપર બેસારી, મોટી રાણીને સરસ ઊંટ ઉપર બેસારજે. પાલખી અને ગાડીનું કાંઈ નહીં તેને પડતી મુકો. ગુલામો અને બટકીને ચાલવા દો. બધા ભોઇઓ, આરબો અને ઘોડાના ચાકરોને સાથે લેજે. અને જ્યારે લશ્કર સવારે કુચ કરે ત્યારે તારે તેની પાછળ આવવું. જેવા અમે

ડાબી બાજુ તરફ જવા ગુંથાયા હોઇએ અને તું અમને જીતતા ન જોતો છાવણી તરફ આવતો નહીં પણ વિલાયતીઓ અમને પાછા હઠાવવા ગુંથાયા હોય તે વખતે પૂર્વ તરફ જજે. પૂર્વ તરફ જમનાને જો ત્યાં સુધી; અને ત્યાંથી દક્ષિણ તરફ ફરી ઇશ્વર તને જે સારો ર-સ્તો સુજાડે તે રસ્તે દિલ્હી તરફ ફરજે. ઇલમાસ યાદ રાખજે કે તું જવાબદાર છે. હું કપાઇ મુવો તો તો ઠીક પણ કદાચ બચ્યો તો તારી ચામડી કાઢી મીઠું છાંટી ચાબુકથી જીવ કાઢીશ; કદાચ તું બરાબર વરતીશ તો હું તને ઇનામ આપી ખુશી કરીશ.

"અન્નદાતા"! ઇનુસે કહ્યું. "ગમે તેમ થશે પણ મેં જેણે કે બચપણથી તમારૂં નીમક ખાધું છે તે કદી પછાત પડશે નહી".

તે ગયો ને માહાદાજીએ જામદારને હમીઆણી અને બધું ઝવેરાત લાવવા કહ્યું અને તે તેણે પોતાની કમરની આસપાસ બાંધી અને સાલોટ્રીને વીજલીને કાલના થાકને માટે વધારે મસાલો આપવા કહ્યું અને પછી પોતાના હથીઆરો બરાબર કરી, શરીરને મજબુત કરવા મહુડાનો દારૂ અને માંસનો સેરવો લીધો.

## પ્રકરણ ૩૦ મું.

### સુબાની છાવણી.

લાલનને લઈ જતી ટોળી, જમણી બાજુએ થઇને પગ રસ્તેથી જવાતું હતું એવી ઝાડોની વચમાંની કેડી પર આવી લાગી. આ જગ્યા એજ હતી કે જ્યાંથી કુરૂક્ષેત્ર તરફ મરાઠાઓ નાસતા હતા અને જ્યાં મુસલમાનો તેમની પાછળ હતા. આગળ ચાલતાં અંધારૂં છતાં લાલને જાણ્યુ કે તેઓ મુસલમાન છાવણીના રસ્તાથી ઘણા આડે રસ્તે ચાલે છે.

"તું અમને કયાં લઇ જાય છે?" તેણીએ ઉંટપર આગળ બેઠેલા માણસને કહ્યું.—"આ શાહના લસ્કર તરફનો રસ્તો નથી."

"જો આપણે સીધે રસ્તેથી જઈએ તો" તેણે જવાબ આ-પ્યો–"આપણે વિલાયતીઓ જેઓ આપણને ઓળખતા નથી તેના હાથમાં સપડાઇએ અને કપાઈ જઇએ. આપણે લખનૌના સુબાની જગ્યા જ્યાં છે ત્યાં જઇએ છીએ!"

વીસ મીનીટ ઉતાવળથી ચાલ્યા બાદ જમણી બાજુ પાણીના ઝરા અને ડાબી બાજુએ માટીની બનાવેલ મસીદો નજરે પડી. અહીંઆ તેઓ ઉભા રહ્યા અને ઉંટવાળાએ નીચે ઉતરી શીયાળનો

સ્વર સાંભળ્યો અને તરતજ બીજો સ્વર પણ સાંભળ્યો.

"બરાબર છે તેઓ ક્યાં છો આગળ આવો!" ભોમીઆએ પોતાના ઉંટ ઉપર બેસતાં કહ્યું અને એક મીનીટ આગળ ચાલતાં પાણીના ઝરા આગળ ઝાડ નીચે જ્યાં ઘોડેશ્વારો પડ્યા હતા ત્યાં આવી પોહોંચ્યા કે તેઓના હથીઆરોનો ઝગઝગાટ જણાયો અને તેઓ સુજા-ઉ-દૌલાના બખતરીઓ હતા.

દરેક ટોળામાંનો એક એક ઘોડેશ્વાર આગળ નિકળ્યો અને કાંઈક વાતચીત કીધી.

થોડા વખત પેહેલાં સાંભળેલો અવાજ પાછો સંભળાયો. પેહેલો પુસ્ટોમાં અને બીજો અશુદ્ધ ઉરદુમાં સંભળાયો.

"તે સ્વારો કોણ છે?"

"તે હું છું." બખતરીએ જવાબ આપ્યો.—વેણી માધુસિંગ; નવાબ સાહેબનો ચાકર હું અને મારી ઉઘરાણી".

આ દરમીયાન પાંચસો ઘોડેશ્વારો સાથે નવો આવનાર સામે આવ્યો.

"ઉભા રહો!" હું ઉટીખાન છું, એમ કહી તે હીંદુસ્થાનીની સામે આવ્યો.

"ઉંટ ઉપર સુઇ જા? જેઓ તે પાસે આવ્યો કે વેણીમાધુસીંગે કહ્યું!"

તેણી મહીપતરાવના હાથપર સુઇ ગઇ.

જેઓ તે પાસે આવ્યો કે તેણે પુછ્યું કે "ઠાકોર શું ખબર છે?"

"કાંઇજ નથી, ખાનસાહેબ" હિંદુસ્થાનીએ જવાબ આપ્યો. "દુશ્મનોની છાવણીમાં કાંઈ ગડબડ છે પણ તેમાં માલ નથી. અમે જો પાસે ગયા હોત તો કાંઇ જાણત ખરા પણ ગારદીઓ આજુબાજુ પડેલા હોવાથી અમે ગયા નહીં."

"કંઇ નહીં" ઉટીખાને કહ્યું—"જો કાંઇ હશે તો જાસુસ સવારે ખબર આપશે. તે ઉંટ શેનું છે? કોઇ કેદી પકડ્યો છે? જો એમ હોય તો કાંઇક હોવું જોઇએ. તેઓ ક્યાં છે?"

"આ ઉંટ અમે પકડેલા માંહેનું એક છે. તેના ઉપરનો માણસ ભાગવાને યત્ન કરતો હતો. તેણે હુજત કરી ને તે કપાઇ ગયો. તેની પાસે કાગળપત્રો નહોતા." ઉટીખાન જ્યાં ઉભો હતો ત્યાંથી ઊંટ શિવાય બીજું જોઇ શકે એમ નોહોતો. લાલન અને તેના સાથી અંધારામાં જણાતાં નહોતાં અને તેનું કારણ ઊંટની હાલતી ડોક પણ હતી.

"તમે ખોટું કર્યું ઠાકુર" તેણે કહ્યું. "એક જતા માણસને મારવાનું. આપણે તેની પાસેથી કેટલુંક જાણ્યું હોત!"

"જે થયું તે થયું!" વેણીમાધુએ કહ્યું—"જુવાન ઉતાવળમાં હતો અને ઘોડાને ખરી મારી તે તરતજ તેના જતાં લશ્કરને મળી જઇ શકે એમ હતું."

હિંદુસ્થાનીઓ તરફના અફગાનના તીરસ્કારને લીધે અને હિંદુસ્થાનીઓની સમજાવવાની ઉત્તમ શકિતને લીધે વધારે પુછપરછ ન થતાં વેણીમાધુએ ઘોડા ચલાવવા હુકમ કર્યો અને તેઓ છાવણીના દરવાજા પાસે વગર હરકતે આવી પુગ્યા. આ દરવાજો હિંદુસ્થાનીઓના હાથમાં હતો તેથી લાલનને કાંઈ અડચણ પડી નહીં અને તે સુજાના તંબુ પાસે આવી ઉભી.

સુજા-ઉ-દૌલાની છાવણીના વર્ણનની બહુ જરૂર નથી. કનાતથી ફરી લીંધેલા તંબુ બાબત આ જે લખાયું છે તે પરથી વાંચનારાને સુજાના તંબુનો ખ્યાલ આવશેજ. તંબુ પાસે નવાઇનું એટલુંજ હતું કે શીઆ મુસલમાન પ્રમાણે તેઓની પાસે પંજો હતો અને હજામો દીવી લઈ અહીંથી તહીં ફરતા હતા.

દરવાજા પાસેના સામેના તંબુ પાસે ઉતરી વેણીમાધુસીંગે ખબર કહેવરાવી કે મીરઝા–જાન-બાઝ આવ્યો છે. આ નામ ભાઉના તરફથી ખબર લાવનારને અપાયું હતું. થોડા વખત પછી ખબર કહેનાર માણસ પાછો ફર્યો.

"વજીર કામમાં ગુંથાયા છે એમ તેઓ કહે છે." તેણે કહ્યું–

"હાફીજરહમત અને નજીબ–ઉ–દૌલા તેની સાથે આજે જમવા આવવાના છે. હું કાશીરાયને મળ્યો અને તેણે અંદર વજીરને મળી આવી કહ્યું કે મીરઝા-જાન-બાઝને રહેવાની સારી રીતે ગોઠવણ કરો અને વઝીર તેને જેમ બનશે તેમ જલદી મળશે."

"ત્યારે તેની સાથે તમે જાઓ!" વેણીમાધવે લાલન અને તેની સાથના માણસોને કહ્યું. "અમે અહીંઆજ રહીશું!"

"મારી સાથે આવો!"—પાછા ફરેલા માણસે કહ્યું અને મરાઠાના માણસો બખતરીઆ પાસે થઇને કનાતની અંદર દરવાજે થઇ ગયા. આ દરવાજાની સામે "લાલખંભ" હતો. આ થંભ પાસે ગુન્હેગારને ફટકા મારવામાં આવતા હતા. દરવાજાની એક બાજુએ ઘોડાઓ સારૂ તાંત બાંધી હતી. બીજી બાજુ એક વાંસપર એક ધડ લટકાવ્યું હતું જેના કાળા વાળો પવનમાં ફરફરતા હતા. પરોપકારી અંગ્રેજોની જીત પેહેલાં આવું ઘાતકીપણું ચાલતું હતું તેથી વાંચનારાઓ

એ બીવા કે વિચારમાં પડવાની જરૂર નથી. તે દિવસના સત્તાવાળાઓના ન્યાયની આ પદ્ધતિજ હતી. તે વખતના યુરોપમાં, જેમ સ્ટુઅર્ટની ગાદી ઉપર આવેલા પરદેશી જરમનોએ, બહાદુર જેકોબાઇટોને હકદાર રાજા સારૂ, કુલોડનમાં લડવા માટે માત્ર પંદર વરસ પેહેલાંજ ટેંપલબાર અને કારલાઇસના દરવાજા પર ખીલા ઘોંચી મારી નાંખ્યા હતા તેમ દસમાંથી નવને હિંદુસ્થાનમાં પણ આજ રીતે મારી નાંખતા હતા.

દરવાજા પાસેના ચોકીવાળા સાથે લાલનને સેહેજસાજ બોલચાલ થયા પછી તે અને તેની ટોળી, રોહીલા સરદાર સાથે જનારા ભભકાદાર સામાનવાળા ઘોડા અને મજબુત હથીઆરવાળા માણસોનું ટોળું પડયું હતું ત્યાં આવી લાગ્યાં. અહીંઆ તેઓ ઘોડા ઉપરથી ઉતરી પડયા અને લાલન માત્ર મહીપતરાવ સાથેજ નવાબ વજીરના તંબુમાં તેના આવેલા માણસ સાથે ગઇ.

લાલન તંબુના દરવાજામાં પગ મુકવાની તૈયારીમાં હતી તે વખતે તેની એક બાજુએ એક હજામ હાથમાં દીવી લઈ રસ્તો બતાવતો ઉભો હતો તે પણ અંદર ચાલી ગયો હતો અને "મીરઝા-જાન-આઝ" એમ મોટેથી બુમ પાડતો હતો.—અંદરથી બીજો અવાજ તેને ફેકદમ અંદર દાખલ કરવાનો હુકમ કરતો હતો, જ્યારે ત્રીજો પછવાડેથી "મને પેહેલાં!" મારે અગત્યનું કામ છે અને મને અમીર-ઉલ-ઉમરા પાસે જલદી લઈ જવો જોઇએ છીએ. "ઠાકોર"?—મહીપતરાવને જેને કે તેણે એક રજપુત તરીકે જાણી કહ્યું—"મુલાઈઝા કીજીએ" (માફ કરો). મેહેરબાની કરી રસ્તો આપો.

જેવો બોલનારો લાલન પાસે ગયો કે તે, તેને રસ્તો આપવા જરા પાછી ફરી અને બંને એક ક્ષણ વાસ્તે બત્તીના પુર અજવાળાની અંદર સામસામા થઈ ગયા. પેહેલી મુલાકાત બાદ બંનેનો પેહેરવેશ જુદો હોવા છતાં-લાલન,-હમણા એક છોકરાના વેશમાં અને બીજો સાધારણ જાતનો હિંદુસ્થાનનો હિંદુ કમરે પીછોડી અને પાઘડી બાંધી ઢાલ તરવાર સાથેના વેશમાં હતો. આમ છતાં બંનેએ એક બીજાને ઓળખ્યા કે તે જાટ છે અને તેણી વેરાગણ છે. બંનેએ જાણ્યું કે બંને ઓળખાયા છીએ.

જાસુસે તેના સામે તાકીને જોયું પણ તેની હમેશની હુંશીઆરીને લીધે તેણે રસ્તો આપ્યો અને મોં પર આશ્ચર્યની કાંઇપણ નીશાની જણાવા દીધી નહીં. લાલન પોતાની કલ્પના દાબી રેહેવામાં તેના જેવી ફતેહમંદ થઇ નહીં. તેની છાતી ધડકવા લાગી, લોહી

ઉછળવા માંડયું અને લાગી આવ્યું કે આ પાપ કયાંથી આવ્યું. બીરબલ કાંઇપણ ન બોલતાં ધીમેથી ચાલ્યો ગયો અને તરતજ અંદર આવો આવો, અવાજ આગળ કરતાં વધારે તેજ સંભળાયો. તે તેને બોલાવનારની સામે ઉભી હતી અને તેને હિંમતનું કામ કરવાનું હતું સબબ તેણીને વધારે કલ્પના કરવા વખત રહ્યો નહીં.

જે માણસની પાસે લાલન આવી હતી તે ઠીંગણો, પાતળો, કાળો પણ સારા દેખાવનો હતો. તેની આંખો ભરેલી અને કાળી હતી, અને તેની પાસે કેટલાક કારકુનો અને સેક્રેટરીઓ બેઠા હતા. તેની ચોટલીની ગાંઠ બાંધેલી હતી, તેની પાસે એક નાની લખવાની ટેબલ પડી હતી, ટેબલ ઉપર પીતળનો ખડીઓ અને પીતળની દીવી હતી, આ દીવીમાં બારેક વાટો સળગતી હતી. આ માણસે અગર જો કે હીંદુસ્થાની વેશ પેહેર્યો હતો છતાં તે દક્ષણી બ્રાહ્મણ છે એમ ઓળખાયા વગર રહેતો નહોતો. તે એક લાલ બરૂની કલમથી ટેબલપર લખતો બેઠો હતો.

“ મીરઝા સાહેબ—તુમાલા દખની ગોસ્ટી એતી ?” (તમને દક્ષણી વાત આવડે છે) જેવી લાલન થોડું નમી તેની સામે ઉભી કે તેના તરફનો આ પ્રથમ સવાલ હતો. તેણી ભાઉની છાવણીમાં રહી આ વાત સંપુર્ણ જાણતી હતી પણ તેણીને લાગ્યું કે આવા વખતમાં હા પાડવી એ સારૂ નથી સબબ તેણીએ “ નથી આવડતી” આવોજ જવાબ આપ્યો.

“ ચાંગલે નાહીં !” (સારૂં નથી.)

“ફારસી ગુફતેમ” (તમે પારસી બોલો છો) આ બીજો સવાલ હતો.

આ વખતે તો ચુપકીદીજ એજ પુરતો જવાબ હતો.

બહુ ભાષા જાણનારા સવાલ પુછનારાએ અધીરાઇનો થોડો વિચાર કરી કારકુનોને રજા આપી.

“તમે તો બહુ સારા મીરઝા છો !” જેવા કારકુનો ગયા કે તેણે મશ્કરીમાં કહ્યું. “તમને તમારી પોતાની ભાષા કે તમારા શેઠની ભાષા બોલતાં આવડતી નથી. હું ધારૂં છું કે તમે હિંદી સમજતા હશો.”

“જી, સરકાર !! હા !” વેરાગણે કહ્યું.

“તમારી સાથે માણસ છે તે ભરૂસાદાર છે કે”–મહીપતરાવને બતાવી કહ્યું.

“જેવો હું તેવો તે.”

"તમે કોના તરફથી આવ્યા છો"–

"ભાઉસાહેબના તરફથી."

માણુસે આજુબાજુ શકની નજરે જોયું.

"ધીમે બોલો અને કોઇનું નામ ન લ્યો–તે સમજાયું છે. ત મારી પાસે કાંઈ કાગળ છે?"

"માફ કરજો સરકાર. હું હજુરની તાબેદાર છું છતાં મને નવાબ સાહેબ શિવાય બીજા કોઇને કાગળ આપવા ના કહી છે!"

"તમે મારૂં નામ જાણો છો?"

"ના. સરકાર!"

"હું કાશીરાય છું."

"હજુરનું નામ જગજાહેર છે છતાં હું સુજા શિવાય બીજાને કાગળ આપી શકતી નથી."

કાશીરાય સુજા-ઉ-દૌલાનો વિશ્વાસુ દિવાન હતો તેમજ આપણી પરાક્રમી નાયકાને મળનારને ભવિષ્યનો ઇતિહાસ લેખક હતો તે વધારે ગુંચવાયલો જણાયો. થોડો વિચાર કર્યા બાદ તેણે લાલનને ત્યાં બેસવા કહી જે દરવાજેથી લાલન આવી હતી તે દરવાજાનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૩૧ મું.

### પ્યાલો ભરાઇ ચુકયો.

ઘણી વધારે મીનીટ નહીં ગઈ હોય એટલામાં એ જગ્યાએ સુજા-ઉ-દૌલા પોતેજ આવ્યો અને આપણી પરાક્રમી નાયકા આગળ ઉભો રહ્યો. તેનો ચેહેરો ઝલકી રહ્યો હતો, તેની આંખ પણ તેની ગરદન અને હાથપરના ઝવેરાતની સાથે ઝલકાટ મારી રહી હતી. તેની ભરેલી ટોપી ઉપરનું છોગું અવ્યવસ્થિત હતું. તેના દેખાવ ઉપરથી જણાતું હતું કે તે દારૂની ગમતમાં ગુંથાયો હોવો જોઇએ. તેની પાછળ તેનો વિશ્વાસુ બ્રાહ્મણ આવ્યો.

"અહીંઆ કોણ છે?" સુજાએ ઉતાવળમાં કહ્યું. "તમે થોડી વાર ખોટી નહીં રહી શકો? તમારૂં કામ એટલું અગત્યનું છે? મૌલા માત્ર જાણે છે કે મને અહીંઆ આવવા શું કરવું પડયું છે."

ખુદાયાર અને દાઉદે તેને જે વખતે પકડી હતી તે વખતે આહમદશાહની સાથે જે ઉભો હતો તે કોઈજ નહીં પણ દીવાન વઝીર પોતે હતો એમ ધારી લાલને તેને ઓળખી સલામ કરી.

જ્યારે તે ઉભી થઇ ત્યારે તેણે કાંઇ પણ જવાબ ન આપતાં ભાઉ સાહેબે આપેલો કાગળ પોતાની છાતીમાંથી કાઢી, તેને યોગ્ય માન સાથે આપ્યો.

તેણીએ જેવું તેમ કર્યું કે સુજા-ઉ-દૌલાએ તેણીના ચેહેરા ઉપર નજર નાંખી પણ તેણીની ચાલાકીથી તેને વધારે બારીકીથી જોવા વખત મળ્યો નહીં. તે તરતજ, કેટલીક બીક સાથે બોલ્યો કેઃ-

"મીરઝા જાન-બાઝ તમે હમેશના મીરઝા જાન-બાઝ નથી. તમે કોણ છો?"

"હું કોણ છું." લાલને જવાબ આપ્યો-" સરકાર મને જે વિશ્વાસુ કામ સોંપ્યું છે તે મેં બરાબર બજાવ્યું હોય તો તે ઉપરથી જણાશે એટલે કે કાગળજ હું કોણ છું તે કહેશે."

સુબાએ અજવાળા પાસે જઈ, પરબીડીઉં આમ તેમ જોઇ ફાડયું અને અંદર ભાઉની સીલ જોઈ ત્યારે સંતોષ બતાવ્યો. સુબાએ કાગળ ઉપર ઉપરથી જોઇ લીધો. કારણ કે તે અને લખનાર બંને પરશીયન જાણનાર હતા. તે આશ્ચર્ય, આશા, માન અને લાલચની અંદર ગુંચવાઇ ગયો અને કાગળ પડતો મુકી તેણે કાશીરામ, જે કે પાસે ઉભો હતો તેને વાંચવા કહ્યું.

તરતજ હિંદુએ આગળ આવી જમીનપરથી કાગળ ઊંચકી લીધો અને અંદરની હકીકત વાંચી ગાલપર તમાચા મારી તે બોલ્યો કે રામ! રામ! ગજબ થયો!

તેણે જે વાંચ્યું તે આ હતું—

" જે અતિશય પ્યારમાં નિમગ્ન છે, જેનું અંતઃકરણ મિત્રના પથ્થર સમાન હૃદયના દિલાસારૂપ પાણીની ના પડે છે, જેનો ચેહેરો ઇશ્વરના હુકમથી શામતા પામ્યો છે અને જેની ઘડી પુરી થઇ છે એવા સદાશિવરામ ચીમનાજી તરફથી, તે માનવંતા જેને કે મેં ભાઇ કહ્યો છે, જેનાપર સર્વ ભરૂસો રાખ્યો છે, જેનો બુલંદ શીતારો ચળકી રહ્યો છે એવા જમાનાના હીરા વઝીર આજમ નવાબ સુજા-ઉ-દૌલ્લા તરફ.

અરે ભાઇ! જો માણુસ પોતાનું વચન નહીં પાળે તો આકાશ કોને આધારે રહેશે? આપણા વચેના અગાઉના સંબંધને લીધે તમારા જેવા ડાહ્યાને વધારે લખવાની જરૂર છે શું? તારા પોતાના અને અમારા કલ્યાણનો અને ઇશ્વર જે આપણી વચેછે તેનો વિચાર કર. આટલા વાસ્તે જે થયું છે તે શાંત રીતે જતું કરો કારણ કે એવી જુજ બાબત માટે વખત નથી. મારા અને મારી સાથેના બીજાના

સંબંધમાં હવે પીયાલો ભરાઇ ચુક્યો છે અને તેમાં પાણીનું એક ટીપું પણ સમાય એમ નથી. અમે સવારે અમારૂ નસીબ અજમાવીશું અને તેથી તું જેમ તારી ખુશીમાં આવે તેમ વરતજે. સુકન મરદાન જહાન દારેદ (માણસનું શુકન આખી દુનિયાથી વધારે છે) વિશ્વાસઘાતીનું મોં કાળું થાઓ!"

સુજા-ઉ-દૌલા અને તેનો દિવાન એક બીજા સામે થોડો વખત જોઇ રહ્યા અને પછી તંબુના એક ખુણામાં ગયા અને કાંઇક વાતચીત કરી.

પછી લાલન તરફ સુબો એકવાર પાછો આવ્યો પણ તેની રીતભાત બદલાઇ ગઈ હતી. દિલના જખમે તેને શાંત કરી દીધો અને જે પોતાને શાંત અને રાજ્યકિય પ્રપંચમાં નિપુણ સમજતો હતો તે હમણા વિચાર કરતો બંધ થઇ ગયો.

"આમાં શું લખ્યું છે તે તમે જાણો છો મીરઝાં?"

"નહીં, સરકાર! એ મને સીલ કરી આપવામાં આવ્યો હતો."

"વારૂ ભાઉસાહેબ લખે છે કે તે અમારા ઉપર સવારના હુમલો કરનાર છે એ ખરૂં છે કે?"

"સૂર્યોદય પેહેલાં વગર નિષ્ફળ જવે હિંદુઓનું લશ્કર લડવા આવશે. હું જાણું છું કે હુકમ પણ થઇ ગયો છે અને કેશરીયાં પણ ચાર કલાક પેહેલાં કર્યાં છે!"

સુજા-ઉ-દોલાએ તેના સેક્રટરીને ઈસારો કર્યો જેની અંદર આતુરતા, અચોકસપણું દિલગીરી સાથે મળેલું જણાયું.

"ભાઉ સાહેબ મારી પાસે શું કરાવવા માગે છે?" તેણે કહ્યું.

"જેમ ઇશ્વર બુદ્ધિ આપે તેમ"—લાલને કહ્યું.—

"અથવા જેની પાઘડી અદલબદલ થઈ છે એવા ભાઇ પાસેથી જે આશા રાખી શકાય તે." "તમારૂં કહેવું એમજ છે કે આવતી કાલની લડાઇમાં તેની સાથે લડાઈમાં જોડાવું અથવા તો અલગ ઉભા રહેવુ" સુજા-ઉ-દૌલાએ ધીમા સ્વરથી કહ્યું.

"હા." વેરાગણે પાછો જવાબ આપ્યો. "કાંઈ નહીં તો અલગ તો રહેવુંજ."

સુજા-ઉ-દૌલાએ નીસાસો નાખ્યો.

"તમે જાણો છો, મીરઝા" તેણે કહ્યું. કેવી ભયંકર મુશ્કેલ બાબત મારો ભાઇ મને કરવા કહે છે. ઇશ્વર જાણે છે કે મેં ખુશીથી તેને મદદ કરી હોત પણ આ લડાઇ "ધર્મની લડાઇ" તરીકે જાહેર કરી છે. અને તેથી હું તેમ કરૂં તો મારૂં લશ્કર મારી

સાથે ઉભું રહે કે નહીં તેની પણ મને ખાત્રી નથી.

" અમે જાણીએ છીએ" લાલને કહ્યું—અડધાથી વધારે તમારા સીપાઇઓ હિંદુ છે અને બાકીના હિંદુસ્થાની મુસલમાન છે જેમાંના ઘણા તો શીહા છે કે જેઓ પઠણોને અમારા કરતાં વધારે ધિક્કારે છે. જો સરકાર આ વાત હાથમાં લેશે તો તેઓ તેની પાછળ આવશેજ.

"જોખમ ઘણું મોટું છે! જોખમ ઘણું મોટું છે!" માથું ધુણાવી સુબાએ કહ્યું.

" અને અફગાનોની મદદથી નજીબ–ઉ–દૌલ્લા દિલ્હીમાં પેસશે તેમજ હાફીઝરહમત તમારી સરહદ ઉપર અમલ કરશે ને તમને ભાઉસાહેબ કે સીંધીઆ મદદ કરવા નહીં રહે પણ માત્ર હોલ્કર તેના જુના મિત્ર સાથે તમારી ઉપજ ખરાબ કરશે અને અંગ્રેજ તમને હેરાન કરશે ત્યારે મોટું જોખમ નહીં રહે કે?

" હા હા! તે અંગ્રેજો બંગાલમાં ધુળ ઉડાવી રહ્યા છે તેમની. સાથે એક બાજુએ અને બીજી બાજુએ પલીત નજીબ-ઉ–દૌલ્લા અને અફગાન સાથે."

"પછી લખનૌમાં મોહીબ સારૂ કોઈ જગ્યા રહેશે નહીં—લાલને કહ્યું–"ને સફદરજંગના પુત્ર માટે વજીરાત પણ રહેશે નહીં."–

એકવાર વધારે સુબાએ ભારે નીસાસો મુકયો.

" અને હોલકર?" આખરે તેણે કહ્યું–"તમે કહો છો કે મરાઠાઓ પછી માત્ર એકલો હોલ્કરજ રહેશે તેનું શું કારણ?"

"કારણ નજીબ-ઉ-દૌલ્લા તેનું રક્ષણ કરશેજ."

" પણ અફગાનથી તે બચશે કે? હોલ્કર કાલે નહીં લડે? હું જાણું છું કે તે નજીબ-ઉ-દૌલા સાથે સંબંધ રાખે છે પણ તે શું લડાઇમાં મદદ કરી શકશે કે? તે શું જેમ તમે મને કરવા કહો છો તેમ અલગ રહેશે?"

" જો સરકાર! અમારે વાસ્તે લડશો તો-લાલને કહ્યું–હોલ્કર લડશેજ. એમ નહીં કરો તો હોલ્કર તમે જે કરતા નથી તે કરશેજ."

સુજા-ઉ-દૌલાએ માથા ઊપર થાપટ મારી.

" એમ નહીં થાય"—તેણે કહ્યું. "તમે પાછા જાઓ અને મારી વતી ભાઉસાહેબને કહો કે લડાઇનો હુકમ રદ કરો કદાચ થોડા વખતમાં બાજી સુધરી જશે. અમે સાંભળીએ છીએ કે પેશવા નર્મદા ઓળંગી ચુકયો છે."

" તે નકામું છે, હજુર!" વેરાગણે કહ્યું–"મદદને માટે એક

માસ કે વધારે વખત સુધી તો મોડી થવુંજ પડશે, પણ ત્રીસ કલાક મોડી થવામાં ભાઉ સાહેબનું માથું જાય એમ છે એવી લશ્કરની સ્થીતી થઇ છે!"

વળી વજીર ચુપ રહ્યો અને તંબુમાં ફરવા લાગ્યો. આખરે તેણે લાલનને ફરીથી કહ્યું.-

"મને વખત જોઇશેજ"-તેણે કહ્યું - "વખત જવાબ આપવા પેહેલાં વિચાર કરવા અને સલાહ લેવા માટે તમારે પાછું કયારે જવાનું છે?"

"મારે રાતના ત્રીજા પોહોરે જવું જોઇએજ; તેમાંનો અડધો વખતનો વહી ગયો છે" છોકરીએ જવાબ આપ્યો.-"નહીં તો હું ઘણી મોડી થઇશ અને લશ્કર કુચ કરી ચુકયું પણ હશે."

"ઘણું સારૂં" મોગલ અમીરે કહ્યું. "નિર્ભયપણે રહો. તમને જોઇશે તે આપવામાં આવશે. હું એક બે કલાકમાં પાછો ફરી મારો જવાબ આપીશ."

આમ કહી તેણે તંબુ છોડી દીધો.

---

## પ્રકરણ ૩૨ મું.

### જાસુસ ઉપર વેહેમ આવ્યો.

સુજા-ઉ-દૌલ્લા, મીરઝા જાન-બાઝ અને તેના રજપુત સાથી માટે બીછાનાની અને પાણીની ગોઠવણ કરવા હુકમ કરી, મીજબાની કે, જેમાં આ નવા આવેલા માણસે અડચણ કરી હતી તે હજી સુધી ચાલતી હોવાથી, ત્યાં ગયો.

મીજબાનીનું કામ આગળ વધ્યું હતું આતો ખુલું હતું. એક આરસપહાણની ટેબલપર સફેદ કપડું પાથરી તેનાપર ખાલી સીસા અને બીરઆની ને જરદાની રકાબીઓ પડી હતી. તે નોકરો લઇ જતા હતા અને રસ્તામાં એક બીજા લડતા જતા હતા.

નજીબ-ઉ-દૌલ્લા દારૂના કેફમાં પાન ચાવતાં ચાવતાં નોકરોને જલદી હુકો લાવવા માટે બુમો પાડતો હતો અને વખતે ગાળો પણ દેતો હતો. હાફીજરહમત કાશ્મીરી તાયફા સાથે ગમત કરતો હતો અને તબલચીઓ દારૂના નીસામાં ગોંઘાટ કરી રહ્યા હતા. ગડબડ, ગોંઘાટ, બુમો અને મજાક મશ્કરી ચાલી રહી હતી અને મીજબાનીની જગ્યા અવ્યવસ્થાનું મુળ થઈ પડી હતી.

સુજા-ઉ-દૌલ્લા તેના મિત્રોની જેમ, નવા આવેલા પરૂણાને

લીધે બેભાન બન્યો નહોતો. વળી તેને તેના પરૂણાને તાકીદે મળવાનું હતું તેથી તે તેના મિત્રોને મળી વધારે બેભાન ન થવા તજવીજ કરતો હતો. વળી સવારની લડાઈમાં તેને રણક્ષેત્રમાં ઉભું રહેવાનું હતું તેથી બેભાન બનવાની વધુ ગમત તેણે મુકી દઈ, વખત મળે તેટલું સુવા ગોઠવણ કરી હતી. તેથી તે પોતાના ખાનગી તંબુમાં ગયો અને તેણે કાશીરાયને બોલાવ્યો. બંનેએ મસલત કરી મરાઠા સર સેનાપતિને આપવાનો જવાબ આખરે નકી કર્યો કે નવાબ વઝીર વિશ્વાસુ મિત્ર છે અને તે ભાઉ સાહેબને વિશ્વાસઘાત કરી ફસાવશે નહીં, અને તમોને હલ્લો કરવોજ હોય તો હું તમને હલ્લા વખતે મદદ કરવા પ્રયત્ન કરીશ. અગર જો કે વઝીર પોતાના ભાઇને અમુક રીતે મદદ કરવા બંધાતો નથી છતાં તે ખાસ કરીને મલ્હાવરાવ હોલકર તરફ નજર રાખશે અને જો હોલ્કર નિમકહલાલ નીવડશે તો મને શક નથી કે ભાઉસાહેબનો સીતારો ચડતો થશેજ.

કાશીરાય આ કાગળ લઇને જતો હતો પણ વચમાં સુજા-ઉદૌલ્લાએ તેને ઉભો રાખી કહ્યું કે એ કાગળ હું જાતેજ મીરઝાજાન-બાઝને આપીશ. પોતાના વિશ્વાસુ ઉપર કાંઇ શક આવવાને લીધે, અથવા તો જેમ મરાઠાનો કાગળ તેનાજ હાથમાં મળ્યો હતો તેમજ તેણે જવાબ પણ પોતાને હાથેજ આપવો આવા વિચારને લીધે કે લાલનને વધારે કાંઇ કહેવાનું હોવાને લીધે કે શું કારણથી તેણે કાશીરાયને રોકયો આ નકી કહી શકાતું નથી. પણ આ તો ખરૂંજ કે તેણે તે કાગળ આપવા ઠરાવ કર્યો હતો. સુભાગ્યે એટલા માટે કહીએ છીએ કે જેવો તે કનાતની બાજુએ થઇ તેના તંબુ તરફ જતો હતો તે વખતે તેણે બરાબર સમજી શકાય એવી વાતચીત થતી બાજુએ સાંભળી અને તેથી તે ઊભો રહ્યો.

"હું કહું છું કે બાઉજારોશન!"—એક અવાજે કહ્યું—"તે તેજ છોકરી છે અને તે મારી પ્યારી હતી સબબ હું તેણીને ઓળખું છું. વળી તે ભાઉની છાવણીમાંથી છુપા વેશે નગર પ્રયોજને આવેલી ન હોવી જોઇએ. શું છે તે હું કહી શકતો નથી પણ એક કલાકમાં મારો ભત્રિજો હનમંત ભાઉની છાવણીમાંથી આવશે ત્યારે હું સર્વ બાબત જાણવા શકિતવાન થઇશ એમ હીમતથી કહું છું. સુબા મરાઠાને ચાહે છે!"

"અને તમે? તમે હિંદુઓ તો તેના કરતાં વધારે ચાહતા હોવા જોઇએ!"

"હું તેઓને ચાહુ છું! હા ઘણા! જ્યારે જય આપાસીંધીઆ સફદરજંગને, રોહીલા સામે મદદ કરવા અજમેરથી કુચ કરી

ગયા તે વખતે તેના ઘોડાવાળાએ મારા બાપના ટોળાને મચેરી લ-ઇ જવા યત્ન કર્યો હતો અને તેની સામે થતાં મારો બાપ અને ભા-ઇ કપાઇ મુવા હતા તેથી મારે તેની સાથે લોહીનું વેર છે અને તે વેર પૂરૂં કરવા હમણા વખત આવ્યો છે."

"પણ જ્યારે તમારી ખાત્રી છે કે આ તેજ છોકરી છે ત્યારે તમે મીનને કહેવા કેમ જતા નથી કે મને જવા દેતા નથી કે જેથી તેણીને અહીંઆજ પકડવા કે મરાઠાની છાવણીમાં જતાં પકડ-વા સગવડ થાય? મીન આ ખબર માટે તમારૂં ખીસું અસરફીથી ભરી દેશે!"

"ઉનાવળ કરવાની જરૂર નથી. કદાચ આજે તે નહીં જતાં અહીંઆંજ રહેશે અને તે જ્યાં છે ત્યાંથી તેને પકડવી પણ મુસ્કેલ છે ગમે તેમ પણ તે સવાર સુધી પાછી જશે નહીં અને જશે ત્યારે તેને અટકાવવી જોઇએ. તે અહીંઆ રહેશે તેથી મને કેટલીક ખબર મેળવવા ઠીક પડશે અને તે દરમીયાન હનમંત પણ આવશે ને તેથી તેનું આવવાનું ખરૂં કારણ હું સમજીશ. ધીરજ રાખો ભાઇ!"

સુજા-ઉ-દૌલાએ કમર પરનો પેશકબ્જ કાઢી, જે તરફથી અ-વાજ આવતો હતો તે તરફની કનાત ચીરી. જાન્યુઆરી માસની ક-ડકડતી ટાઢની અંદર ચલમ પીતા ત્રણ જણાને તેણે જોયા અને તે-ની પાસે સગડી બળતી હતી તેના અજવાળાથી તેણે પ્રખ્યાત જા-સુસ બીરબલને જોયો. લાલને સુબાને જે કાગળ આપ્યો હતો તે કાગળ પછી સુબાનું મન જે ઘોડા ઘડતું હતું તેમાં વીશઘણો વ-ધારો થયો. અફગાન શાહના વિશ્વાસુ અને આખી છાવણીના જાણી-તા થયેલા જાસુસ બીરબલથી શાહને કે તેના હરીફ નજીબ-ઉ-દૌલ્લા ને વજીરાત બાબત કાંઇ પણ ખબર ન પડે તેની તેને ચીંતા થઇ રહી ને તે જાણતો હતો કે ભાઉનો જાસુસ તેની છાવણીમાં હમણા હતો. આહમદશાહ જાણતો હતો કે સુજા-ઉ-દૌલ્લા ભાઉ સાથે પત્ર વ્યવહારમાં છે પણ અત્યાર સુધીનો બધો પત્રવ્યવહાર શાહને બતા-વી ચલાવતો હતો અને તે શાહના લાભનોજ હતો. ચાલાક હિંદુસ્થા-નીએ આ હકનો લાભ ઘણોજ અછી તરેહથી લીધો હતો અને શા-હથી કેટલીક બાબત છુપાવી હતી અને તેના દક્ષણી મિત્રના લાભ માટે પણ તેણે કેટલુંક કર્યું હતું. હમણા તેની પાસે ઘણીજ અગ-ત્યની બાબત આવી હતી. આ છુપી બાતમી આખા લશ્કરનું સત્યાનાશ વાળે એવી હતી અને તેથી તેની ફરજ હતી કે તેણે એ

બાબત શાહને જણાવવી. અગર જો કે તેને આ વાત કેટલાક કલાક પેહેલાં જણાઈ છતાં, હવે તેની ખાત્રી થઇ કે જ્યારે હનુમંત પાછો ફરશે ત્યારે હુમલાની બધી બાબત શાહ જાણશે. જો તે એ બાબત છુપાવે તો બીરબલ તે જણાવે એમ હતો અને મીરઝા-જાન-બાઝ એક છોકરી છે આ પણ બીરબલ જાણતો હતો અને તેથી તેને રસ્તામાં પકડવામાં આવે અને તેની પાસેથી કાગળ પકડાય તો અને મરાઠાનો હુમલો કોઇ કારણથી અટકે અને બીરબલ ફતેહમંદ થાય તો તેને ઘણાજ જોખમમાં આવવું પડે એમ હતું આની તેને ચિન્તા થઈ રહી હતી. જેવો તે મનમાં ઘોડા ઘડતો હતો કે બીરબલ ફરીથી બાલ્યો –"હું ઇચ્છુછું કે"-તેણે પોતાના સોબતીને કહ્યું-"નજીબ-ઉ-દૌલા એટલો બધો દારૂ પી બેશુદ્ધ થયલો નથી. જો તેનામાં થોડી પણ શુદ્ધ રહી હોય તો હું તેને ઉઠાડું અને આપણે વિચાર કરીએ." સુજા-ઉ-દૌલ્લાનો નકી ઠરાવ થયો કે તેણે કાગળ મોકલવો જોઇએ તો નથી પણ માત્ર મોંથીજ સંદેશો કેહેવરાવવો જોઈએ છીએ, લાલનને એકદમ મોકલી આપવી જોઇએ છીએ, શાહને આ ખબર આપવા ઉતાવળ કરવી જોઇએ છીએ અને કાલની લડાઇમાં જેમ પરિણામ આવે તેમ વરતવું જોઇએ છીએ. આ વખતે દૂરમાં બુમ પાડતો એક અવાજ સંભળાયો.

"બીરબલ! બીરબલ! કાકા, તમે ક્યાં છો?"

"તેજ હનમંત છે!" પગભર થઈ જોરે કહ્યું.-"

"બચ્ચા, હું અહીંઆ છું. તું અહીંઆ આવ!"

સુજા-ઉ-દૌલ્લાએ કાગળના હજારો કકડા કરી નાંખી લાલન અને મહિપતરાવ જ્યાં હતાં ત્યાં તે ઉતાવળે ગયો.

"મીરઝા-જાન-બાઝ!" તેણે ઉતાવળથી કહ્યું.—

"વખત ગુમાવવાનો આ વખત નથી. હું તમને કાગળ આપવાનો નથી કારણ કે તમને પકડવાનું તરકટ મેં શોધી કાઢયું છે, પણ તમારે મારા ભાઇને ખબર આપવી કે હું સર્વ જાણું છું અને જો ઇશ્વરઇચ્છા તો હું તેને સારૂ સર્વ સવારના કરીશ. પરિણામ તો ઇશ્વરના હાથમાં છે પણ હું સોગન ખાઇને કહું છું કે અફગાન નહીં; પણ તેજ વિજયી થશે. આથી વધારે હું કાંઈ વચન આપી શકતો નથી. હવે તમારે જલદી જવું જોઇએ; કારણકે મને ધાસ્તી છે કે તમે પકડાઇ જશો. હું વેણીમાધુને હુકમ કરૂં છું કે તમને આવા તરકટથી બચાવવા છુપા રસ્તામાંથી લઈ જાય. અલ્લા હાફીઝ!" (ઇશ્વર રક્ષણ કરો)

તેઓને કેટલીક અજાયબી અને ફીકર વચ્ચે છોડી સુબાએ પોતાનો ઠરાવ અમલમાં લાવવા કાશીરાયને બોલાવ્યો.

"વેણીમાધુને કહો કે મીરઝા-જાન-બાઝને એકદમ ઉંઠીખાનની જગ્યા ઓળંગાવી આવો, અને મારા માણસને ઘોડા ઉપર સામાન નાંખવા હુકમ કરો."

"શું કાંઈ નવું જુનું બન્યું છે કે ગરીબ પરવર?" આશ્ચર્ય પામેલા હિંદુએ શાહના ચેહેરાનો દેખાવ અને પુછવાની ઢબછબ ઉપરથી પુછ્યું.

"મને વાત કરવા વખત નથી પણ હું કહું છું તેમ તાકીદે અમલ કરો!"—મોગલ અમીરે જવાબ આપ્યો—બધું જણાઇ ગયું છે! વાત મુકી દ્યો! અને મારે શાહ પાસે જવુંજ જોઇએ!"

ટુંકા ખુલાસાથી કાશીરાય સમજી ગયો અને તે વઝીર પાસેથી એકદમ હુકમ પ્રમાણે વરતવા રવાને થયો.

સુજા-ઉ-દૌલા એકદમ બહાર આવી લાલનની સાથે જનારા માણસોની તપાસ કરવા રોકાયો નહીં પણ પોતાના ઘોડા ઉપર બેસી શાહ પાસે જવાની ઉતાવળમાં પડયો. જેવો તે પાઘડી, લુગડાં પેહેરી હથીઆર લઈ તૈયાર થયો કે બહાર ઘોડો ઉભોજ હતો. ઘોડા ઉપર સ્વાર થઇ તે સર્વની અજાયબી વચ્ચે પૂર્વ તરફના તંબુ ભણી ચાલ્યો અને તે વખતે પ્રભાતના તારાઓ ઝાંખા અજવાળાથી ચળકતા હતા, ગજરના અવાજો સંભળાતા હતા અને નગારખાનામાંથી નગારા વાગી રહ્યાં હતાં.

ત્રીજા પોહોરનો અડધો ભાગ થઇ ગયો હતો તે દરમીયાન લાલનને હિંદુસ્થાનીઓ જે દરવાજે હતા તે દરવાજે લઈ ગયા.

---

## પ્રકરણ ૩૩ મું.

### ફરી છટકી ગઈ.

ઝમરૂદના હાથ અને અવાજથી જ્યારે લુતુફઉલ્લાહને ઉઠાડવામ આવ્યો ત્યારે તે તંદુરસ્તી અને જુવાનીને લીધે ભરનિંદ્રામાં પડયો હતો. અકસ્માત ઉઠવાથી તેણે લડાઇનું હથીઆર જે તેની પાસે હતું તે શોધવા માંડયું પણ જ્યારે તેણે ગુલામને ઓળખ્યો ત્યારે તે પાછો ઝોકાં ખાવા લાગ્યો.

"મીના! મીના!"—કાળા માણસે કહ્યું—"બીરબલ તમને એકદમ મળવા માંગે છે!"

"શા વાસ્તે ?" માણુસને ઉંઘમાંથી ઉઠાડતી વખતે જેમ માણુસ ગુસ્સે થાય છે તેમ ગુસ્સાના અવાજથી પોપલઝાઇ સરદારે કહ્યું.

"હું જાણુતો નથી, મીન! પણ તે કહે છે કે ઘણુંજ અગત્ય-નું કામ છે!"

"તેને અંદર લાવ!"

જેવા શબ્દો મોંમાંથી નિકળ્યા કે દરવાજા પાસે જે માણુસ વાટ જોતો ઉભો હતો તે એકદમ અંદર આવ્યો અને સલામ કરી કે તરતજ પોપલઝાઇ સરદારે તેને ઓળખ્યો કે તે બીરબલ-જાટ છે.

"કેમ બીરબલ! શું ખબર છે?—દુરાનીએ કહ્યું—તેં મને આટલો જલદી જગાડયો છે તેનું કારણ કાંઈ નવાઇજ જેવું હો-વું જોઈએજ!"

"મારી પાસે લાખલાખ રૂપીઆના બે ખબરો છે." જાટે ક-હ્યું. "જો હું વેરાગણુ છોકરીને પાછી પકડાવી આપું તો મને શું આપશો?"

લુતુફઉલ્લાહ એકદમ ઉભો થયો.

"હું તારૂં ખીસું સોનાથી ભરીશ." તેણે કહ્યું. "હું તેને મારી આંખથી એક વાર ફરીથી જોઇશ તો. આ વખતે તે કેમ ભાગી જાય છે તે આપણે જોઈશું! તે કયાં છે?"

"સુજા-ઉ-દૌલાની છાવણીમાં!"

"ત્યાં! તે ગુલામ ત્યાં કેમ ગઇ ?" કેટલીક અજાએબી અને નીરાશીમાં લુતુફઉલ્લાહે પુછયું.

"તેણી છોકરાના વેશમાં ભાઉનો સદેશો લઇ સુબા પાસે આ-વી છે. હું નજીબ-ઉ-દૌલા સાથે હતો તેથી મેં તેણીને જોઇ!"

"તે કયાં છે?-કોની સાથે છે?—અફગાને અધીરાઈ અને અ દેખાઈ વચ્ચે પુછયું.

"હું સુબાના તંબુમાં તેણીને છોડી આવ્યો છું."

"સુબા પાસે!" લુતુફઉલ્લાહે એવા શબ્દોમાં પુછયું કે જે શબ્દો તેને આ વાતે કેટલો નાહિમત કર્યો છે તે બતાવતા હતા. કારણકે બીજી જગ્યાથી તેને ઉપાડવી મુશ્કેલ નહોતી. પણુ તરતજ તેના જાતીગુણુને લીધે તેણે કહ્યું કે "કંઇ નહી! હું તેણીને સુબાના બા-પ પાસેથી પણુ પકડીશ. હું એક નાસી ગયેલા ગુલામ તરીકે તેણીને માંગીશ!-હું-ઝમરૂદ સાંભળ! મારા હથીઆર લાવ અને ઘોસમાહમ-દને વીસ હથીઆરબંધ માણુસ સાથે તૈયાર રહેવા કહે.

તેને બીરબલે હાથ થોભી અટકાવ્યો.

"આ શું છે?"

"સુબાના તંબુમાંથી તેણીને લેવાની જરૂર નથી. ઘણું કરીને અડધા કલાકમાં તે મરાઠા છાવણીમાં જવા નીકળશે. હું હનમંતને તપાસ રાખવા મુકી આવ્યો છું અને આપણે તેને રસ્તામાંથી પકડીશું, પણ હજી એક વાત કહેવાની રહી છે."

'કહે!"

તેણીએ સુબાને ખબર આપ્યા છે કે બેશક કાલે મરાઠા લડાઈ કરવા બહાર પડશે અને હનમંતે મને પણ એજ ખબર આપ્યા છે.

લુતુફઉલ્લાહખાન તો ઢગલોજ થઇ ગયો. જ્યારે તેને આકસ્મિક આંચકામાંથી શુદ્ધિમાં લાવવામાં આવ્યો ત્યારે તેણે પુછ્યું–

"બેશક સુબા, શાહને કહેવા ગયો હોવો જોઇએજ."

"ના" જાટે જવાબ આપ્યો–"કાંતો તે બાઉની સાથે જોડાઈ આપણો ઘાણ કઢાવવા ઇચ્છતો હોય અથવા તો જે ખબર આવ્યા છે તેમાં આ બાબત ન હોય, શું છે તે આપણે વિચારી શકતા નથી પણ મધ્યરાત પેહેલાં એક બે કલાકથી મરાઠા જાસુસ ત્યાં છે અને પા કલાક પેહેલાં મેં તેનો તંબુ છોડયો ત્યાં સુધી તેણે શાહની મુલાકાત લીધી નથી કે કાંઈ કહેવરાવ્યું નથી!"

"હવે ત્યારે શું કરવું?"

"આપણે શાહ પાસે જઈ તેને ખબર આપીએ. મને મોટું ઇનામ મળશે ને તમને મોટું માન મળશે."

"પણ ધારો કે તે મને ખોટી કરશે તો–ઘણું કરીને તો ખોટી કરશેજ. હું તેણીની પછવાડે જવા કેમ શકિતવાન થઇશ?"

બીરબલે જવાબ ન આપ્યો. એક કલાક પેહેલાં જે ડામાડોળ હાલતમાં સુજા-ઉ-દૌલ્લા હતો તે હાલતમાં લુતુફઉલ્લાહ આવી પડયો. ફરજ અને આબરૂ એ એક બાજુ ખેંચ્યો અને પ્યારે બીજી બાજુ ખેંચ્યો.

હમેશની રીત પ્રમાણે પ્યારે ફતેહ મેળવી.

"બર જહાનમ!" (જહાનમમાં જાઓ બધું) આખરે પોપલબાઇ સરદારે કહ્યું. "મારી માશુક જતી રહે તો બધુ માન ખાડામાં પડયું! બીરબલ! તાકીદ! શાહને તું જાતે જઈ સર્વ ખબર આપ અને તું બધું માન ને ઇનામ મેળવ! આવા કામમાં ભાગ લેવા ઘણા અમીરો થતી તૈયાર થશે. વીસ લડાઈ હશે તો પણ હું વેરાગણ પાછળ જઇશ.

પણુ સબુર–મને હનમંત ક્યાં મળશે ?

"પુર્વના લોકો જે દરવાજે છે તે દરવાજા સામે તમે ચાલ્યા જાઓ અને ત્રણ વખત હનમંતના નામની બુમ મારો કે તેતે તમ મળશે. હું જાઉં કે ?"

"હા ! અરે ઘોસમાહમદ ! વીશ વિશ્વાસુ અને હિંમતવાન માણુસોને તૈયાર કરી શેતાનજાદા અને નરોઆ઼ી ઘોડાપર સામાન નાંખી લાવ."

"માણસો અને ઘોડાઓ તૈયાર છે હજુર ! થોડા વખતમાં તે અહીંઆ આવશે !" જુના સીપાઇએ શાંત રીતે જવાબ આપ્યો.

લુતુફ઼ઉલ્લાહે એક ગુલામની મદદથી હથીઆર અને પોશાક પેહેરી લીધો અને જેવો તે બહાર આવ્યો કે ઘોસમહમદનું ટોળુ-તૈયાર ઉભેલું જણાયું અને બે ઘોડા તેને માટે પણ તૈયાર આણેલા જોયા. જેવો તે ઘોડા ઉપર ચડયો અને ઝમરૂદને રોનમાં આવવા ઇસારો કર્યો કે તરતજ એક અજાણ્યો માણુસ લુતુફ઼ઉલ્લાહને મળવા-ઘોડાપર સ્વાર થઇ પુર જોસ્સથી આવતો જણાયો.

" હું અહીંઆ છું " ઉપર ચડવા પાઘડાપર મુકેલા પગે લુતુફ઼-ઉલ્લાહે કહ્યું.

"ખાનસાહેબ' નવા આવનારે બુમ પાડી–"દુનિયાના ખાવિંદ ! તમને બોલાવે છે. અગત્યના ખબર આવ્યા છે અને સઘળા અમીરોને બોલાવ્યા છે."

આમ કહી તેણે ઘોડો અને મોં ફેરવ્યું અને તે બીજાને બોલાવવા ગયો.

લુતુફ઼ઉલ્લાહના દેખાવ અને ઢબ ઉપરથી તો સાંભળનારા થોડુંક સમજ્યા હતા. આ ટોળામાં અંધારામાંથી બીરબલનું નામ પુકારતાં એક માણુસ આવતો જણાયો.

"શું છે ? હરામજાદા," દુરાની સરદારે ચીડાઇને બુમ પાડી.

નવો આવનાર શ્વાસને લીધે ભાગ્યેજ બોલી શકે એમ હતો છતાં તેણે સરદાર સામે મોં કરી કહ્યું કે "તે–છોકરી–તે વેરાગણુ–હમણા કાકા ગયા પછી-ગઇ !'"

લુતુફ઼ઉલ્લાહે દાંત પીસ્યા અને હનમંતને ઓળખ્યો જે કે બી-ટબલની ગણુતી કરતાં આટલી વેહેલી લાલન ગયાના ખબર પહોંચાડને તેને તેના કાકાને આપવા દોડી આવ્યો હતો.

હવે બધું નકામું છે. કીસમત બે ડગલાં આગળ ને આ વખતે અહમદશાહના હુકમને તાબે ન થવું એ મોત બરાબર છે. ત્રણુ

વખત પઠાણના હાથમાંથી છટકી જવાથી પઠાણ, દાંતપીસતો, ગાળો કાઢતો, નિસાસા નાંખતો શાહના તંબુ તરફ ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

### ખુની દિવસનો પ્રભાત.

વાંચનારાઓએ બેશક અનુમાન કર્યું હશે કે પોપલઝાઇ સરદારના રહેઠાણમાં ઉપરનો દેખાવ શરૂ હતો ત્યારે લખનૌનો સુબો શાહના મુકામપર પોંહોચી ગયો હતો. શાહ મધ્યરાત્ર સુધી જાતે તપાસ કરતો હતો છતાં તેણે માણસને હુકમ આપ્યો હતો કે તેને હમેશ પ્રમાણે વેહેલો ઉઠાડવો ને ઘોડો તૈયાર રાખવો કે જેથી હમેશ પ્રમાણે રાતા તંબુમાં ઇશ્વરની બંદગી કરવા જઇ શકાય. તેના લોકોએ તેને હુકમ પ્રમાણે જાગૃત કર્યો હતો અને માત્ર નીમાઝના વખતને અડધા કલાકની વાર હતી એટલામાં સુજા-ઉ-દૌલ્લા આવી પોંહોચ્યો હતો. રાજાએ તેની ખબર શાંત રીતે સાંભળી લીધી. તેનું કારણ કાંતો તેણે ખોટી બુમ ગણી હોય અથવા તો છાવણીમાં ગડબડાટ ન થાય તેની સાવધગીરી રાખી હોય એમ સમજાય છે.

પણ જ્યારે સુજા-ઉ-દૌલ્લાએ મરાઠા સરસેનાપતિના હાથદસ્કતનો કાગળ તેના હાથમાં મુકયો ત્યારે તેણે લશ્કરને તૈયાર રહેવા હુકમ આપી, અમીરોને બોલાવવા માણસ મોકલી, સુબા સાથે લાલ તંબુમાં નીમાઝ પઢી લીધો, અને તે પાણીપતના મેદાન સામે બહાર ચોગાનમાં આવી ઉભો રહ્યો.

બેશક હમણા સવાર થઈ હતી પણ સૂર્યોદય કે અરૂણોદય થવાને વાર હતી. હમણા સવારનું અજવાળું જણાતું હતું અને હિંદુસ્થાનની રૂતુ પ્રમાણે આ વખતે ધુમસ પડવાને લીધે બહુ લાંબે જોઈ શકાતું નહોતું છતાં પાસેની છાવણીમાંની તૈયારી અને વાજાના અવાજો સંભળાતા હતા એટલામાં પોપલઝાઈ સરદાર શાહ પાસે આવી પોંહોંચ્યો.

"અહીંઆ લાંબો વખત રહેવું નકામું છે" —અહમદશાહે સુજા-ઉ-દૌલ્લાને કહ્યું—"કોઈ મને હુકો આપશો કે—હજી મેં મારો સવારનો હુકો પીધો નથી.—આપણે રણખંભતરફ ચાલીએ."

"અરે હુકા! અરે હુક્કા! જગતના ખાવિંદ માટે હુકકો કયાં છે" કેટલાક અવાજો નિકળ્યા.

આખર લુતુફઉલ્લાહખાને પોતાનો હુકો શાહને આપ્યો અને તે

શાહની બાજુમાં હુકો લઇ ઉભો રહ્યો અને તેઓ ધીમે ધીમે આ-ગળ ચાલ્યા.

" તમારા માણુસ સાથે આગળ ચાલો, ઘોસમાહમદ! " કુતુફખાને કહ્યું—"અને આગળ સારી રીતે પથરાઇ જાઓ આ અંધારામાં આપણે બધા ખાડામાં ન પડીએ."

થોડીક મીનીટ આખું ટોળું આગળ ચાલ્યા કર્યું ને તેમને કાંઇ અડચણ નડી નહીં પણ જરા આગળ વધતાં ઘોડાની ખરીનો અ-વાજ સંભળાતા તેઓ થોભ્યા.

" તરવારીઆઓ!" શાહે બુમ પાડી અને બધાઓ પોતાની તૈયારી કરવા પાછા ફર્યા.

તરતજ ઘોસમાહમદ અને બીજાએ કેટલાક અફગાનોને હથી-આર, શાલ અને બીજી લુટ સાથે આવતા જોયા અને તેની પછવાડે ઘસડી લવાતું, બુમો પાડતું બેરા છોકરાઓનું ટોળું પણ જોયું.

આપણે જેમ જોયું છે તેમ અહમદશાહ બીજા વખત માટે સ્ત્રી ગુલામો પકડી લાવનારા માણુસ માટે ઘણોજ સખત હતો પણ આ આણીઆણીના વખતે તેણે તે તરફ વિશેષ લક્ષ આપ્યું નહીં, પણ માત્ર એકજ સવાલ પુછ્યો.

" મરાઠાના શા ખબર છે?"

" બાદશાહ સલામત!" આગેવાને જવાબ આપ્યો. " અને આજની માફક હમેશ ઇશ્વર આપની ચડતી કરો. કાફરો નાસી જાય છે. અમે તેની છાવણી પછવાડે ફરતા હતા અને ત્રણ વાગ્યાથી ક-રનલરોડ ઉપર લોકો જવા લાગ્યાં છે. ત્યાં જે હતા તેમાંથી અમે આ લાવ્યા છીએ અને બીજાઓ જે ખરા દિનદારછે તે બીજાઓને પણ લાવશે. અમે જાહપનાહને આ લુટ સાથે ખબર આપવા આ-વતા હતા."

"નવાબ સાહેબ આ કેમ?" સુજાઉદૌલ્લા તરફ ફરી તોછડી ભાષામાં કહ્યું. "તમે કહેતા હતા કે તમારી ખાત્રી છે કે તેઓ લડ-વા આવવાના છે અને હમણાતો તેઓ પાછા ફરે છે."

" મેં જે જાણ્યું હતું તે મેં કહ્યું" મોગલ અમીરે જવાબ આપ્યો. તેણે આપેલી ખબર ખરી ન પડવાથી તે ફીકો પડયો, પણ વજીરના દીકરાપર ઇબ્રાહીમખાનની પાયદળની આવતી ગોળીઓથી તેને વધારે બચાવ કરવાની જરૂર રહી નહીં.

"દયા સાગર, તમે સાંભળો!" હુમલા તરફ હાથ કરી હિંદુસ્તા-નિએ ફતેહ સાથે કહ્યું.

અહમદશાહે મોંમાંથી હુકો કાઢી નાંખ્યો અને સુબાએ જેવું કહ્યું કે તેની તરફ તે હસી પડયો.

"તે ખોટું હતું અને તમે ને તમારા માણસે જે કહ્યું હતુ તે ખરૂં હતું. અલ્લાહ હો અકબરા તેઓનું આવવું મુબારક થાઓ!"

જેવી બંદુકો ફુટવા લાગી કે સૂર્યોદય થયો. ઉટીખાન ઘણીજ ઝડપથી છાવણી તરફ મેદાનમાંથી આવતો હતો ને તેની પાછળ મરાઠાઓના ભાલા જણાયા અને ગારદીની તોપો ગોઠવેલી ને તેના થતા અવાજ અને નીકળતા ધુમાડા પણ જણાયા.

આગેવાનને શાહે પોતાના માણસને મુકરર કરેલા મેદાનમાં લાવવા હુકમ કરી તે પોતાના રાતા તંબુમાં ગયો. અહીંઆ તે ઘોડા ઉપરથી ઉતરી પડયો અને માત્ર થોડા રક્ષકોને રાખી બાકીનાને તેમની જગ્યાપર જવાને કહ્યું. અને તે ભોંયઉપર ઘાસીઓ પાથરી એક હાથમાં દુરબીન અને બીજા હાથમાં હુકાની નળી લઇ જોતો બેઠો.

હુકાની બીજી ફુંક ભાગ્યેજ લીધી હશે એટલામાં મેદાન ઉપર લોકોનો પડાવ જોયો. સુકા સરકંડાના મેદાનપર. તેમના ઘોડેસ્વારોને અટકાવ કરનાર સામે, મરાઠાઓને તોપોનો મારો ચલાવતા જોયા.

આ વખતે મુસલમાનનું લશ્કર છાવણી બહાર તૈયાર થઈ આવ્યું હતું અને જે જગ્યા તેઓએ લડાઈ માટે મુકરર કરી હતી ત્યાં ઉટીખાનના ઘોડા તેના બાપ શાહવલી સાથે જોડાઈ ગયા હતા.



## પ્રકરણ ૩૫ મું.

### બંને ફોજો સામસામી.

મરણની જગ્યાએ બંને ફોજો એકઠી મળે તે પહેલાં તેઓની હાલત, વ્યવસ્થા અને રચનાનું વર્ણન આપવું નકામું નહીં ગણાય.

દુશ્મનો તેઓના હાલત ફેરવી જમના તરફનો પગે ચાલી જવાનો રસ્તો તેમને કબજે ન કરે ત્યાં સુધી અહમદશાહની તેના પાછા ફરવાની સગવડની ખાત્રી હતી અને વળી તે જાણતો હતો કે તેઓ તેમના લશ્કરના ભાગપર હલ્લો ખમ્યા વગર તેમ કરી શકે એમ નથી. આટલા વાસ્તે તેણે તેની છાવણીની સામેની જગ્યાપરજ લડાઇની માંગણી કરવા ઠરાવ કર્યો હતો. કારણ કે આમ કરવાથી કદાચ હારને વખતે તેમને ભાગવાની પણ કુદરતી બચાવને લીધે સગવડ હતી. આ બાબત લાંબા વખતથી વિચાર કરેલો હોવા

થી અને સૌને ખબર આપેલી હોવાથી મુસલમાન લશ્કરને તેમની મુકરર જગ્યા કબજે કરવા વખત લાગ્યો નહીં. આગલા વખતનું લશ્કર ભાગ્યેજ આવી ચાલાકીથી કામ લઇ શક્યું હશે.

લડાઈની જગ્યા જે છાવણીથી પાંચસો વાર છેટે હતી તે કબજે કરી તેને, મરાઠાના નદીની તરફ ફરવાના પ્રયત્નને નિષ્ફળ કરવા પૂર્વ તરફ વધારી હતી. આથી અહમદશાહનો તંબુ લશ્કરની હારથી માત્ર સો વારજ દૂર રહ્યો હતો.

જમણી હાર રોહીલાઓની હતી, બરખુદારખાન, ઉમરબેગ, દૌંડીખાન, હાફીજરહમત અને અહમદખાન બંગસ તેઓના ઉપરી હતા. આ લોકો મજબુત ઠરાવવાળા પણ વગર કેળવાયેલા હતા. તેમના ઉપરી સીપાઇનો બીજો ભાગ પાયદળનો હતો તેઓની પાસે ભાલા, તરવાર, ઢાલ અને બીજો લશ્કરી સામાન મજબુત હતો. તેઓના સૌથી નુકશાનકારક હથીઆર કારાબીન અને તેધા હતા.

આની પછવાડે વજીર શાહવલીખાનની સરદારી નીચેના અફગાનો હતા. આનો મોટો ભાગ ઘોડેસ્વારોનો હતો અને તેઓ બધા નાદીરશાહની તાલમવાળા હતા. તેઓ બધા મજબુત હથીઆર સાથે હતા અને તેમાંના ઘણાક ઘણી લડાઇમાં પ્રસિદ્ધ થયેલા હતા.

એની પછી જુની રીતના મોગલ લશ્કર સાથે નવાબ વજીરનું લશ્કર હતું. આ લશ્કર હિંદુસ્થાનની અંદર તરવાર, ખાંડા, પીસ્તોલ, બરછી અને ભાલાની લડાઇનો અનુભવ લીધેલું હતું અને તેમાં પુરબીઆ પંડયા હતા અને તેઓના હાથમાં મજબુત તરવાર હતી અને તેઓ એક ઝટકે ઘોડા અને સ્વારને પણ કાપી નાંખી શકે એમ હતા.

ડાબી બાજુએ જરા આગળ, મુસલમાન હાર પાસે, જમણી બાજુના રોહીલા જેવાજ રોહીલાનું લશ્કર નજીબ-ઉ-દૌલ્લાની સરદારી નીચે હતું. આ લશ્કર નજીબાના નામથી ઓળખાતું હતુ અને તેમની પાસે તરવાર, બંદુક અને સંગીનો હતાં; અને તેઓને કેળવણી મળેલી હતી. તેઓએ પાણીના ઝરા પાસેની છુટી જમીન લીધી હતી અને તેના સરદારે તેમના બચાવની સર્વે ગોઠવણ કરી હતી. તેઓને માથે લોખંડની ટોપી હતી કે જેથી ગોખરૂથી તેમનો બચાવ થાય અને આજુબાજુ ચાદર બાંધી લીધી હતી. આથી કરી સુજા-ઉ-દૌલ્લા અને શાહના કરતાં પણ કેશરીચાં કરેલા મરાઠાના હુમલા સામે નજીબ-ઉ દૌલ્લાની ગોઠવણ ઘણી વખાણવા લાયક હતી.

નજીબ-ઉ-દૌલ્લાની પછવાડે પણ તેની જમણી બાજુનો અને સુબાની ડાબી બાજુનો ભાગ શાહપસંદખાને રોકયો હતો. તેન પાસે ૫૦૮૦ ઘોડેસ્વાર અને બીજું ઘણુંક પાયદળ હતું. શાહની નજર આગળ લુતુફ-ઉલ્લાહખાન, અલ્લાહદાદખાન, તોઘુલ બેગ ઉસબક અને ઉમરખાન યુસફઝાઈનું લશ્કર હતું. આને અગત્ય પડતાંજ કામે લગાડવા રાખ્યું હતું.

માત્ર પાંત્રીસ તોપો મરાઠા કબજે લેવા માંગે તો લઈ શકે એમ હતા પણ ઘણી મોટી તોપો જે કે ફેરવી શકાય એમ નહોતી તે છાવણીમાં મરાઠા ઉપર કામે લગાડવા તૈયાર રાખી હતી.

આજુબાજુ, ખાસ કરીને સુબાની હાર પાસે હાથીઓ રાખ્યા હતા, તેઓના ઉપર તીરવાળા અને બંદુકવાળાઓ ઉભા હતા.

અફગાનો દીનનો અવાજ થતાં સુધી ચુપ ઉભા રહ્યા હતા પણ મરાઠાના રણવાદ્ય વાજી રહ્યાં હતાં, જયગર્જના થઈ રહી હતી અને હવામાં બંદુકોના બહાર ઉડી રહ્યા હતા.

આવી રીતે મુસલમાન લશ્કર ૮૦૦૦૦ થી ૯૦૦૦૦ ની સંખ્યામાં ૭૦-૮૦ તોપો સાથે હતું.

મરાઠાના ૭૦૦૦૦ ઘોડેસ્વાર હતા, ૩૦૦૦૦ પાયદળ લશ્કર હતું અને ૧૫૦ તોપો હતી. ૫૦ તોપો છાવણીમાં રાખી હતી. મરાઠા લશ્કર અફગાનો તરફ ધીમે ધીમે આવવા લાગ્યું. ઈબ્રાહીમ ખાને લશ્કરને હમણા આગળ દોરચું હતું અને દામાજી ગાયકવાડ ઉટીખાન પછવાડે લાગ્યો હતો. તેના ૧૦૦૦૦ માણસોની ચાર ટુકડી બનાવી હતી, તેમાંની બે આગળ ચાલતી હતી અને બે પાછળ ચાલતી હતી. તેમની મધ્યમાં ઘોડાવાળું તોપખાનું રાખ્યું હતું અને કેટલાક ઝડપથી તોપ ફોડી શકે એવા તોપચી હતા. તેની પછાડી ગાયકવાડના નાના ઘોડેસ્વાર હતા. વચમાં ઉંટોનું તોપખાનું ચાલતું હતું, તેની પાછળ વીંચુરકરની ટુકડી અને મરાઠાની બાહાદુર ખાસ પાગા હતી ને તેના ઉપરી ભાઉ અને વિશ્વાસરાવ પંડે હતા. તેની સાથે ભગવો ઝંડો જસવંતરાવ પવાર, સમશેરબહાદુર અને નાના માનકરી તેમજ પુનાવાળા હતા. તેઓ ઘોડેસ્વાર અને સારા હથીઆરવાળા હતા. તેની પાછળ મલ્હાવરાવ અને મલ્હાવરાવની પાછળ જંકોજી અને માહાદાજી સીંધીઆની પાગા હતી.

આપણે મરાઠાના લશ્કર સંબંધી વારંવાર વર્ણન કર્યું છે સબબ તેના વિશેષ બ્યાનની જરૂર નથી. સબબ માત્ર થોડી ખાસ બાબતજ લખીએ છીએ. કવાયદી ઘોડેસ્વાર શીવાય, સમશેરબહાદુ-

રના ઘોડેશ્વાર, રજપુત લશ્કર, સોંડીઆ, નાગાઓ અને માહાદાજીના હાથ નીચેના મુસલમાની લશ્કરમાં ઘોડેશ્વાર અને પાયદળને જુદાં પાડ્યાં નહોતાં. તેઓ બંને ભેગાં ચાલતાં હતાં અને તેમની પાસે બંદુક, તરવાર, ભાલા, ઢાલ વગેરે હથીઆરો હતાં. તેના દુશ્મનો કરતાં મરાઠાઓનું શરીરી બળ સાધારણ રીતે ઓછું હતું. પણ તેઓની સહનશીલતા અને હથીઆરો વાપરવાની ચાતુરી તેના દુશ્મનો કરતાં સરસ હતી. મુસલમાન લોકો લડાઈ સુધી હમેશ મોજ મજા કરેછે અને આ લોકો ઘોડા કેળવવામાં, તીરંદાજી અને ગોળીબાર કરવામાં પોતાનો વખત કાઢે છે.

## પ્રકરણ ૩૬ મું.

### જયભવાની

દુશ્મનોએ વખાણવા લાયક તૈયારી કરી રાખી છે એવું જ્યારે દખણીઓએ જોયું ત્યારે તેઓની છાપો મારવાની ગોઠવણ તો પડતી રહી અને તેઓએ પોતાની વ્યવસ્થામાં ફેરફાર કરવા માંડયો. અત્યાર સુધી તેઓનો જે મુખ્ય વિભાગ આગળ વધતો હતો તેણે પોતાનાં પગલાં ધીમાં પાડયાં અને તેની પછવાડેની હાર જમણી તરફ મરડાઇ, જમણી બાજુ એક સલંગ હાર કરવા માટે ઉતાવળા જવા લાગી. આ રીતે તેઓ ધીમે ધીમે ડાબા જમણા સામસામા થઈ ગયા. જેવું ઉટોનું તોપખાનું ને મોટી તોપો વગેરે કુચના દરમિયાનમાં જમણી બાજુ ગોઠવાયાં કે તરતજ તેઓએ અફગાનો ઉપર તોપોનો મારો શરૂ કર્યો. અફગાનોએ સામેથી પણ તોપો છોડવા માંડી. હિંદિ તોપખાનાની દેશી તોપો બહુ ધીમે ધીમે કામ કરતી હતી. બંન્ને વચ્ચેનો તફાવત ઘણો હતો તેમજ તેઓની વચ્ચે કાંઇ કિલ્લા જેવું નહોતું અને દક્ષણીઓ આગળ વધતા જતા હતા સબબ બંનેથી પોતાની વ્યવસ્થા બરાબર થઇ શકી નહીં. અહીંઆ એક મોટા ગોળાથી હારો તુટતી હતી. ઘોડાઓ તોફાન કરતા હતા પણ તેથી બંને દુશ્મનોમાં કાંઇ જાણવા જોગ નુકશાન થતું નહોતું. આ રીતે તોપોના ધુમાડા વચ્ચે મરાઠાઓએ કવાયદી પાયદળ, રોહીલાઓથી ૩૦૦ વાર છેટે આવી પોહોંચ્યું ત્યાં સુધી આગળ વધારો કર્યો કીધો.

અહીંઆ ઇબ્રાહિમખાન, પોતાની જગ્યા ઉપરથી દોડી આવી, હાથી ઉપર બેઠેલા ભાઊ અને વિશ્વાસરાવને તરવારથી સલામ કરી

દુશ્મનો બતાવી બોલ્યો:—

"પરશુરામ અવતાર! હું મુસલમાન છું, મરાઠા નથી અને મારા માણસો પરદેશી છે; તમારા લોકો અમારી અદેખાઇ કરે છે અને મને તમારા લશ્કરના ચોકસ આગેવાનોનાં લાગતાં વચનો સાંભળવાં પડે છે. તે બધા કલંકો દૂર કરવાનો તેમજ મારા માણસોના હકને માટે અને પગારને માટે મેં આપને જે વારંવાર ખીજવ્યા છે તેનો બદલો આપવાનો ઇશ્વરકૃપાથી વખત આવ્યો છે તો મઉલા માલક, હવે તમે જોશો કે અમને આપેલા પૈસા પાણીમાં ગયા નથી! મને લડાઇનો હુકમ છે?"

"હુકમ છે"–ભાઉએ હોદાપરથી તરવાર હલાવતાં બુમ પાડી. –"લોહીની તરસી માતાજીને નામે લડાઇ કરો"

"જય ભવાની" વિશ્વાસરાવે બુમ પાડી અને એ ગર્જના બધા મરાઠા લશ્કરે ઉપાડી લીધી અને ઇબ્રાહીમખાન પોતાની અસલ જગ્યાએ આવી ઉભો. તરતજ તેણે હલકું તોપખાનું આગળ કાઢ્યું અને ચાલાક તોપચીઓએ રોહીલાઓ ઉપર ઝડપથી મારો ચલાવ્યો. થોડા વખત પછી તરતજ તેની હારના બીજા અગેવાનો તરફથી ભારે તોપોનો મારો શરૂ થયો.

રોહીલા લશ્કરીઓ આ ભારે મારા આગળ ટકી શક્યા નહીં અને એકદમ પાછળ હઠયા અને તેમની પાછળના લોકોની વચ્ચમાં ન ધારેલી રીતે ઘુસવા લાગ્યા.

કાપાકાપી અને ગભરાટ ભયંકર હતો અને શોર કાન ફાડી નાંખે એવો હતો. આટલું છતાં તેના કુદરતી પરાક્રમી નાયકને લીધે તેઓને આ મારો સહન કરવા અને જરા પણ જગ્યા ન છોડવા ફરજ પડી. તેઓ પોતાના સાથીઓના મુડદાના ઢગલા ઊપર ગર્જના કરતા સહનતા રાખી ઊભા રહ્યા અને જેવા બરખુદારખાન અને અમીરબેગ જે કે પોતાના છેડાની જગ્યાથી ખસી, તોપોના મારાથી પોતાના લશ્કરને બચાવવા અહીંઆ આવ્યા કે તેઓએ આગળ કવાયદી પાયદળ ઉપર હલ્લો કરવા ધસારો કર્યો; પણ આ ધસારો ઇબ્રાહીમખાનની કેળવાયલી તોપખાનાની ટુકડી આગળ નકામોજ હતો. જેવા રોહીલાઓ ગારદીઓની આસપાસ છાતી ઉપર આવી ઉભા કે ઇબ્રાહીમખાને ડાબી બાજુની ટુકડીની હાર કરી લીધી અને રોહીલાઓને એકદમ, જેમ આગળ આગળ કચરો સાફ થઇ જાય તેમ સાફ કરી મુક્યા. આટલું છતાં કરેલા પ્રયત્ને કેટલોક ફાયદો કર્યો; કારણકે તેમને હાર કરતી વખતે કેટલીક તોપો છોડવી બંધ

કરવી પડી હતી અને આથી હારીજરહમત અને અહમદખાન અંગસ જે ૮૦ વાર દૂર હતા તેઓ તેમના માણુસો સાથે મળી જઈ એક ભયંકર હલ્લો કરવા ફતેહમંદ થયા.

આ હલ્લો બહાદુરીથી અને સારી રીતે કરવામાં આવ્યો હતો. રોહીલાના આખા લશ્કરના માણુસો હાથમાં તરવાર લઇ, દીન દીનના પુકારો કરી દુશ્મનો ઉપર તુટી પડયા અને સંગીનોની વચમાં ધસ્યા. હારની આસપાસ સામે ધસતાં તેઓએ કેટલાક તોપચીઓ અને તોપખાનાના ઘોડાઓને કાપી નાખ્યા હતા. ઇબ્રાહીમખાન પોતે, તેનો ઘોડો કપાઇ જવાથી, એક સીપાઇએ સામે આવતા માણુસને સંગીનથી વીંધી નાખ્યો ન હોત તો, ભાગ્યેજ બચી શકત. જેવો સીપાઇએ એક દુશ્મનને સંગીનથી વીંધ્યો કે ઇબ્રાહીમખાને બીજાને પીસ્તોલથી ઠાર કર્યો. પાછલી હારમાં સીલક રાખેલી મોટી તોપોએ હમણુા મુસલમાનોને ઘાસની માફક જમીન ઉપર સુવાડી દીધા ન હોત તો ઢાલ અને બખતરીઓ સામે સંગીન નકામી થઇ પડત. જ્યારે દુસ્મનોનું આગળ વધવું અટકયું ત્યારે વગર ઢીલથી ચલાવવામાં આવેલા બંદુકના મારાથી ઘાયલ થયલા બીજા દુશ્મનો પણ જમીનપર પડયા ને તેઓ એકાએક નાઉમેદીથી પાછા ફર્યા. પાસેની હારમાંથી તોપો શરૂ રાખી અને બંદુકો પણ પાછી શરૂ કરી ને ઇબ્રાહીમખાને પોતાના લોકોને સંગીનથી આગળ વધવા હુકમ કર્યો. પાછલી હારમાંથી તોપો ફોડવી બંધ કરી, હારીજરહમત અને બરખુરદારખાનનો પ્રયત્ન મિથ્યા થવાને લીધે ને તેઓ ભાગવા લાગેલા હોવાને લીધે દામાજી ગાયકવાડે પોતાના પાયદળ લશ્કરને જયગર્જના કરતું આગળ કાઢયું. મુસલમાનોની જમણી હાર ભાંગી અને તેઓમાં ગભરાટ થઇ રહ્યો. થોડા છાવણી તરફ ભાગ્યા પણ મોટો ભાગ આફત ને દુઃખને લીધે જમના તરફના રસ્તાએ પોતાના ઘર તરફ નાઠા. અને ભાગતા આશામીઓ ઉપર દક્ષણી ઘોડેશ્વારોએ કરવા માંડેલી ભાલાની રમતના ભોગ થઈ પડયા.

જય, આશા અને ઉમેદના દેખાવમાં મરાઠા લશ્કરના ભાઉ અને વિશ્વાસરાવના હાથ નીચેના કેટલાક માણુસો શાહવલીના અફગાનની સામે જવા ધસ્યા.

રોહીલાઓના પાછા ફરવાથી જમણો ભાગ તદન સાફ થઈ ગયો હતો તેથી ફતેહમંદ ઇબ્રાહીમખાન પોતાના લશ્કરને, જોસ્સામાં આવી પાછું વ્યવસ્થિત કરવા કામે લાગ્યો હતો અને જો દામાજી પોતાના માણુસોને લઇ સામેના અફગાનો ઉપર હલ્લો કરવા પાછો

ન ફરતાં, તેઓ બંને સાથે આગળ વધ્યા હોત તો, ગારદીના બંદુ-ફના મારાથી અને તોપોથી અને સામી તરફના બાકીના હલ્લાથી વ ઝીરને પાછું ફરવું પડતજ. હમણા ઇરાન, તાતાર અને હિંદુસ્થાન-માં દુર્રાનીના હાથ નીચે લડેલા બળમાં, શકિતમાં અને ઝડપમાં વધારે મજબૂત અફગાનો, પોતાની જગ્યા ન છોડવા તૈયાર ઉભા હ-તા અને તેઓએ બધો હલ્લો ખમવા નકી કર્યું હતું.

અંગ્રેજોની માફક મરાઠા લશ્કર બહુ ઝડપથી આગળ વધ્યું નહોતુ છતાં તેઓએ કરેલી ઝડપ ઓછી નહોતી. તેઓ આ વખતે સર્વ ભાન ભુલી ગયા હતા અને મરવું કે ફતેહ મેળવવી એજ ઠરાવ પર આવ્યા હતા. તેઓમાંના કેટલાકની પાઘડી વીખાઈ ગઇ હતી અને તેના આંટા ગળામાં આવી પડયા હતા છતાં તેની પણ દરકાર કરતા નહોતા. બધાના ગળામાં હાર અને બધાના અંગ ઉપર કેશ-રીયાં વસ્રો શોભી રહ્યાં હતાં. તેઓની વચમાં ભાઉ ને વિશ્વાસરાવનો હાથી હતો અને ભગવો ઝંડો પણ હતો. આ વખતે સૂર્યના સંપૂર્ણ પ્રકાશથી ઝાકળ સુકાઈ ગઇ હતી અને ઘોડાની ઉડતી ધૂળ આકાશ સુધી ઉંચી ગઇ હતી. મરાઠા જયગર્જના કરતા, રણવાદ્ય વગાડતા અને રણશીંગા અને તુરઇના લડાયક સ્વર સાથે શાહવઝીર તરફ વધી આવ્યા.

ધુળથી થયલા અંધકારને લીધે સામસામા બંને દુશ્મનો આવી લાગ્યા ત્યાં સુધી કોઇએ કોઇને જોયા નહીં અને બનેનો ભેટો થતાં જયગર્જના ને ભાલા, બરછી, તરવાર અને બંદુકોની ગોળીથી સર્વ મેદાન ગાજી રહ્યું હતું અને એક બીજાને કોઇ ભાગ્યેજ ઓળખી શકે એમ હતા.

"અલ્લાહ–હો–અકબર! દીન! દીન!" "જય ભવાની! હરા હરા હરા હરા! મહાદેવ!"

થોડા વખત બાદ ધુમાડા અને ધુળના ગોટાની વચ્ચે સામાવાળા લડતા લડતા મુસલમાન છાવણી તરફ પાછા ખસતા જણાયા. તેઓ નું વજન, બળ અને બહાદુરીની દરકાર ન કરતાં, તેઓના ભારે હથીઆરોથી થતી ખુવારીની દરકાર ન કરતાં, વઝીર અને તેના દિ-કરાના પરાક્રમની દરકાર ન કરતાં હીંદુઓએ અફગાનોમાં ભંગાણ પાંડયું હતું અને અફગાનોને પાછા હઠાડયા હતા.

"જય! જય!" આ ગર્જના હતી—"મ્લેચ્છને મારો, મારો જય–જયા ભવાની!"

શાહવલીએ જ્યારે પોતાના માણુસોને પાછા ફરતાં જોયાં ત્યારે

તેણે પોંચો કરડયો અને દાઢી ખેંચી કાઢી. તેઓને તેણે સોગન દીધા અને શાપ દીધો અને એકાદ બેને તો નીચે પણ નાંખી દીધા. તેના પરાક્રમી પુત્રે પણ તેઓને અટકાવવા તજવીજ કરી પણ બધું નિષ્ફળ. મરાઠાઓ આંધળીઆં કરી તુટી પડયા અને ઇટીખાન જે બે વખત બહાદુરીથી લડયો હતો તેના માણસો બુમ પાડી નાઠા કે સત્યાનાશ વળી ગયું. જેમ બને તેમ ભાગો.

આ વખતે વઝીર, વઝીર પુકારતો એક અવાજ સંભળાયો અને પાછું વાળી જોતાં તેણે કાશીરાયને પોતાની પાસે ઉભેલો જોયો.

"તને શું જોઇએ છીએ હિંદિ!" અફઘાને સામાનું બાયલાપણું જોઇ આ ભયંકર વખતે જેવા શબ્દથી બોલી શકાય તેવા શબ્દોથી કહ્યું.

"તું લડવા આવ્યો છે કે તારા સ્વધરમી લડાઇ જીતે છે તે જોવા આવ્યો છે? ઉઝ-બીલાહી-મીન-ખસ શેતાના (સેતાનથી ઇશ્વર અમને છોડાવે).

"નવાબવઝીર" બ્રાહ્મણે હિંમતથી જવાબ આપ્યો તેમજ તેને કોઈ કાપી ન નાંખે તેની ચીંતામાં આજુબાજુ જોયા કીધું. "મને તમારી હાલત માટે તપાસ કરવા મોકલ્યો છે"

"હાલત"—ઉશ્કેરાયલી હાલતમાં બોલ્યો—"તેને કહો કે મારી હાલત તમને ખુશ કરવાને પણ વધારે ખરાબ છે! પણ ઇશ્વર માલીક છે અને સત્યનો રક્ષક છે! તેને કહે કે જો તું ખરો મુસલમાન હોય અને કાળા મોંનો દગાખોર ન હોય તો મને મદદ આપ અને ભાઉના ઉપર હલ્લો કર! જાઓ!"

એક વધુ શબ્દ બોલ્યા વગર તેણે પોતાની ઘોડી, પાછા ફરતાં માણસોને ઉત્તેજન આપવા આસપાસ ફેરવી તો તેને જણાયું કે પાછા ફરતા લોકોની સંખ્યા વધવા લાગી છે અને તેની પાસે ભાઉ અને વિશ્વાસરાવનો હાથી, જય! મ્લેચ્છોને મારો! જય ભવાનીના અવાજ વચ્ચે, ડોલતો ઉભો છે.

બેદરકારીથી તેણે ઘોડા ઉપરથી પડતું મુકયું અને બાજુપર પડેલા ઘાયલ સીપાઇઓ માટે પોતાનો ઝભો ફેંકતાં તે ગુસ્સાથી બોલ્યો:—

"બચ્ચાઓ ઇશ્વરને યાદ કરો! કાબુલ ઘણું છેટે છે. તમે ક્યાં ભાગી જશો! અરે તમે અટક ઓળંગતાં સુધી પુસ્ટો સાંભળવાના નથી અને તમારા ગળાં અગર જો કે ખોરટની દ્રાક્ષથી પેહેલાં ભીંજાએલાં છે છતાં તે સુકાઇ જશે."

બધું નકામુ! તેઓ બેદરકારીથી આગળ ચાલ્યા.

"મારો! મારો! તેઓ નાસે છે! તેઓ નાસે છે" વિશ્વાસરાવે હાથી ફેરવી કહ્યું.

"બાપ! બાપ! મારા ઘોડાપર બેસો—ખુદાને ખાતર!" ઉટીખાને પોતાનું લોહીવાળું ભાલું નાખી દઈ હાથથી તેના બાપને પકડીને કહ્યું. જેવું વઝીરે પાછું વાળી જોયું અને ઉટીખાન તેને ઉપર લેવા જોસ્સ કરતો હતો એટલામાં હોદ્દાપરથી વિશ્વાસરાવે અંગ્રેજી નાની બંદુક તાકી કે ઉટીખાનના હાથમાંથી કપડાનો છેડો છુટી ગયો અને તે તેના બાપ આગળ ગબડી પડયો.

"વઝીર! વઝીરને બચાવો!" પાસેના એક બે સીપાઇઓએ બુમ પાડી. વૃદ્ધ માણસ તેઓના હાથમાં પાછો સપડાઈ ગયો પણ તેને પાછો ખેંચી લીધો અને જેવો પેશવાના છોકરાના હાથીનો પગ અફ્ગાન આગેવાનની લોથ ઉપર પડયો કે વીલાયતીઓ જે કે હજી સુધી લડતા હતા તેઓને પાછું ફરવા જરૂર પડી.

---

## પ્રકરણ ૩૭ મું.

### [illegible] લડાઇનો આખર વખત.

વિજય હમણા મરાઠાના પક્ષે જણાયો. તેઓની પેહેલી મુરાદ બર આવી ને જમના તરફનો રસ્તો સાફ થયો અને જો તેઓ બાકી રહેલા એકસંપ સાથે ઝડપથી હલ્લો કરે તો મુસલમાનોને જમણી બાજુથી ડાબી બાજુ આવવુંજ પડે અને લડાઇની જગ્યા મુકવીજ પડે. જમણી બાજુની હારને ખરેખરી હરાવી હતી અને તેમાંના બાકીના જેઓ હજી લડતા હતા તેઓને તેઓની આગલી જગ્યા ઉપર પાછા હઠાવી દીધા હતા. ભાઊ અને વિશ્વાસરાવના મરાઠા જેઓએ કે ઉત્તર તરફના મોખરા ઉપર હલ્લો કરી દુશ્મનોને પશ્ચિમની બાજુએ હાંકી કાહાડયા હતા તેમની સામે લડાઇ તરી રહી હતી.

પણ લડાઈનું પરિણામ જેના ઉપર લટકતું હતું તે સુજા-ઉ-દૌલાનું લશ્કર હતું અને ચમત્કારી સંમતિથી લડાઇની અંદર એક બીજાનું લશ્કર સામસામે કામ કરે છે એમ પણ જણાતું હતું. નવાબ વઝીર જેના મનમાં એમ હતું કે સાધારણ નુકશાનીથી પણ મરાઠાની જીત થવી જોઈએ કારણ કે તે, મલ્હાવરાવ અને તેના ભાઈ નજીબા વચ્ચે "મલ્હાવરાવે ત્રાહિત તરીકે રહેવું અને નજીબાએ તેને ના_

સી જવામાં અડચણ ન કરવી" આવા થયલા કરારની સામે હતો. આ ઉપરથી ખુલું સમજાય છે કે આ બે આગેવાનોએ ઉલટથી ભાગ ન લેવા ઇચ્છું હતું. એટલું તો ખરૂં કે દેખાડવા ખાતર તેઓ આગળ વધતા હતા અને પાછા ફરતા હતા, પણ તેઓ આખર સુધી હુમલો કરતા નહોતા કે વધારે પાછા હડવાનું ચાલુ રાખતા નહોતા અને તેથી તેઓ એક બીજા સામે ગોધાટ માત્ર, તેમની સામેના માણસોના અચંબા વચ્ચે, કરી રહ્યા હતા. તેઓ તેઓના મનમાં આટલું છતાં સમજતા હતા કે આવો એક રાજ્યકિય પુરૂષ અને પ્રખ્યાત ધેરીલા સરદાર આમ કરવામાં કાંઇ લાંબી આશા રાખતા હશે. આટલું છતાં મોટા ને બીન કવાયદી લશ્કરમાં કેટલાક તેજી પુરૂષો હતા કે જેઓ કીર્ત્તિ અને લોહીને સારૂ તલપી રહ્યા હતા તેઓને તે અટકાવી શકાયા નહીં. કેટલીક ટુકડી ગઇ, હલ્લો કર્યો અને પાછી હાંકી કઢાઈ. છુટા છવાયા લડવૈયા એક બીજા સામે પોતાના હથીઆરો વાપરતા હતા, પણ લશ્કરનો મોટો ભાગ ફતેહમંદીથી એક બીજાથી દુર રાખવામાં આવ્યો હતો અને તેઓના આગેવાનો એક બીજા સામે, લડાઇના પરિણામ ઉપર રાહ જોતા ઉભા હતા.

વઝીરના લશ્કરની જગ્યાએ એક પળબાદ ખાસ પાગા ધુળ અને ધુમાડામાં હાથી અને ભગવો ઝંડો, માત્ર જણાતા હતા પણ કોણ જીત્યું છે અને કોણ હાર્યું છે આ નકી થઈ શકતુ નહોતું.

સુજા-ઉ-દૌલ્લા ખરી બાબતના સંબંધમાં શકમંદ હતો અને તેથી તેણે કાશીરાયને તપાસ કરવા મોકલ્યો હતો. બ્રાહ્મણે આવી સુજા-ઉ-દૌલ્લાને ખબર, આપી અને પાછા ફરતા લોકોથી તેમની ખાત્રી થઇ ત્યારે તેણે ભાઉને બીજો સંદેશો મોકલી કહેવરાવ્યું કે સુજા-ઉ-દૌલ્લાની મિત્રાઈની ખાત્રી રાખવી અને તે તમારી જીતને માટે તમને મુબારકબાદી આપે છે. સંદેશો લઇ જનારો પાછો આવ્યા બાદ નવાબ વઝીર પોતાની ઇચ્છા બર આવવાના ખ્યાલમાં પડયો હતો. છતાં તેણે પંદર મીનીટ વધારે ખોટી થવા તેની હમેશની રીત મુજબ, દુરસ્ત ધારયું. અને જ્યારે ફરીથી આ વખત વહ્યો ગયો. અત્યારે તે પોતાના ડહાપણને લીધે પોતાનાં વખાણ કરવા લાગ્યો ત્યારે લડાઇએ બીજું રૂપ લીધું હતું તેથી તેને પોતાની ધારણા પ્રમાણે કામ લેતાં ખોટી થવું પડયું. તેના આશ્ચર્યની વચ્ચે કેટલાક કારણને લીધે, તે એક ડગલું પણ ખસી શકે એમ નહોતો તેવા વખતમાં, મલ્હારરાવનું લશ્કર પ્રથમ પાછું ફરતાં અને પાછળથી તેની સામે

કારગબંધ થતું તેણે જોયું. સુજા-ઉ-દૌલ્લા નજરે જોયેલાને પણ ભાગ્યેજ માની શકયો અને તેના માણસોએ તેની પાછળ લાગવા જ્યારે કહ્યું ત્યારે તેણે પોતાની અસાધારણ યુકિત પાર પાડવા ત્યાંજ પડી રહેવાનું દુરસ્ત વિચાર્યું. આ પ્રમાણે હમણા હતું. વઝીરોના માણસોને પાછા હઠાવતા હઠાવતા મરાઠાઓ, શાહના લાલ તંબુ નીચે જ્યાં ફાલતું લશ્કર રાખ્યું હતું તેની સામા આવી લાગ્યા. સદાશિવરાવ ભાઉ કે જે આટલી લડાઇ લડયો હતો તે ધુળ અને ધુમાડાની વચ્ચે કેટલા જોખમ માં તેઓ આવી પડયા હતા આ હાથીના હોદાપર બેઠાં બેઠાં વિચાર્યા વગર રહી શકે એવો નહોતો પણ તે શું કરે ? ઇબ્રામહીમખાનનું લશ્કર અગર જો કે વિજયી હતું છતાં તેઓની થયલી ખરાબી અને તેઓને લાગેલા થાકથી એટલું તો બેજાર થઈ ગયું હતું કે તે હજી સુધી તેણે જીતેલી જગ્યાપરજ પડયું હતું અને તે તેની પાસે આવી શકે એટલું પાસે પણ નહોતું. દામાજીનું લશ્કર જમના તરફ પાછા ફરતા રોહીલાની પછવાડે લાગતાં એક માઇલ દૂર નીકળી ગયું હતું અને સદાશિવરાવે પોતાને દુશ્મનોની નજીકમાં જોઇતી મદદનો વિચાર ન કરવામાં ભુલ કરી હતી. પાણીમાં બુડતો માણસ મોજાંને પકડી બચવા પ્રયત્ન કરે તેમ તેને એક ઉપાય સુજ્યો. સુજા-ઉ-દૌલાનો માણસ જે કે હમણા તેની પાસે સંદેશો લઇ આવ્યો હતો તેથી તેનાપર વિશ્વાસ રાખવાનો આ વિચાર હતો અને તેથી તેણે સુબાના લશ્કર સામેથી હોલકરને ખસી જઇ તેની પોતાની આસપાસના અફગાનના ફાલતુ લશ્કર તરફના હુમલા સામે બચાવ કરવા હુકમ કર્યો. આ વિચાર ઘણો સ.રોજ હતો અને જો મલ્હારરાવ નિમકહલાલીથી વરત્યો હોત તો, પાણીપત મરાઠા બળની એક ઉત્તમ નીશાની થઇ પડત અને સદાશિવરાવ ભાઉનું નામ અમર થઈ જાત, પણ ભાગ્યે બીજુંજ રૂપ લીધું. રાતા તંબુ ઉપરથી ખુરાશાનનો બાદશાહ હુકો પીતાં પીતાં આતુર નજરથી બધી હીલચાલ જોતો હતો. તેણે ગારદીનો ધસારો માનની નજરેથી જોયો, તેણે રોહીલાની હાર જોઇ અને દામાજી છાવણી તરફ ન આવતાં આગળ ગયો તેથી કેટલોક ખુશી પણ થયો. આથી વધારે તે દુરબીનથી પોતાના લોકોની લડવાની શકિત, તેઓના હથીઆરનો મારો, તેઓનું ઘાયલ થવું, ગભરાવું અને એ વીગેરે સર્વ દેખાવ જોયા કરતો હતો. જેઓ તે પોતાની જગ્યાપરથી દાંત પીસી, તીણી આંખે જોઇ ઉભો થવા જતો હતો એટલામાં મરાઠા લોકોએ તેના ફાલતુ લશ્કરને દબાવી દીધું છતાં તેણે મદદ કરવા કાંઇ નીશાની

કરી નહીં. જ્યારે શાહવલી પાછો હઠવા લાગ્યો ત્યારે તેના કેટલાક માણસોએ, તેને વઝીરને મદદ કરવા હુકમ આપવા વિનવ્યો.

"આ બાબતમાં તમારી સલાહ હું પુછતો નથી" શાહે નરમાશથી કહ્યું. 'તે મારા ઉપરજ રહેવા દો. ઇશ્વર તેઓના લોકો માટે તેની મરજી પ્રમાણે સર્વ સારૂંજ કરશે. તમારી જગ્યાએ જાઓ અને જ્યારે હુકમ થાય ત્યારે લડવા તૈયાર રહો."

જેવા તે પાછા ગયા કે બીજથી એક સ્વાર, ઘોડાપર ધુળથી ભરેલો, શાહને પુછતો પુછતો આવ્યો અને ઘોડાપરથી નીચે ઉતરી પોતાના જખમ બતાવી શાહને સલામ કરી.

"દુનિયાના ખાવિંદ!" તેણે કહ્યું-ઇશ્વરને નામે વઝીર મદદ માંગે છે! ઉટીખાન ધાઝી થયો છે!"

"ત્યારે તો તે સ્વર્ગમાં ગયો અને તેની માની કુખને શોભાવી" શાહે જવાબ આપી હુકાની એક બીજી ફુંક લીધી.

આપણી કહેલી હકીકત બની એટલામાં બાદશાહ એકદમ ફગભર થયો અને તેનું દુરબીન ડાબી તરફ ફેરવ્યું. ત્યાં પણ લડાઇ ગરમાગરમ હતી પણ ધુમાડા અને ભારે તોપોના અવાજથી તેણે જાણ્યું કે માહાદાજી અને જંકોજી સીંધીઆની સામે હજી નજીબ-ઉ-દોલા ટકી રહ્યો છે. સામે જોતાં તેને જણાયું કે મરાઠાઓ ફાલતુ લશ્કર ઉપર હલ્લો કરવા તેના લશ્કરને એકઠું કરે છે. નવાબ વજીરની આસપાસના ધુમાડા અને ધુળથી તે બરાબર સમજી શકયો નહી કે સુજા-ઉ-દોલા શું કરે છે. ઇબ્રાહીમખાન જમણી બાજુએ થોડી ઘણી રીતે વ્યવસ્થાથી ઉભો હતો છતાં તે ફાલતુ લશ્કર તરફ થોડા ગોળા નાખવા ઉપરાંત વધુ કરી શકે એવી હાલતમાં નહોતો. બંને બાજુનું ભારે તોપખાનું ડાબી બાજુના છેટેના તોપખાના શીવાય જ્યાં નજીબ-ઉ-દોલા ને સિંધીઆ લડતા હતા ત્યાં હતું તે પણ શાંત હતું. મરાઠાઓએ, જ્યારે શત્રુ અને મિત્ર એકત્ર થયા અને મિત્ર સુજા-ઉ-દોલાના તરફથી તોપો ફુટવી બંધ થઇ ત્યારે તોપો, આગળ વધવાની ઝડપમાં, પાછળ મુકી આવ્યા હતા. ભાઉ સાહેબની આસપાસ મોટા ભાલાવાળા મરાઠા ઘોડેશ્વારો એકઠા થાય છે તેનું શું કારણ છે!

બાદશાહ હજી સુધી શકમાં હતો એટલામાં તો નજીબ-ઉ-દોલા તરફથી સંદેશો આવ્યો.

"બાદશાહને કહો!" જેવો સંદેસો લઇ જનાર દોડયો કે નજીબ-ઉ-દોલાએ કહ્યું કે "આ તરફની બાજુની કાંઇ ફીકર જેવું ન

થી. ઇનશાહ અલ્લાહ ! અમે તેમને મારી કાઢયા છે અને તેના કાૂ-ળા મોં થયાં છે ! વળી તેમને કહો કે મલ્હાવરાવ તરફથી હમણાજ એક માણસ મારી પાસે આવ્યું હતું અને તેણે કહ્યું છે કે તે પાછો ફરવાની તઇયારીમાં છે અને આપણે તેને જમના તરફના રસ્તે પાછા ફરતાં દુ:ખ દેવું નહીં. મારા ખાવીંદ બાદશાહ જાણે છે કે તે મારા ઉપર વિશ્વાસ રાખે છે અને હું જાણું છું કે હું હોલ્કર ઉપર વિશ્વાસ રાખું છું. તે મારા માથા સાટે છે અને સારી જહાનના આધાર બાદશાહે મારી સલાહ પ્રમાણે વર્ત્તવું!"

અહમદશાહે ઉપર કહેલા મરાઠાના લશ્કર તરફ તરતજ નજર કરી તેઓ તેની આસપાસ આવવા ફરતા નહોતા પણ ઇબ્રાહીમખાનની ટુકડી પછવાડે જવા ફરતા હતા તેણે દુરબીન માંડી જોયું અને હોલ્કરનુંજ તે લશ્કર છે એમ ઓળખ્યું.

આટલુંજ બસ હતું. તેણે દુરબીન પડતું મુક્યું અને ઘોડો લાવવા હુકમ કર્યો.

"શાહ પસંદખાને કહો કે તે વઝીરને મદદ કરવા આગળ વધે. તુગ્લબેગ ઉસબકને મારા રક્ષક તરીકે રહેવા દો અને જેઓ શાહવલીમે મદદ કરવા છાવણીમાં તલપી રહ્યા છે તેમને તે બહાર લાવે. મહમદઅઝીઝ સ્વાર થઇને સુજા ઉદ્દૌલાને કહે કે તે જો વધારે સારી રીતે નહી વરતે અને દુશ્મનોની મદદમાં લાગશે તો, નાદીરના માથાના અને મારા દીકરાના સોગન લઇ હું કહું છું કે હું તેને દુશ્મન ગણીશ!"

આટલી સુચના સાથે તે તેની પાસે આવેલા ફાલતુ લશ્કરમાં જોડાવા સવાર થયો.

---

## પ્રકરણ ૩૮ મું.

### બેવડા ફસાયા.

આગલા ચાર પ્રકરણોમાં આવેલી બાબતે ધાર્યા કરતાં કેટલીક અગતય જોગ બાબતને લીધે લડાઇના કામમાં વધુ વખત લીધો છે. હમણા મધ્યાન થઇ ગયા હતા અને ધુળની ગીરદથી આકાશ છવાઇ ગયું હતું. બપોરની ગરમી પણ ધુળ, તરસ, જખમ અને થાકની સાથે પીડાકારક થઇ પડી હતી. જે લોકોને ઇજા થઇ નહોતી તેઓ પણ તેઓનાં ફેફસાં દારૂના ધુમાડાથી ભરાયલાં હોવાથી અને મોં

રેતીથી ભરાયલું હોવાથી ભાલા અને તરવારની મુઠ્ઠી પટીક ચુસવાને જાણે તૈયાર થયા ન હોય તેમ જતી બચાવ અને શાંતિ માટે પાણીની બુમો પાડતા હતા. બને બાજુની બુમો ધીમે ધીમે બંધ પડવા લાગી. બંનેથી બુમ પાડવાનો પણ વખત ગુમાવી શકાય એમ હમણા નહોતું. થોડો થોડો તોપોનો મારો શરૂ થયો હતો. નાની બંદુકો અને પીસ્તોલો જે થોડો વખત મળ્યો હતો તેમાં પાછી ભરી હતી તે છુટવા લાગી હતી. આટલું છતાં મરવા પડેલા હાથીઓની, ઘોડાના પગ નીચે દબાતા ઘાયલોની, દુઃખ અને મરણના ભોગ થઇ પડેલા દુઃખીઓની બુમો, એક બીજા પરસ્પર હાથોહાથ તરવાર, ભાલા, બરછી અને એવા બીજા હથીઆરોથી સામ સામા આવી ગયા ત્યાં સુધી સંભળાયા કરતી હતી. આવા દુઃખમાં દક્ષણીઓથી, આગળ ઝપાઝપ અને દ્વંદ્વ યુદ્ધમાં જે લાભ મેળવ્યો હતો તે મેળવી શકાયો નહીં. ધસતા મિત્રો અને શત્રુઓની ભીડમાં તેઓને પોતાના ભાલા વાપરવા અવકાશ ન મળવાથી તેઓએ પોતાના ભાલાઓ ભાંગી ફેંકી દીધાં હતા અને બારીક ધારવાળા ધુપ અને કુદ્દી તેઓએ દુશ્મનોની પુસતની સામે તૈયાર રાખી હતી. બીજી બાજુ ઉત્તરવાળાના ઉંચા, જંગલી અને જુસ્સાદાર ઘોડાઓ આગળ ધસી મરાઠાના કાઠીઆવાડી અને ભીમથરી નાજુક ઘોડાને લાતોથી હેરાન કરતા હતા અને અફગાનોના ગુર્ઝ અને શુબર જાતના હથીઆરોથી ઘોડાઓને જખમી કરતા હતા અને ઉશ્કેરાયલા પણ થોડી શક્તિવાળા દક્ષણીને મારી કાઢતા હતા. આ બધુ છતાં દક્ષણીઓ હજુ સારી રીતે લડતા હતા, તેઓની સંખ્યા વધારે હતી, તેઓ હાલના જયથી અને આજનો દિવસ તેમનોજ છે એવા આશામાં, મગરૂર હતા અને તેથી મરવું કે જય મેળવવો એવા નક્કી ઠરાવથી દુશ્મનો ઉપર હાથ કરવા ધસતા હતા. તેઓ વળી હમણા મારવા કરતાં આગળ ધસવામાંજ સાર જોતા હતા અને આગળ ધસતાં ઘોડેસ્વાર દુશ્મનોને બરછી અને ભાલાથી પાયદળ લશ્કર ચીરી નાંખતું હતું અથવા તો ઘોડાપરથી સ્વારને હડસેલી નાંખતું હતું. આપણે જોયું તે પ્રમાણે અફગાનોએ આશા છોડવા માંડી હતી છતાં તેઓ ફતેહ કે કીર્તિની આશા વગર ધર્મના ઝનુનમાં લડતા હતા. આટલા વખત સુધી ઉશ્કેરાયલા મરાઠાઓએ જીવના જોખમે આગળ ધસવું શરૂ રાખ્યું હતું.

પણ આ હાલતના દરમીયાનમાં સદાશીવરાવ જેનો હાથી તેના ભત્રીજાની હાથીની સાથે હતો તેણે તેના ભત્રિજાને બુમ મારી, તે-

ઓની સામે થવા આવતાં નવા અફગાન લશ્કર તરફ તેનું ધ્યાન ખેંચ્યું અને તરતજ તે વખતમાં તો દીન દીન કરતું ખુદાઈફોજ અલ્લાહદાદખાન ગીલઝાઇ અને ઉમરખાન યુસફઝાઇના હાથ નીચેનું ફાલતું લશ્કર ડાબી બાજુએ આવી પોહોંચ્યું. આ વખત એક પળ પણ ગુમાવવાનો નહોતો.

ભાઉસાહેબે તેના લશ્કર તરફ જોયું.

મલ્હારરાવ, સામે આવનારા નવા દુશ્મનોની સામે થવા તેની આસપાસ આવવાને બદલે ઇબ્રાહીમખાનની કવાયદી ટુકડી પછવાડે પૂર્વ તરફ જતો જણાયો. ભાઉએ ગુસ્સામાં દાંત કચકચાવ્યા.

"વર્ણસંકર!" તેણે બુમ પાડી અને તરતજ મોટેથી પાસેના મરાઠા ઘોડેશ્વારને હાક મારી.

"આનંદરાવ નીંબલકર!"–તેણે બુમ પાડી– "મલ્હારરાવને એક દમ આપણી તરફ આવવા કહો ને ન માને તો મારી વતી કહો કે–મેં જે કહ્યું છે તે કરવા યાદ રાખજે" એટલુંજ. તમારી જીંદગી માટે જાઓ!"

વિશ્વાસરાવને ડાબી બાજુના લશ્કરને વ્યવસ્થિત કરી બાદશાહના આવતા ફાલતુ લશ્કર સામે થવા પ્રયત્ન કરવા મોકલી ભાઉ આનંદરાવ, મલ્હારરાવને મળ્યો ત્યાં સુધી આતુરતાથી જોતો ઉભો રહ્યો. આ તેનો છેલ્લો પ્રયત્ન હતો–હોલ્કર શરમ પામશે ખરો? મીનીટે. પછી મીનીટો જતી રહી. આનંદરાવે સંદેશો તો કહ્યોજ હશે. શું તેની ટુકડી પાછી ફરતી હતી? ના. તેણે ઝપકી આજુબાજુ જોયું તો "યાઅલી! યાહુસેન!" ની બુમ હિંદુસ્તાની લડવૈયાઓની સાંભળી. તેણે સુજા–ઉ–દૌલ્લાના લશ્કરીઓ જેઓ હમણા સુધી શાંત હતા તેઓના હથીઆર નજરે જોયા ત્યારે તેના મનમાં એમ પણ આવ્યું હશે કે તેણે સુજા–ઉ–દૌલ્લાનો વિશ્વાસ કર્યો એ ખોટું કર્યું. હમણા સુજા–ઉ–દૌલ્લાનું લશ્કર આસુદ-ઉલ્લાહ સાથે તેના જમણી તરફના લડવૈયા ઉપર યા હોમ કરી પડયું! બેવડા ફસાયા, કાપી નાંખો, હારી ગયા છીએ, તેણે જોયું કે બધું ગુમાવ્યું છે.

"વિશ્વાસરાવ તરફ હંકારો!" તેણે માવતને બુમ પાડી અને તેણે વિશ્વાસરાવ તરફ તેનો હાથી હંકાર્યો.

અત્યાર સુધી વિશ્વાસરાવ જો કે હોદા ઉપરથી દુશ્મનો સામે બંદુક ફોડતો હતો તેણે જ્યારે તેના કાકા તરફથી શું બન્યું છે એ સાંભળ્યું ત્યારે તેણે બધી આશા મુકી દઈ મરણીઆ મારફ હોદા બહાર ની

કરી લડવા ઠરાવ કર્યો.

"તે ઉપયોગી નથી, કાકા!" તેણે હસીને જણાવ્યું:—

"અહીંઆ રહેવું એ પાંજરામાં પડેલા પોપટ માફક પકડાવા જેવું છે. આપણું માથું આપવાનો ખરેખરો વખત આવ્યો છે અને આજે બાલાજીરાવને ગઇ કાલના કરતાં એક પુત્ર અને ભાઈ ઓછા હતા એમ થશે. વધારે સારૂં તો મરવુંજ છે. નીચે ઉતરો, હાથમાં શુરવીરની જેમ તરવાર લ્યો અને દુશ્મનોની સામે થાઓ."

ભાઉસાહેબે બુમ પાડી કે તરત તેની સાથના હજુરીઆઓ એ ઘોડા સાથે આગળ આવ્યા.

"બચ્ચા મને મરવા દે"—સદાશીવરાવે આંખમાં આંસુ સાથે કહ્યું. આ સફેદ આરબી ઘોડા ઉપર તું સ્વાર થા—એ દક્ષીણનો સૌથી ઝડપવાળો ઘોડો છે—અને નાસી જા. તારામાં હજી પરાક્રમ છે અને તેથી તું દગલબાજ હોલ્કર સાથે થઇ જા અને તે તને તેના સાથે સહી સલામત લઈ જશે.!"

"વખત વહી ગયો," હથીઆર ફેરવી યુવાને જવાબ આપ્યો "આપણે સપડાઇ ગયા છીએ અને એમ ન હોય તો પણ મરાઠાઓ, વિશ્વાસરાવ એક કુતરા માફક પાણીપતમાંથી નાસી જાય તો તેને ભાવણીમાં કદી ગાશે નહીં. મેં સોગન નહોતા ખાધા કે જો હાર્યા તો હું પણ તમારી સાથે મરીશ?"

જેવો તે બોલ્યો કે ભાવને હાથીને નીચે બેસાર્યો. કાકાભત્રિજા છેલી વખતે ઝડપથી મળ્યા અને હાથમાં તરવાર લઇ તૈયાર રાખેલા ઘોડાપર સ્વાર થઇ, અત્યાર સુધી પોતાના દેશ માટે તેઓએ જે કીર્તિ મેળવી હતી તેને શોભા આપે એવી રીતે લડી મરવા તૈયાર થયા.

આ વખતે આખું લશ્કર ભયથી વાકેફ હતું અને હિંદુસ્થાનની રીત પ્રમાણે બે સરદારો જ્યારે ઘોડાપર સ્વાર થયા ત્યારે તો તેઓ ખરેખરૂં સમજી ચુકયાજ. બધા લશ્કરને મુખ્ય નાયકે હમણા ઝડપમાં વધાર્યું તો પણ તેઓ પુનાવાળાઓની માફક દુશ્મનોના મારાનો ભોગ થઇ પડયા. લોકો ક્યાં નાસી જાય? નીરાશાના દરમીયાનમાં હમેશ જેમ બને છે તેમ તેઓ દુશ્મનોના મારમાં અહીંથી તહીં અને આગળ પાછળ મરણ સુધી અથડાયા કર્યા.

બખ્તરના સુબાના તાજા અને ખીજવાયલા પાસેના બખતરીના સાંગ અને ખાંડા આગળ તે બધું નકામું હતું. કુતુબઉલ્લાહ અને અલ્લાહદાદખાનની સરદારી નીચેના તાજુ લશ્કર અને યુસફઝાઈના

પાયદળના ટીરાંહના માર આગળ બધું નકામું હતું. શાહ પોતે શાબાસી આપતો હતો અને આગળ લશ્કરને વધારતો હતો. હિંદુ અને મુસલમાન પરસ્પર ગુંચવાઇ ગયા. દક્ષણીઓથી ભાગી શકાય એમ પણ નહોતું તેમજ હથીઆર વાપરી શકાય એમ નહોતું છતાં તેઓ પાછા પગલે મરવા કરતાં સામે મરવા આગળના આગળજ ઉભા હતા.

એટલામાં એવું બન્યું કે યુસફઝાઇની ગોળી વિશ્વાસરાવની છાતીમાં લાગી ને તેની તરવાર પડી ગઇ અને તે ઘોડા ઉપર પડ્યો આ જોઇ ભાઉએ ઘોડો ઉભો રાખ્યો.

"બચ્ચા તને કેમ છે!" તેણે ગુસ્સામાં બુમ પાડી.

"મારૂં આયુષ્ય પુરૂં થયું કાકા!" યુવાને ડચકાં ખાતાં તેના સગા તરફ ખેંચાતી આંખે જોઇ કહ્યું અને તે દરમીયાન તેના શરીરમાંથી લોહી ઘોડાની જીનપર થઇ તેના કપડાંમાંથી ટપકવા લાગ્યું.– "અરે મારા બાપ!"

તેણે ઉપર કહેલા માણસને જોયો કે તરત તેનો શ્વાસ બંધ થયો અને તે જીન ઉપરથી દુશ્મનોના ઘોડાની ખરી નીચે પડયો.

"હોલકર અને સુજા-ઉ-દૌલાનાં કાળાં મોં થયાં!" ભાઉએ પાસે ઉભેલા કોઇ ઉપર વેર લેવાની ધુનમાં બુમ પાડી.

ઇશ્વરનો અવતાર આમ બોલી, ઘોડાને એડી મારી, સિંહનું નિશાન જે કે સુજા-ઉ-દૌલ્લા પાસે હતું ત્યાં તરવાર લઇ જુસ્સાબંધ દોડયો. સફેદ આરબ ઘોડાના પાંચ કુદકામાં તે લખનૌના સુબાની આસપાસ ઉભેલા બખતરીઓમાં આવી પોહોંચ્યો જ્યારે તેણે જોયું કે હાથોહાથ સુજા-ઉ દૌલ્લા સાથે તે લડી શકે એમ નથી ત્યારે તરવાર બાજુએ રાખી પીસ્તોલ કાઢી સુજા-ઉ-દૌલ્લા તરફ તેણે ફોડી.

"બેવફા કુક્કર! બેવડા દગલબાજ" તેણે જેવો બંદુકનો ઘોડો ઉચાડયો કે બુમ પાડી.

સુજા-ઉ-દૌલ્લાએ શબ્દ સાંભળ્યો–બોલનારને ઓળખ્યો કે તરત ગોળીના પવનની અસર જણાઇ.

ઉશ્કેરણી અને દુઃખને લીધે ભાઉની નેમ અચોકસ હતી. તેણે તે ખોઇ મરણના ભય વગરનાં સદાશિવરાવ ભાઉએ, હજી મોગલ અમીરના બેવફા તરફ બળી રહીને ખાલી બંદુક ફોડવા શરૂ રાખી.

"તેને બચાવો! પકડો તને મારતા નહીં! તે ભાઉ છે!" સુજા-ઉ-દૌલ્લાએ બુમ મારી.

થઈ ચુકયું.

વેણીમાધુ જે કે મરાઠા સર સેનાપતિ ઉપર ધસી ગયો હતો તેના ખાંડાએ પરશરામ આવતારને સફેદ આરબી ઘોડાપરથી નાંખી દીધો.

મરાઠાઓમાં બુમ ચાલી કે—"ભાઉ મરાયો" ભાઉ મરાયો! તમારી જીંદગી બચાવો! ભાગો! દોડો!' જાદુની માફક મરાઠાનો અટકાવ બંધ પડયો. દખણીઓ માથુ નીચે વાળી દઇ હથીઆર નાંખી દઈ પાણીપત અને પોતાની છાવણી તરફ નાસવા લાગ્યા. મોટી લડાઇ ગુમાવી અને જીતી અને ભરતખંડની હિંદી બાદશાહી મગજની કલ્પના ગણાઇ અને વગર પાર પડેલી આશા કહેવાઇ!

---

## પ્રકરણ ૩૯ મું.

### લડાઇનો અંત.

પણ દરમીયાન લાલન કયાં હતી! મરાઠાના હલ્લાના ખબરે છાવણીને ચોંકાવી હતી એ પેહેલાં અડધા કલાકે સુજા-ઉ-દૌલાએ લાલનને તાકીદે રવાને કરી દીધી હતી. જો તે સીધે રસ્તે ગઇ હોત તો તેને મરાઠા લશ્કર ગુંથાવા પેહેલાં મળવાને પુરતો વખત હતો અને ભાઉની તેને મળવાની પુર્ણ ઇચ્છા પણ હતી.

ભાઉ ખરેખર આખી રાત તેના સંદેસાનો જવાબ મળવા આતુર હતો પણ તે દહાડે લડાઈ કરવાનું નકી હતું તેથી જ્યારે વધારે વખત રોકાઇ શકાય એમ નથી એમ જ્યારે તેને જણાયું ત્યારે તેણે સંદેશો લઈ જનારને કાંઈ વિઘ્ન નડયું હશે એમ માની આગળ વધવા લશ્કરને હુકમ આપ્યો હતો. વેરાગણને અગર જો કે લાંબો વખત રોકી રાખવાંમા આવી હતી છતાં જો તેના લશ્કરના વડા તરફથી તેને રોકવાનું બીજું કારણ ન બન્યું હોત તો તેણીને પુરતો વખત હતો. અગર જો કે તેણીને અને તેના સાથીને લડાઈની ખરી હીલચાલની માહીતી નહોતી તેમજ સવારમાં આવતા જતા લોકોના વધારાને લીધે તેને લશ્કરમાં લઈ જવા માટે લાંબે રસ્તેથી લઇ જવાનો સુબાએ હુકમ કર્યો હતો છતાં તેઓ આજુબાજુની હકીકત ઉપરથી લડાઇની હકીકતથી તદન અજાણ્યા નહોતા. આપણી પરાક્રમી નાયકા અને તેના સાથીઓ હમણા ઠંડી, ભીનાશ અને અંધારામાં પગ રસ્તે થઇ મહુડાના ઝાડવાળાં, ધાકનાં ઝાડવાળાં અને સાંકડા નાળામાં કાદવમાં ઉગેલા ઝીલ માં થઇ જતા હતા.

લાલન તો સંપૂર્ણ આતુરતામાં ખુંદી રહી હતી. મોટું લશ્કર જેનો અનુભવ તેને હતો તેની થયલી સ્થિતિ અને તેને રસ્તામાં થવાની અડચણ જે આપણે જાણેલી છે તેની દેહેસતથી તેના સરીર અને મન ઉપર ઘણીજ ચિંતા થઇ રહી હતી. વળી તેણે જે સાંભળ્યું અને જોયું હતું તે પરથી તેણે વિચાર કર્યો હતો કે તેનું જવાનુ પરિણામ ફતેહમંદ થયું નહોતું અને તે પરથી તેણે નકી કર્યું હતુ કે સ્વારથી પુરૂષનાપર વિશ્વાસ મુકવાથી હારજ છે માટે જાતી પ્રયત્ન કરવો આજ જરૂરનું છે. આ બધું કહી શકેછે કે તેણી કેટલી આતુર બની ગઇ હશે. થોડા વખત તેણે જીનપર બેસવા ઉઠવામાં અને તેના ઉંચપર બેઠેલા સાથીને તેના ખાવિંદની પાસે રહી મરવાની અરજ કરવામાં લીધો. મહીપતરાવ જે કે આખો રસ્તો તેની સાથે હતો તેણે થોડા પિતા તરીકેના શબ્દો, જ્યારે ધુંવાડાના ગોટે ગોટા જણાવા લાગ્યા ત્યારે, દીલાસો દેવા અને ઉતેજન આપવા કહ્યા.

"રામ! શ્રી રામ!" વેણીમાધુએ ઘોડાને ઉભો રાખી કહ્યું.—"તે શું છે."

લાલને ભયને લીધે ચીશ પાડી.

જેવો પવન આવ્યો ને ખબર મળ્યા કે તુરતજ ઇબ્રાહીમખાનની તોપો ઉટીખાનના આગળ વધતા લશ્કર ઉપર ફુટવા લાગી

"લડાઇ શરૂ થઇ ચુકી છે" વેણીમાધુએ કહ્યું.

થોડા થોડા અંતરે તોપો ફુટવાનું શરૂ રહ્યું, ભીનાશ મટવા માંડી અને અજવાળુ વધવા માંડયું કે થોડીક વાતચીત થઇ રહી. વેણીમાધુએ કહ્યું કે હવે તેને પાછું ફરવુંજ પડશે. હવણા દિવસ હતો, લાલન અને તેની જુની ટોળીને પોતાનું લશ્કર જે કે તોપોના અવાજથી જણાતું હતું તે તરફ જવા બહુ છેટું નહોતું; અને વેણીમાધુને તેના જુના આગેવાન સાથે મળી લડાઇમાં ભાગ લેવા પાછું ફરવુંજ જોઇએ એમ હતું. તેથી વેણીમાધુએ કહ્યું કે જે થવાનું હોય તે થાઓ પણ તેણે લડાઇમાં ભાગ લેવા જવા છુટું પડવુંજ જોઇશે.

મહીપતરાવે તેની સામે રકઝીક કરવામાં સાર જોયો નહીં. તેની ખાત્રી થઈ કે રજપુત સરદાર કહેછે તે ખરૂં છે. તેને પોતાની શક્તિનો પણ પૂર્ણ અનુભવ હતો. ધુમસ દુર થતો હતો અને સૂર્ય ઉદય થવા માંડયો હતો સબબ તે લાલનને, તેણી જેમ ઇચ્છે તેમ લશ્કરમાં કે પાણીપતમાં લઇ જવા પુરતો શકિતવાન હતો.

લાલનને તો માહાદાજી જેમ બને તેમ ઝડપથી મળવાનીજ

ઇચ્છા હતી.

આ રીતે લખનૌના બખતરીઓ બનતી ઝડપે પાછા ગયા અને મહીપતરાવ, ચાર મુસલમાન સીપાઇ અને આપણી નાયકા મરાઠા લશ્કરને મળવા માટે લશ્કર આવતું હતું તે રસ્તે ચાલ્યા. લડાઇનુ જોર વધતું હતું છતાં તેઓએ એક કલાક, લશ્કરની જમણી બાજુ જે કે સિંધીઆની સરદારી નીચે હતી તેને મળવા માટે આજુ બાજુ ફરી સાવચેતીથી જવા માટે લીધી.

પેહેલી ખબર, મોટી લડાઇમાં ગભરાયલો એક સીપાઈ ભાગતો હતો તેની તરફથી મેળવી. મહીપતરાવે તેને ઉભો રાખ્યો, ઘોડાપરથી ઉતાર્યો અને પાટાપીંડ કરી છાગલમાંથી પાણી પાયું અને ખબર પુછ્યા. તેણે કહ્યું કે માહાદાજી અને જંકોજી સિંધીઆને પાછા હઠાવ્યા છે, તેઓના બંને હલ્લા નિષ્ફળ થયા છે; માહાદાજી અને જંકોજી ત્રીજા હલ્લા માટે પ્રયત્ન કરતા હતા, એટલામાં મુસલમાનોની બાજુ મજબુત થઈ તેમાં નવું બળ ઉમેરાયું હતું. આ દરમીયાન મને ગોળી લાગવાથી હુ ભાગ્યો છું. વળી પણ મેં સાંભળ્યું છે કે ડાબી બાજુ ઇબ્રાહીમખાન અને વીલંગાઓ વીજયી થયા છે અને ભાઉએ વજીરને હરાવી કાપી નાંખ્યો છે. આને પછાડી મુકી મહીપતરાવ અને તેની ટોળી મહુડાના ઝાડ પાસેના મેદાનમાં આવી કે જ્યાંથી મોટી લડાઈ નજરે પડતી હતી.

આ માણસે જે ખબર આપ્યા હતા તે ખરા હતા આ ખુલુંજ હતું. જમણી બાજુનું સીંધીઆનું લશ્કર આમ તેમ ફરતું હતું, આગળ પાછળ જતુ આવતું હતું. મરાઠાઓની તોપો ફુટતી હતી અને દુસ્મનોને હઠાવતી હતી તેમજ નજીબાની તોપો મેદાનપર છુટતી હતી. નાગાઓ અને સોંડીઆઓ જીવ સાટે ધસતા હતા અને રણવાદ્યથી, ધુળથી અને ધુમાડાથી આકાશ છવાઈ રહ્યું હતું. આ બંધુ દૃષ્ટિએ જણાતું હતું.

આપણી નાયકાની નજર આગળ કેટલાક ઘવાયલા પાણી અને વિશ્રામને માટે પાછા ફરતા હતા, કેટલાક આગળ વધવા ના કહેતા અને તેમને ખાસડાથી માર પડતો હતો. નાગાઓ યાહોમ કરી લડતા હતા. આ બધું જણાતું હતું પણ અકસ્માતના કોઇ બનાવથી તે બધુ બંધ પડી તેઓએ એકદમ પાછું ફરવા માંડયું આ આપણી નાયકાએ જોયું.

મહીપતરાવ જેવા જુના લડવૈયાને આ સમજવું મુશ્કેલ નહોતુ કે તેના સરદારના હાથ નીચેના લોકો ખોટું કરે છે. પણ ડાબી

બાજુ લડાઈનું પરિણામ સંતોષ જોગ હતું. અગર જો કે દિશા બધી ધુમાડાથી ઢંકાઇ ગઈ હતી, જગા જરા વધુ લાંબે હતી છતાં બંદુકો અને તોપોના મારાનું બંધ પડવું અને હાથોહાથની ચાલેલી લડાઈ કાંઇક બતાવતી હતી કે તેઓ હજી પોતાની જગ્યા જાળવી રહ્યા છે. હવે શું કરવું આજ સવાલ રહ્યો હતો. લાલનનો પ્હેલો વિચાર મહાદાજીને મળી જવાનો થયો પણ મહીપતરાવ તેની સામે થયો પણ બાઉના એક મુસલમાન સીપાઇને ખબર કાઢવા મોકલ્યો, જ્યારે સંતોષકાર જવાબ આવ્યો ત્યારે લાલને સુબાનો સંદેશો કેમ બાઉને કહેવો તેની ચીંતા થઇ. તેણી તેને લડાઇમાં જાતે શોધી સંદેશો કહેવા આતુર હતી પણ મહીપતરાવ તેણીનું સાંભળતો ન હોતો. લાલને વધુ વિચારે મહીપતરાવનું કહેવું કબુલ રાખ્યું કારણ કે તેને સુબા તરફથી મળેલો સંદેશો એવો તો નબળો અને પ્રપંચનો જણાયો હતો કે તેનું કાંઇજ ફળ નથી એમ તેણીને લાગ્યું. વળી તે સંદેશો મોંનો હતો કાંઇ કાગળપત્ર આપવાનો નહોતો.

આથી તેણીએ બાઉના એક મુસલમાન સીપાઇને સંદેશો આપી મોકલવા મંજુરી આપી. તે મધ્યમાં ઉડતી ધુળ તરફ ગયો અને પાછો ફરી દેખાયોજ નહી. કદાચ તેણે બાઉને સંદેશો આપ્યો પણ હોય અને તેને સુબાનો વધુ વિશ્વાસ બતાવ્યો પણ હોય.

હવે તેઓ મહુડાના ઝાડ નીચે ઘોડાપરથી ઉતરી બેઠા અને લડાઇથી ભાગતા લોકો તરફથી ખબર મેળવવા માંડી. બેશક થોડી ઘણી તેમને નીરાંત હતી પણ તેમની માનસિક આતુરતા કાંઇ સાધારણ નહોતી. જ્યારે મહીપતરાવ વગર સ્વારના નાસતા ઘોડાને જોઇ કાંઇ ખરાબ જણાય તો ઉંટ કરતાં લાલનને ઘોડાપર બેસી નાસવા ઠીક પડે એવા વીચારથી પકડવા દોડતો ત્યારે અને બીજી વખત સીંધીઆ ઉપર થઇ આપણી નાયકાની પાસે આવી પડેલા ગોળાથી તેમના થઇ પડેલા ધુળધુળ ચેહેરા અને અંધકાર વખતે તેઓની ચીંતાનો પાર રહ્યો નહોતો.

આવી રીતે બપોર સુધીનો વખત પસાર થયો.



# પ્રકરણ ૪૦ મું.

## પલાયન.

સિંધીઆએ તે દિવસે પોતાના પરાક્રમ અને નામ પ્રમાણે કામ કરવામાં જરા પણ કચાશ રાખી નહોતી. તેઓએ ઉપરા ઉપરી મરાઠાના પરાક્રમી અને બહાદુર ઘોડેસ્વારોના હુમલા લઈ જવામાં ભુલ કરી નહોતી પણ મોગલ સેનાપતિએ કરેલી તૈયારીથી તેઓને નડેલી કુદરતી અડચણજ તેઓની હાનીનું કારણ હતું. તેઓની ભૂલ કે બેદરકારી નહોતી પણ તેઓનું કમભાગ્યજ હતું કે જેથી તેઓનું પાયદળ અને ઘોડેસ્વાર લશ્કર, તેમના દુશ્મનોના તોપો અને બંદુકના મારા સામે આગળ વધવા સરખા બળવાળું નહોતું. નજીબ-ઉ દૌલ્લાના લશ્કર સામે થવા પ્રયત્ન કરવો આ નકામુંજ હતું, કારણ કે તેઓનું લશ્કર એવી સારી રીતે માટી અને લાકડ કામના કોટો કરી રક્ષીત કર્યું હતું કે તેમનાપરનો હલ્લો તે ઘણી સારી રીતે દૂર કરી શકે એમ હતું. વળી મરાઠાના પાછા ફરતા લશ્કર સામે તેના કેટલાક સરદારો ખુલી જગ્યામાં કામ લઇ શકે એમ હતા તેમજ બાદશાહના ફાલતુ લશ્કરથી વખત આવતાં તેમને મદદ મળી શકે એમ હતી. આથી મરાઠાની ડાબી બાજુની અને મધ્યની ટુકડી જમણી તરફ ફરતી હતી ત્યારે જમણી ટુકડીને નજીબ-ઉ-દૌલ્લાએ કરેલા હલ્લાથી પાછું ફરવું પડયું હતું. પાણીપતની લડાઈની યુક્તિની કુંચી મરાઠાના હાથમાં આ રીતે અણધારી આવી પડવાથી તેઓએ સામી બાજુ બદલી જમણી બાજુ આવવા એટલે કે અડધા પાછા ફરવાનું શરૂ કરયું હતું કે જે વખતે સુજા-ઉ-દૌલ્લા અને ફાલતુ લશ્કરના અકસ્માત હુમલાથી અને મલ્હાવરાવની ભુલથી તેઓ વગર બચાવના થઇ પડયાં હતા.

આખરે કેટલાક કલાક નિષ્ફળતા, ભય અને દુ:ખના કાહાડયા બાદ માહાદાજી અને જંકોજીએ વિચાર્યું કે ઘોડેસ્વારોને થોડા વખત વિશ્રામ આપી, મુસલમાન દુશ્મનો સામે આપણાજ પ્રયત્નથી ટકી રહેવા પાયદળ લશ્કર આગળ કાઢવું. આ વિચાર તેને પેહેલેથી થયો હોત તો બેશક કેટલોક ફાયદો થાત.

સીંધીઆએ પોતાના વિચાર પ્રમાણે કવાયદી પાયદળથી છેલ્લો હલ્લો કરવા અને પાયદળના ઘોડેસ્વારોના ભાલાથી બચાવ કરવા નક્કી કર્યું. અગત્ય જોગ હુકમ અપાઈ ચુકયો. થોડીક પળમાં ઘોડાઓ ડાબા જમણા ખસી જઈ, મધ્યમાંથી નાગાઓ ભયંકર ચીચીઆરી પાડી રણવાઘના અવાજ સાથે હલ્લો કરવા ધસી આવ્યા અને તે-

મની પાછળ મુંગે મોઢે સોંડીઆઓ નિકળી પડયા. દુશ્મનો તેઓના પરના નવા હલ્લા માટે તૈયાર થાય એ પેહેલાં, મુસલમાન લોકોના જબ્બર તોપોના મારામાંથી નાગાઓ રસ્તો લે એ પેહેલાં ડાબી બાજુ તરફના ગોંઘાટે શત્રુ મિત્ર સર્વના હાથ પગ અટકાવી દીધા. જેઓએ લાંબા વખતથી શરૂ રહેલી લડાઇનો ગોંઘાટ સાંભળ્યો હશે તેઓએ ધાર્યું હશે કે મનુષ્ય જાતની શકિતઅનુસાર તે તરફ ભય અને બેશુદ્ધતા બેશક વધવી જોઇએજ, પણ આના કરતાં કાંઈક વધારે ભય વધેલું જણાયું. નાગાઓ હાથમાંની તરવાર સાથે અટકયા તેમજ મુસલમાનોની બંદુક પણ હાથમાંજ પડી રહી.

માહાદાજી સીંધીઆએ ભાઉની આસપાસ પથરાયલા ભયને જોઇ પોતાના પાગડાપર ઉભા થઈ હાથ ઉંચો કરી બધાને તેની આસપાસ ચુપકીદીથી એકઠા થવા ઇસારત કરી. તરતજ સિંહના નીશાનના લખનૌના મોગલના બખ્તરીઆના મારાના તેઓ મેદાનનમાં ભોગ થઇ પડયા.

ત્યાર બાદ હિંદુસ્થાનના મરાઠા રાજ્યની, લડાઇના પરીણામની અંતઃકરણમાં દુઃખદાયક ખાત્રી થવાથી તેની આસપાસના સર્વ લશ્કર સાથે તેણે પાછા ફરવા માંડયું.

"ભાઉ કપાઇ ગયો છે! તમારો બચાવ કરો! ભાગો! નાસો!" તેણે આસપાસ જોયું. ભય, શરમ અને વેરને લીધે તેની છાતી ધડકવા લાગી ને તેની આંખ લાલચોળ થઇ રહી.

આ લડાઈ બધામાં મરકી માફક ફેલાઇ ગઇ. તેના લશ્કરમાંના ઘણાઓ ભાગવાને ફરવા લાગ્યા. ફતેહની બુમની સાથે નજીબ-ઉ-દૌલા હાથમાં તરવાર લઈ તેના લશ્કરને બહાર કાઢી, વીખરાતા નાગાઓને પુરા કરવા તેમનાપર ચડી ગયો.

માહાદાજીની પછવાડે તેનો ભત્રીજો અને ઘણીજ સરસ ને ઉત્તમ હથીઆરવાળી પાગા અને છસો ઘોડેશ્વારો હતા. તેમનામાં પણ ભય પથરાઇ રહ્યો હતો અને તેઓ હારમાંથી છુટા પડયા હતા.

"ભાઈ બધું ગમાવ્યું!" માહાદાજીએ કહ્યું. "આપણને એક હલ્લા મુકી જાય એ પેહેલાં આપણે ભાગવું જોઇએ."

"કયાં? પાણીપતમાં?" જંકોજીએ કહ્યું.

"પાણીપતમાં! વાડામાં સિંહ પેસે ને બકરાંને મારી નાંખે તેમ મરવા!" માહાદાજીએ બુમ પાડી.—

"ના! આપણે માટે એક રસ્તો છે. મુસલમાનો હજી લશ્કરની પછવાડે લાગવામાં ઘણાજ ગુંથાયા છે. આપણે રણક્ષેત્રમાંથી ડાબી

તરફનો રસ્તો લેવો જોઇએ. કોણ જાણે છે? કદાચ આપણે દિ-લ્હીના રસ્તે ભાગી જઈશું કે ઇબ્રાહીમખાન જે કે હજી લડે છે તે-ની સાથે સોવસા જોડાઇ જઈશું! તમે ગારદીનો મારો સાંભળ-તા નથી?"

"હું સાંભળુ છું! હું સાંભળું છું!" જંકોજીએ કહ્યું.

"બચ્ચા!"—માહાદાજીએ પાગડા ઉપર ઉભા થઇ અને પોતાના સીપાઇઓને કાંઇ કહેવા મોં ફેરવી બુમ પાડી—"હું કહું છું તે સાંભળો પેલા બેવકુફો માફક પાણીપત જવું નકામું છે કારણ કે ત્યાં જવાથી સવારમાં કપાઇ જવાનું અથવા તો ભુખમરાથી મર-વાનું અથવા ભાગ્યા તો કરનાલીના હાથમાં પડવાનુંજ થવાનું છે. જ-મના તરફ! જમના તરફ! ચાલો આપણે ગારદી અને દામાજી જે ઓ તે તરફ જાય છે તેની પાછળ ચાલીએ!"

આવા ગભરાટ અને ભયની હાલતમાં બીજા કરતાં આ સાદા અને ખુલ્લા ખુલાસેથી સર્વ તાબે થઇ ગયા. તેઓએ જવાબ આ-પ્યો કે અમે તમારી સાથે આવવા તૈયાર છીએ.

"આગળ ચાલો! આગળ ચાલો! જમના તરફ!"

માહાદાજીએ અને જંકોજીએ આમ કહી, પાણીપત તરફ ફ-રતા, પોતાના જમણી બાજુ તરફના નાસતા લોકોની વચમાં ઘોડા-ઓ છોડી દીધા અને તેની પાછળ તે લોકો પણ ચાલ્યા. આ લોકોની દિલ્હી તરફ, જમના તરફની બુમ સાંભળી બીજા લોકો પ-ણ તેમની સાથે જોડાયા અને તેઓની સંખ્યા વધી તેઓ એક ટોળાના રૂપમાં થઈ ગયા તેજ વખતે છાવણી તરફ નાસતા લોકો પણ વધવા લાગ્યા અને તેથી માહાદાજી અને તેના સાથીને રસ્તો સાફ કરવા તરવાર અને ભાલા તેમના મિત્રોપર પણ વાપરવા જરૂર પડી. તેઓનો રસ્તો, ભાગના નાસતા મરાઠાઓની પાછળ અને ઇ-બ્રાહીમખાન જે જગ્યા રાખી રહ્યો હતો તેપર વધતા મુસલમાનની વચ્ચે થઇ જવાનો હતો. આથી માહાદાજીએ મરાઠાની પાછળ ગોળ કુંડાળાના આકારે તેમને લઈ જવા માંડયા પણ દીન! દીન! યા અલી! યા મહુલ્લા! ના અવાજ કરતા દુશ્મનો અને બુમ પાડતા લો કોની ચીસથી તેઓએ જમણી બાજુપર દુશ્મનો છે એમ જાણ્યું. આથી તેઓએ સામેજ જોખમ છે એમ માન્યું પણ નાસનારાની પાછળ થતા સુજા-ઉ-દૌલ્લાના બખતરીઓનો ખ્યાલ કીધો નહીં.

"તમારા ભાલા સાથે નીચા વળો!" માહાદાજીએ બુમ પા-ડી. બહાદુરો આગળ ચાલો નહી તો બાર વાગી જશે!" માહાદાજી

અને તેના માણસોએ તાજુબ થયલા બખતરીઆ વચ્ચે વધવા માં-ડયું. આ લોકોને તેઓથી રોકી શકાયા નહીં અને તેઓ તરતજ ભાલા અને તરવારથી થતી ઝપાઝપીમાં આવી લાગ્યા એટલામાં એક ઘોડેસ્વાર જેની ઝડપ માહાદાજીના ધસારાથી અટકી હતી તેણે એટલામાં પાછા ફરતી વખતે વગર બચાવના મરાઠા સરદારની ખુંટી પર તરવારનો ઝટકો માર્યો.

"વેણીમાધુ" તેણે બુમ મારી-"મરતાં મરતાં પણ વેર લેજો"

પણ જે કાજી તેના કાકાની જમણી બાજુએ તલપતો આવતો હતો અને તેના ચાર પગે ચાલતા ઘોડાપરના એક ઘાથીજ રજપુત-નો ઊંચો કરેલો હાથ અને હથીઆર હેઠાં પડયાં. આ વખતે બીજા મરાઠાએ શબ્દ અને કામની હકીકત જાણી, બખતર સાથે હાથમાં તરવાર લઇ ભયમાં ઝંપલાવ્યું અને પછી બધી મરાઠા ટુકડી ધડની આસપાસ ફરી વળી તેને ઉપાડી લઈ ગઇ. આ રીતે મોટા ભાઉનું વેર લેવાયું અને તેના માથાનું ઇનામ નહીં લખનૌના સુબાથી કે નહી ખુરાશાનના બાદશાહથી માની શકાયું.



## પ્રકરણ ૪૧ મું.

### આશકોનો મીલાપ.

માહાદાજીના મરાઠાઓએ, બખતરીઓને વીખેરી અને દાબી દઇ, ક્ષણીક જયગર્જના સાથે જમણી તરફનો રસ્તો લીધો. તેઓ-એ આ અડચણ મુકી દીધી પણ તેને રસ્તામાં એક બીજી અડચ-ણ હજી પણ હતી. વીલાયતી લશકરનું મોટું ટોળું, ખાસ પાગાની કતલ કરી, લોહીઆળ હાથમાં હથીઆર સાથે આ લોકોને અટકાવ-વા નહીં પણ વીંટી લેવા, આવતું હતું.

આ પઠાણો, જે કે ભાગનારાઓની પાછળ પડેલા બખતરી-ઓની પાછળની બીજી ટુકડીમાં હતા તે, હજી સુધી તેઓની સામે આવતા લોકોની સંખ્યાથી અજ્ઞાન હોવાને લીધે, બખતરીઓની પા-છળ તપાસ રાખવા સારૂ સાવચેતીથી ઉભા હતા. તેઓએ જે ભુલ કરી તે એ હતી કે ફતેહની ધુનમાં અને દુશમનો આ તરફ આવ-વવાના નથી એવા વિચારમાં, સિંધીઆની સાથે આવતા માણસોની સામે, નાની સંખ્યામાં છતાં, તૈયાર થયા.

મરાઠાઓ જેઓ પોતાના ભયથી વાકેફ હતા તેઓ સમજતા હતા કે તેઓ પાછા ફરતા નથી. મોટી લડાઇ હાર્યા છતાં તેઓએ

મેળવેલી ફતેહથી તેઓ આ લોકો સામે ટકી શકે એમ હતા. તેઓએ જાણ્યું કે તેઓની સલામતી અર્ધગોળાકાર અફગાનોને પાછળ રાખવામાં છે. સામી બાજુની અડ જોતાં બધા છુટક છુટક ઘોડેસ્વારોએ પોતાનાં હથીઆરો તરતજ સજ કર્યાં અને દુસ્મનો તરફ આલ્યા.

સુજા-ઉ-દૌલ્લા સાથેની ઝપાઝપીમાં અફગાનો એટલા પાસે પાસે હતા કે તેઓને હથીઆર વાપરવા વખત મળે એમ નહોતું, છતાં હમણા તેઓ મરણ અને જીંદગીને વાસ્તે તેઓ સામસામા આવી ગયા.

સામી બાજુની હાર વચ્ચે કુતુફઉલ્લાહ અને માહાદાજી સીંધીઆએ એક બીજાને ઓળખ્યા.

બંને વચ્ચે જાતીવેરના કરતાં, અંગત વેરનો આતસ સળગવાથી એક બીજાએ ઘોડાપર બેઠા બેઠા કેટલાક લાગતા શબ્દો કહ્યા.

"એક મૂર્તિપૂજકના કુતા !" બંદુક છાતીએ લગાડતાં કુતુફઉલ્લાહે બુમ પાડી.—"તારો કાળ આવી ચુકયો છે! તારી દગલબાજીનું તે દિવસનું વેર લેવા મને વખત મળ્યો છે ! તારૂં લોહી હૂં પીઇશ અને તે તારી બટકી–તે વેશ્યાજ માત્ર નહીં પણ તારી સ્ત્રીઓ પણ મારા જનાનામાં ગુલામ તરીકે રહેશે. કાળ આવી ચુકયો છે, કાફર અને મુસલમાન બેઇમાનનો સારો બદલો મેળવશે !"

" સુવર ખા ! સુવર ખા ! વેશ્યા પુત્ર ! મરાઠા સરદાર જવાબ આપતા બબાર્યો"–"મારા બધા લોકોનો કાળ ભલે આવી ચુકયો હોય પણ જો મારી તરવાર પાસે તું આવ્યો તો તારો પણ તેની સાથે કાળ આવી ચુકયો સમજજે ! અમારી બેઆબરૂ પાછળ તું કીર્તિ ખાટવા કદી જીવનાર નથી !"

બંને બાજુના લશ્કરીઓ જે કે પોતાના સરદારને બચાવવા આસપાસ ઉભા હતા તેઓની વચ્ચેથી બંને સામસામા થાય એ બનવા જોગ નહોતું, પણ ઘણી મુશ્કેલીએ તેઓ સામસામા આવવા ફતેહમંદ થયા એટલામાં ઘોસમાહમદ વચ્ચે ધસી આવ્યો અને તેણે માહાદાજી ઉપર હલ્લો કર્યો.

'બેવકુફ પાછો જા અને તેને મારે માટે છોડી દે' ગુસ્સે થયલા પોપલઝાઇએ બુમ પાડી.

આગળ આ બંને વચે થયલા દ્વંદ્વ યુદ્ધમાં તેના સરદારની થયલી હારથી, આ વખતે તે તેના સરદારના દીકરને લીધે, તાબે થયો નહીં અને માહાદાજી સાથે લડતો રહ્યો. આ વખત તેને

માટે અજલની ઘડી (આખર ઘડી)નો હતો. મરાઠાનો ઝટકો જેવો તેણે ઢાલપર ઝીલ્યો કે જંકોજી જે તેના કાકાને મદદ કરવા આવ્યો હતો તેના ઘાથી તે મરણ પામ્યો. તે મર્યો તેનું વેર લેવાયા વગર રહ્યું નહીં. જેવો જંકોજી પાછો ફરે છે એટલામાં પાછળથી લુતુફઉલ્લાહ અને ખાઉજા-રોશન-તાતારીના બંનેના એક સાથે પડેલા હથીઆરથી તે પણ નીચે પડયો. આનું વેર માહાદાજી લેવા તૈયાર થયો પણ ઘોસમાહમદનો ઘોડો જે બંનેની વચ્ચમાં હતો તેણે તેમને મળવા દીધા નહીં. માહાદાજીએ જેવો ઘોડો ફેરવ્યો કે લુતુફઉલ્લાહનો બીજો સીપાઇ જંગીશાહ માહાદાજી સાથે હાથોહાથ અડી પડયો. એટલામાં કોઇ ન જાણે એવી રીતે જંગીશાહને કોઇએ પીસ્તોલ મારી અને માહાદાજી લુતુફઉલ્લાહ સામે વધ્યો. હવે બંને વચ્ચે શબ્દની લડાઈ નહોતી પણ તેમના દેવતાઓએ તેમનામાં જેટલું બળ બાકી રાંખ્યું હતુ તે બળથી આ ખુનખાર દિવસે તેઓ ચુપકીથી જીવ મુકીને ભયંકર રીતે લડયા. બંને કાંઈ પણ દરકાર કર્યા.વગર જંગલીની માફક લડતાજ રહ્યા પણ રણખંભમાં અગર જો કે જુદુ હતું છતાં આ બંનેની લડાઈમાં ઉત્તર તરફનો ઘોડો અને સ્વાર વધારે ફતેહમંદ જણાયો. બંનેને થોડા થોડા જખમો થયા હતા. માહાદાજીનું બળ પુરૂ થયું અને તેની વીજળી ઘોડી આફ્ગાનના ઘાથી પાછી ફરી. જેવો તેણે આંધળીઓ ઘા કર્યો કે દક્ષણીની જુહાજી તરવાર પડી ગઈ અને તે પાછળ ફરવા કે આગળ વધવા અશક્ત થઈ તેની સામે ઉભો.

"હવે કેહે જોઇએ બેઇમાન કોનો કાળ આવ્યો છો" તેણે તેનો ફતેહમંદીનો ઘા કરવા પેહેલા ફતેહની બુમ સાથે કહ્યું.

"પણ કુંભારનો નીંભાડો બધોજ પાકતો નથી" આ પ્રમાણે માહાદાજીએ જાતી બચાવ માટે પોતાની ઢાલ ઘાની સામે ધરી આથી તેની ઝાંધમાં થોડો ઘા લાગ્યો પણ તે બચ્યો ખરો.

દુઃખથી અને ઘાથી તમ્મર ખાતાં ખાતાં તેણે તેની ઘોડીની કેશવાળી પકડી. બીજા ઝટકાથી મરણની આશાવાળા સિંધીઆએ તેના દુશ્મનને પછવાડેથી પકડેલો અને તેને ઘોડાપરથી નાંખી દઈ ટીસ છરી લઇ છાતી ઉપર ઉભેલા એક પઠાણને જોયો.

"દગો"—મરતાં ઘોડા નીચેના એક પગ સાથે તેના દુશ્મન સામે અશક્ત થઇ બુમ પાડતાં લુતુફઉલ્લાહ બોલ્યો—"દગા! દગા!"

"તું મને જાણુતો નથી! મને! દાઉદ યુસફ્ઝાઈ જેને કે તારે લીધે તે છોકરીના તકરારમાં બે દાહાડા કેદ ખાવું પડયુ હતું." જે

કે તેના શત્રુને ઓળખાણ આપ્યા વગર મારવા નાખુશ હતો તેણે કહ્યું.

લાલનને પકડવા માટે, લુતુફઉલ્લાહે કરેલી અડચણને લીધે, આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ તેમ અહમદશાહના હુકમથી સજા પામ્યો હતો તેજ આ દાઉદ હતો. તેણે જ્યારે તેને મહાદાજી સાથે સંપૂર્ણ લડાઇમાં ગુથાયલો જોઇ પોતાનું વેર લેવા આ યત્ન કર્યો.

તે પણ તેના શત્રુને ઓળખ્યા વગરનો હતો. ઝમરૂદ જે કે તેના સરદાર સાથે, છાયાતુલ્ય સાથે રહેતો હતો તે પેહેલાં તો નાસી જઈ પાછળ સંતાયો હતો પણ જ્યારે તેણે તેનું કામનુ કારણ અને નામ જાણ્યું ત્યારે તે આગળ આવ્યો અને દાઉદને તેણે પુરો કર્યો.

તેજ વખતે ખાઉજારોસન નિરાધાર મહાદાજી ઉપર ધસ્યો પણ એટલામાં બે નવા સ્વારો તેની સામે આવી લાગ્યા અને તાતારી આપણા જુના મિત્ર મહીપતરાવ સાથે હાથોહાથ આવી ગયો. બીજો ઘોડેસ્વાર બે લડનારા પાસે થઈ મહાદાજી પાસે આવ્યો અને તેની ઘોડીને લગામથી પકડી અને તરતજ તેની આજુબાજુ હાથ નાંખ્યા.

"મારા ખાવીંદ! મારા પ્રાણ!" નવા આવનારે કહ્યું.

"તમને શું થયું છે? તમારી ગુલામ છોકરી સામું તો અરે જુવો! આખરે એક વાર તો જુવો!"

અને મહાદાજીએ તેને આ પ્રમાણે મદદ કરનારને ઓળખી કે તે તેની પ્યારી લાલન વેરાગણ છે.

થાકમાં અને ગભરાટમાં તેણે તેની આંખ સામું જોયું.

"તું અહીંઆ છે! બીચારી?" તેણે બેશુદ્ધમાં કહ્યું.—

"તું અહીંઆ શું કરતી હતી? તું ઘોડેસ્વાર છે તો નાશ! નાશ! જેમ બને તેમ નાશ!"

"તમારા વીગર નહીં, મારા પ્રાણ!" ઠરાવવાળા શબ્દોમાં છોકરીએ કહ્યું.—"અડધા શરીર વગરનું પ્રેમીનું જીવવું શું કામનું છે?"

"એ નકામું છે!" આ ખોખરો જવાબ હતો.—

"હું વગર હથીઆરનો અને ઘવાયલો છું. જ્યારે જંકોજી, ભાઉ અને વિશ્વાસરાવ ગયા છે ત્યારે મારે જીવીને શું કરવું છે? શા સારૂં મારે મરાઠા બચ્ચાને મારો બેશરમો ચેહેરો બતાવવો જોઇએ?"

"મારે વાસ્તે! મારે વાસ્તે! મારા રાજા, કે જેને તમારા વગર મરવું પડશે!" આ તેણીનો જવાબ હતો.

તેની ઝાંઘ ઉપરથી લોહી નીકળતું જોઈ તેણીએ કપડું ફાડી

પાટો બાંધ્યો અને પછી તેણી છોકરાના વેશમાં હતી તેથી તેણીની પાસેની તરવાર માહાદાજીના હાથમાં આપી.

"અહીંઆ! જેવી તેણીએ પીસ્તોલ આપી કે તે બોલી"—

"આ પણ લ્યો,' તે ભરેલી છે. બીજીથી મેં જે માણસ તમારી સાથે લડતો હતો તેને હમણાજ માર્યો છે! હિંમત રાખો મારા મુરબી અને સ્ત્રીની માફક મરો નહીં!"

તેણીના લાંબા કાળા વાળ, જ્યારે તેણીએ પીછોડી ફાડી ઘા ઉપર પાટો બાંધ્યો હતો ત્યારે નીચે પડયા હતા તે તેણે જોયા. જ્યારે તેણીએ અતિશય ઉશકેરણીમાં આ શબ્દો ઉચાર્યા ત્યારે તો તે એક સાધારણ સ્ત્રી નહીં પણ અપ્સરા કે ચંડી સમાન જણાઈ. જ્યારે તેણીની આંખ તેના સામે સ્થંભી રહી, જ્યારે તેણીના ઉતેજનના શબ્દો તેના કાનમાં પડયા, જ્યારે તેના હાથમાં હમેશની તરવાર આવી ત્યારે માહાદાજીમાં નવી આશા અને બળ આવ્યું. તેણે વીજળીની લગામ હલાવી અને કોઇ દુશ્મનો છે કે કેમ તે માટે આસપાસ જોયું.

"તમારો બચાવ કરો સરકાર! જાઓ, અને બચો! આપણા સોકો મ્લેચ્છની વચ્ચેથી છુટા પડયા છે." મહિપતરાવ જેવો ખાઉજારોશન અને ઝમરૂદ તેના તરફ આવતા હતા તેવોજ તેની સામે પાછા ફરતા બોલ્યો.

લુતુફઉલ્લાહની બીજી ટુકડી, જેનો ઉપરી યાસીનખાન હતો તે તેના ધણીને શુદ્ધિમાં લાવતી હતી.. જેવો તે પગભર થયો કે તેણે લાલનને જોઇ.

"તે છોકરી! તે વેરાગણ"—બીજી કોઈ પણ બાબતની દરકાર ન કરતાં તે બોલ્યો—"જો હું તેણીને માટે મરીશ તો પણ તેણીને હવે જવા નહીં દઉં."

એક ઘોડો! એક ઘોડો! મને એક ઘોડો આપો. ઝમરૂદ! ઝમરૂદ! ગદ્ધા! સેતાનજાદાથી નીચે ઉતર!

જેવી ઝમરૂદે તેના ધણીની બુમ સાંભળી કે તે ખાઉજારોશનને મરાઠા સાથે લડતો મુકી તેનો સરદાર શું કહે છે તે સાંભળવા ગયો.

દરમીયાન માહાદાજીએ જાણ્યું કે મહિપતરાવે કહ્યું તે ખરૂં છે. અગર જો કે અડધા લસ્કરના ભોગે તેઓના લોકો સંખ્યામા વધારે હોવાથી અને પાછળના લસ્કરી બચાવથી તેઓએ લુતુફ-ઉલ્લાહની ટુકડી છોડી દીધી છે, રસ્તામાં આવનારાઓને કાપી નાંખ્યા

છે અને તેઓ જમના તરફ જાય છે, અગર જો કે તેની સાથે પેહેલેથી આવેલું એક પણ ટોળું જણાતું નહોતું. નાસનારા જેઓ કે પેહેલાં છાવણી તરફ ભાગ્યા હતા તેઓનો મોટો ભાગ પણ પાછળથી વિચાર કરી આ તરફ નાસતો હતો જેથી આખો રસ્તો માણસોથી ચીકાર થઇ ગયલો જણાતો હતો. લુતુફઉલ્લાહના લોકો અને બખતરીઓનું ટોળું પાછળ લાગવામાં આગળ વધ્યું હતું. બાકીના વીલાયતીએ તેમની છાવણી તરફ કેટલાક છેટે હતા; તેઓ મરાઠાના નાસતા ટોળા પછવાડે લાગવા દુરસ્ત ન સમજતાં, મરાઠાની પાછળની હારને કાપી નાંખતા હતા; તેથી ત્યાં જોસ્સગંધ લડાઇ ચાલતી હતી.

જેવો તે મહિપતરાવને બોલાવવા જાય છે અને લાલનની સાથે ગયલા માણસમાંના એકાદ બે જે તેની પાછળ, તેને નાશવાના કામમાં મદદ કરવા ચાલ્યા આવે છે તે જુવેછે તેવોજ તેણે એક અફગાન સ્વારને પુસ્ટોમાં બુમ પાડતો પાસે આવતાં સાંભળ્યો.

" પાછી તેજ છોકરી! હવે તો તે મારૂંજ ઇનામ છે!" આમ કહી તેણે લાલનના ઘોડા તરફ પીસ્તોલ ફોડી.

ખબરદાર પ્રાણી સીધું જઇ, પાછું પડયું.

જેવું તે પડયું કે લાલને બુમ પાડી. વીલાયતી કોઇજ નહીં પણ આપણો જુનો દોસ્ત ખુદાયાર હતો, તેણે આગળ ધસી તેણીને પકડી. સિંધીઆએ તેના ઉપર આટલો પ્રેમ બતાવનારીને એમને એમ મરવા દીધી નહીં. તેણે વીજલીને પાછી ફેંકી અને લાલને આપેલી પીસ્તોલ અફગાન ઉપર ફોડી ને તે તેના કપાળમાં લાગી અને તે મરી ગયો. ને લાલન તેના પ્યારા પાસે પગભર દોડી આવી.

" મારા ખાવીંદ! મને બચાવો!" તેણીએ પાગડાની ચામડાની દોરી પકડી બુમ પાડી.

" તેણી ત્યાં છે! તેણીને પકડો" જેના ઉપરથી અમરૂદને ઉતારી તે ચડયો હતો તે ઘોડા ઉપરથી તેમની પાછળ લાગતા લુતુફખાને બુમપાડી.

" મારો એકજ ઉપાય છે!" સીંધીઆએ હાથ લાંબો કરી લાલનને કહ્યું.—" મારા પ્રાણ, ઉપર કુદી આવ. મારી પછવાડે બેસી મારી કમ્મર પકડ. જ્યાં સુધી આ વીજલીમાં પ્રાણ છે ત્યાં સુધી તે આપણને દૂર લઇ જસે."

થોડી મદદથી અને ઘણા પ્રયત્નથી લાલને જેમ કહ્યું તેમ કર્યું

અને માહાદાજીએ પ્રખ્યાત કાઠીયાવાડી ઘોડીને થાબડી, મારી મુકી ને પાછળ મહીપતરાવને હરાવી પુરો કરી કુતુબ્ઉલ્લાહ અને તેના સાથીઓની બુમ સાંભળી.



## પ્રકરણ ૪૨ મું.

### ગારદીઓનું પાછું ફરવું.

હમણા માહાદાજી અને લાલન, જમના તરફ જતા લોકો તરફ વધારે ખુલી જગામાંથી જવા લાગ્યાં છે. ક્ષણિક સલામતીની આશામાં તેઓને આજુબાજુ જોવાનો વખત હતો. જ્યારે તેણે આજુબાજુ જોયું ત્યારે તેને જણાયું કે મુસલમાન લસ્કરની જમણીબાજુ તે અને બીજા હજારો નાસે છે ને તેઓની સામે હવે ફતેહમંદ દુસ્મનો નથી.

રોહીલાની હાર પછી ઇબ્રાહીમખાનના લસ્કર સામે દુસ્મને ન હોવાથી, તેઓનું ભયંકર નુકશાન થયું હતું છતાં, તેઓને પાછા બળવાન થવા, થાક ખાવા અને પોતાની બરાબર વ્યવસ્થા કરવા ફુરસદ મળી હતી. જ્યારે મલ્હારરાવ પ્રપંચથી પાછો ફર્યો ત્યારે મધ્યના લસ્કરની શું હાલત થશે તેનો વિચાર કરી ઇબ્રાહીમખાને પોતાના લસ્કરને ઉત્તેજન આપી ભાઉને મદદ કરવા આગળ વધારવા માંડયું. ઇબ્રાહીમખાનના આ પ્રયત્નથીવખત ફરી પણ જાત પણ તેઓનો પ્રયત્ન ફતેહમંદ થયો નહીં. આટલું છતાં ઇબ્રાહીમખાન પોતે સખત ઘાયલ થયા છતાં તે પાછળ ફરવાની ઉત્તમ વ્યવસ્થા કરી શકયો હતો અને ધીમે ધીમે બની શકે તેટલી ઉત્તમ રીતથી પાછો ફરતો હતો. તે અને બીજા મરાહા જોવોને થાક અને ભયે દિવાના નહોતા કર્યા તેઓ સારી રીતે સમજતા હતા કે નાસવાનો સૌથી સલામતી ભરેલો રસ્તો, મુસલમાન છાવણીની જમણી બાજુથી દિલ્લી અને જમના તરફ જવાનો છે; કે જ્યાં મલ્હારરાવ અને દામાજી જતા હતા. સિંધિઆને દુસ્મનોની વચ્ચે થઇ જવાનું હતુ અને ઇબ્રાહીમખાનને તેણે ફતેહ કરેલી જગ્યાપરથી, ખુલી જગ્યામાંથી જવાનું હતું. આથી ઇબ્રાહીમખાનને માત્ર પોતાના લસ્કરને ઉભું રાખી તેણે ભાઉને મદદ કરવા જે જગ્યા લીધી હતી તે જગ્યાથી ધીમે ધીમે પાછું ફરવાનું હતું. આથી થોડો વખત તો તેને પાછા ફરવામાં કાંઇ અડચણ નડી નહીં. જ્યાં સુધી ભાઉ

ના મધ્યના લશ્કરને કાપી નાંખવા મુસલમાનો રોકાયા હતા ત્યાં સુધી તો ઇબ્રાહીમખાનને ઘોડેશ્વારોની નાની ટુકડીઓ શિવાય કોઈએ અડચણ કરી નહીં. આ ઘોડેશ્વારોને નસાડવા એકાદ બે ગોળીઓજ બસ હતી પણ જ્યારે શાહને વખત મળ્યો ત્યારે તેણે ઇબ્રાહીમખાનને વ્યવસ્થિત હાલતમાં પાછો ફરતો અને બીજાને પાછા ફરવામાં મદદ કરતો જોયો ત્યારે બાદશાહે જાણ્યું કે ઇબ્રાહીમખાન જે સ્થિતિમાં જાયછે તે સ્થિતિમાં, એકાદ બે દીવસમાં અમારા હાથમાં પડનારા દુશ્મનોને પણ નાસવા સગવડ થાય છે; આથી તેણે પાણીપત તરફ જતા ઘોડેશ્વારોને અટકાવી ઇબ્રહીમખાનના લશ્કર ઉપર જવા હુકમ આપ્યો. ઇબ્રાહીમખાન સારી રીતે જાણતો હતો કે જો તેઓની હારકાપી નાંખવામાં આવે તો તેઓ મુવેલાજ છે આથી તે સારી કવાયદવાળા મુસલમાન ઘોડેશ્વારો સામે મક્કમ પણે ઉભો રહ્યો. તેઓએ ઘોડેશ્વારો સામે તોપોનો મારો ચલાવ્યો કે જેથી તેઓ ફતેહની આશામાં આવ્યા છતાં પાછા ચીશ પાડતા નાસ્યા. આ દરમીયાનમાં ઇબ્રાહીમખાનને અણધારી મદદ મળી. આ મદદ એક પાણીપત તરફ જનારા દુઃખી, મૂર્ખ, ભયવાળા માણસો અને જનાવરોની હતી અને બીજી મદદ સીધીઆ અને ઇબ્રાહીમખાનની માફક જમના તરફના રસ્તા તરફ જતાં બહાદુર પરાક્રમી લોકોની હતી. કુદરતી રીતે આ લોકો બાદશાહની છાવણી તરફથી જતા રસ્તા તરફ થઇ ઇબ્રાહીમખાનની ડાબી બાજુથી જવા લાગ્યા હતા અને તેથી તેઓએ પણ આગળ વધતા દુશ્મનોની સામે વખત વિચારી હાથ કરવામાં કચાશ રાખી નહોતી.

જીવપર આવેલા ટોળાનો ધસારો જે તેની રચનાથીજ ભયંકર લાગતો હતો તેણે દુશ્મનો તરફથી આવેલા ધસારા સામે દિવાલ અને ખાઇની માફક બચાવ કર્યો. તેની સામેની નવી બાજુ પણ ખુલી થઈ ગઇ હતી. જે નાસનારાઓ તેની ભેગા ભાગ્યા હતા તેઓ પણ છુટા પડી જતા રહ્યા. વગર હુકમે તેઓ એટલી ઝડપથી નાસી ગયા ને તેઓ રોહીલા, ગાયકવાડ અને મલ્હારરાવને મળી ગયા અને તેથી ત્યાં એટલી તો ગરદી થઇ રહી કે તેઓ બીજાઓને હાંકી કાઢી શકે એમ હતા. આથી તેને તેની બે બાજુનોજ માત્ર બચાવ કરવાનો હતો અને યુરોપીયન રીતે કેળવાયલી ટુકડી બધા હુમલાને પાછળ રાખવા શક્તિવાન હતી.

પણ હારનારાના સંબંધમાં જેમ વારંવાર બને છે તેમજ દરેક ક્ષણે તેઓની સામે ભયજ ઉભો રહેતો હતો. દુશ્મનોનું ટોળુ

બળમાં અને સંખ્યામાં વધતું ચાલ્યું હતું. તેની બાજુમાં નવા બંદુકના બહારો થવાજ લાગ્યા અને ઘોડાઓની પછવાડેના લોકો તેમને બીકણુ કહી, બહાદુરી માટે શાબાસી આપી આગળ ચલાવતાજ હતા. માત્ર મોટી તોપો તેમને પાછા હઠાવવા જોગ હતી આથી તોપોના મારની જરૂર પડી અને તેથી ઉશ્કેરાયલી હાલતમાં મોટી તોપોનો મારો શરૂ કર્યો. પાછા ફરતા મરાઠા તેઓની પાછળ આવનારાઓની પાસે પાસ થઈ ગયા ને કપાવા કરતા બચાવ કરવા માટે તેઓ જેમ આવ્યા તેમ ટોળેબંધ થવા લાગ્યા અને તેઓમ ભંગાણુ પાડી તેમને વીખેરી નાંખ્યા અને મુશ્કેલીથી સંગીન, બંદુક અને ભાલાથી પોતાની જગ્યા જાળવી રહ્યા. તેના પોતાના માણસો એજ દિલ ખોઇ દીધું. સૌથી આગળની હારમાં જે થોડા રહ્યા તેઓએ પણ ભાગવા માંડયું. કેટલાકે એકદમ જમીન ઉપર પડતું મુક્યું અને જણાવ્યું કે અમે આગળ વધતા નથી પણ અહીંઆજ મરશું.

આટલું છતાં તીલંગા ઉંચ કવાયદ પ્રમાણે તેના ઉપરીના હુકમ પ્રમાણે મજબુતીથી ટકી રહ્યા હતા. દુશ્મનોના નવા વધારા છતાં તેઓ મજબુતીથી પાછા ફરતા હતા અને જ્યારે તેના ઉપરનો ધસારો પાસે આવી પોહોંચતો હતો ત્યારે ઉભા રહી મોં ફેરવી તેમની સામે થતા હતા. પણ તોપખાનાના ઘોડાઓને કાપી નાંખવાથી, જખમી કરવાથી, છોડી મુકવાથી અને તેની અશક્તતાથી તોપો ઘસડી લઈ જવાનું ઘણુંજ મુશ્કેલ થઇ પડયું અને દુશ્મનોની ખુશાલી વચ્ચે એક પછી એક તોપો પડતી નાંખવી પડી. આથી આ બધુ ટોળું હમણા એક અવ્યવસ્થિત ટોળા જેવું થઇ રહ્યું હતું અને તે આગળ કરતાં વધારે અવ્યવસ્થિત હાલતમાં અને કમકૌવતમાં હતું. સૌથી ખરાબ તો દારૂગોળાની નિષ્ફળતા હતી તેજ હતું અને એથી વધારે ખરાબ દુશ્મનોની છાવણીપરના મોરચાપર ગોઠવેલી તોપો જે અત્યાર સુધી બંધ હતી તે ફુટવા લાગી હતી આ હતું. આથી અફગાનોએ ગારદીની ટુકડીને અને નાસનારાઓને તોપોના મારાથી સાફ કરી નાંખ્યા અને તેમનામાં દુઃખ અને ગભરાટ ફેલાવી દીધો. આટલું છતાં ભાઉ જે ટુકડીને માટે અભીમાન રાખતો હતો તેણે એક સરખા બંદુકના અવાજથી ઉત્તરના ઘોડેસ્વારોને પાછળ રાખી દીધા હતા.

આ રીતે ગારદીઓ મુંગા મુંગા વગર વિચારે પાછા ફરનારાની વચમાં આવી પોહોંચ્યા અને તેમની પાછળ દુશ્મનો હથીઆર

લઇ આવી લાગ્યા. આ વખતે માહાદાજી અને લાલન તેમની તરફ થઈ જતાં હતાં અને આગળ કહ્યું તે પ્રમાણે માહાદાજીએ જોયું કે મરાઠાનું ટોળુ દુશ્મનોને હલ્લો કરવા દે એટલું ઓછું નથી.

ઇબ્રાહીમખાન બંને હાથમાં હથીઆર લઇ મધ્યમાં ઉભો હતો. તેનું માથું રૂમાલે બાધ્યું હતું, તેની અડધી દાઢી બળી ગઇ હતી, તેનો જમણો પગ અશક્ત થઈ પડયો હતો, તેનો ચેહેરો ગુસ્સાથી અને તિરસ્કારથી ભરપુર હતો, તેના હોઠ ફેસથી ઢંકાઈ ગયા હતા છતાં તેના માણસને ઉત્તેજન દેવા તે બુમ મારી રહ્યો હતો. તેની પાસે બ્યુગલવાળો ઉભો હતો અને તે અગત્ય જોગ હુકમ થતાં બ્યુગલ વગાડી બંદુકનો મારો ચલાવવા હુકમ કરતો હતો. ટોળાની બીજી બાજુ પર દુશ્મનો પડવાથી તેઓની બુમો સંભળાતી હતી. મુવેલા અને ઘાયલ થયલા તેમની મધ્યમાં પડયા હતા અને બાકીનાએ ગોળીઓ ભરી તૈયાર ઉભા હતા. માહાદાજી પોતે કઇ હાલતમાં હતો આ ભુલી જઇ ઇબ્રાહીમખાનની અને તેના લશ્કરની ચાલાકી અને હુશીઆરી જોઈ, છુટા પડતી વખતે પણ તેનાથી શાબાસી આપ્યા વગર રહી શકાયું નહીં.

"સાબાશ તીલંગા ! સાબાશ. ગારદી ! સાબાશ ! રંગ હે ! જનરલ સાહેબ !"

ઈબ્રાહીમખાન આજુબાજુ જોઇ, બોલનારને ઓળખી, ઘેલા જેવી રીતે હસ્યો.

"સાબાશ ! સાબાશ રાવસાહેબ ! તેણે પાછા જવાબમાં બુમ પાડી.—"લડાઇ હારી ગયા છીએ પણ મરાઠા ગારદીની હવે વધારે વખત મસ્કરી કરી શકશે નહીં. તમે મધ્યમાં આવવા માંગો છો ?"

"નહીં ! નહીં ! ભાઇ!" આ જવાબ હતો. "હું તમને વધારે શાબાસી આપું છું પણ મરાઠાનો દિલ્હો તેનું છીનજ છે. અલ્લાહ બેલી, (ઇશ્વર તમારૂં રક્ષણ કરો) ખાન સાહેબ!"

"તેની કૃપા તમારી પણ સંભાળ રાખે!" ઈબ્રાહીમખાને જવાબ આપ્યો. માહાદાજી આગળ ચાલ્યો એટલામાં પાછળથી દીન દીનના અવાજો સંભળાયા અને તેણે અવાજ કરનાર કુતુબઉલ્લાહ અને તેના સાથીઓ હતા આ જાણ્યું.

આપણાં નાયક અને નાયકાને પાછળથી કાનમાં બુમ સંભળાયા કરતી હતી છતાં તેઓ ગયા પછી ગારદીઓની બાજુમાં જબરૂં રમખાણ મચી રહ્યું હતું અને તેથી તે તેના તરફ જઇ શકે એમ ન હોતો સબબ તેને તેની ઘોડી પરજ સર્વ આધાર રાખવો પડયો. તેઓએ

દિલ્હી તરફના રસ્તાનો દુશ્મન તરફથી ઘેરાયલો છેલ્લો ભાગ તે મુકી દીધો હતો, તેની પાછળના તોપોના અને બંદુકના બારો બંધ પડયા હતા, ઘોરી રસ્તો મરાઠાઓથી ચોકાર થઇ ગયો હતો, છત પોતાના જાતીભયની દરકાર ન કરતાં માહાદાજીએ તેની ઘોડીને, શું બન્યું છે એ જોવા ફેરવી ને તેણે પેહેલેજ સપાટે શું બન્યું છે એ જાણ્યું. લખનૌના સુબાના નવા માણસોએ ઇબ્રાહીમખાનના કવાયદી લસ્કર પર હલ્લો કર્યો. આ લોકોની સામે સંગીનથી ટકી શકવું મુસ્કેલ હતું અને માહાદાજીના જોતા જોતામાં ગારદીઓ પાયમાલ થઇ ગયા ને આથી મરાઠા તરફની ધાસ્તીનો છેડો આવ્યો.

"દીન! દીન! તેણી ત્યાં છે! મને તે જોઇએ છીએ." આ સાંભળતાં માહાદાજીને નવા ભય માટે શુદ્ધિ આવી. પોપલઝાઈ સરદાર આ લોકોની પાછળ તેના માણસ સાથે પુરદમથી આવતો હતો.

"કંઇ નહી" માહાદાજીએ તરવાર હલાવતાં તેની ઘોડીને ઝડપમાં ચાલવા કહી બુમપાડી. વીજલીને પકડતાં, અગર જો કે તેનાપર એવડો બોજો છે છતાં તારા જેવા બે મરશે! બચ્ચા, એમ નથી કે? તેણે તેની ગરદન થાબડી."

ઘોડીએ એકદમ પવન માફક ચાલવા માંડી તેનો જવાબ આપ્યો.



## પ્રકરણ ૪૩ મું.

### સુવાજીવતા,

પોતાની નજરે જ્યારે નાસનારાઓને સીધા સન્મુખ જતા માહાદાજી જોયા ત્યારે તેનામાં કાંઇક જીવ અને આશાં આવતાં જણાયાં. રસ્તા ઉપર જેમ બધું ખુલું હતું અને અનેક દેખાવો દેખાતા હતા તેમ માહાદાજીના મનપર હમણા અનેક તર્કો થવા લાગ્યા હતા. તેનું લોહી અટકયું હતું. તેની પ્યારી પાછી મળી હતી, હથીઆરો પાછાં સજજ કીધાં હતાં, તેણે ધાર્યું કે પ્રભાતમાંજ જો તેનો જનાનો નાસી ગયો હશે તો અને રોહીલાથી બચ્યો હશે તો બેશક હોલકરને મળી ગયો હશે. જ્યાં સુધી વીજલી હાથમાં છે ત્યાં સુધી મારી અને લાલનની તો કાંઇ ચિંત્તાજ નથી.

પણ એક કલાક ખુબ ઝડપથી ચાલ્યાબાદ માહાદાજીએ વેરાગણને કહ્યું કે પછવાડે જો તો ખરી કે વિલાયતી દેખાય છે કે કેમ? લાલને આશ્ચર્યતા સાથે જણાવ્યું કે બુમો મારતાં વિલાયતીઓ એક માઇલ દૂર પુરજોસસબંધ આવે છે, આથી તેણે વીજલીને કોઈપણ

વખત આટલો પ્રયાશ નહોતો પડયો તે બાબત વિચાર કર્યો લડાઇ ના લાંબા પ્રયત્નથી તે થાકી ગઇ હતી, થોડી થોડી તેને ઇજાપણ થઇ હતી અને બેવડો બોજો તે પુરબળ અને ઝડપ સાથે લઇ આવી હતી અને હજીપણ તે ખરેખર નીમકહલાલ હતી કે જેથી પોતાનું પગલું નરમ પાડતી નહોતી છતાં તે ઘણીજ બેજાર થઈ ગઇ હતી છતાં તે હજી કેટલાક કલાક કાઢી શકે આમ હતુ ત્યારે તેણીને એક ઝટકાથી કાપી નાંખવી આ તેણે વ્યાજબી ગણ્યુ નહીં. તેણે અહીંઆ થોડો વખત વિજલીને વિશ્રામ આપવા નકી કર્યું. અને લાલન કે જેનું બળ પાછું પડી ભાંગતું હતું તેને તેણીનાજ કપડાથી પોતાની સાથે બાંધી લઇ, મરાઠા સરદાર દુશ્મનોની પાસે આવ્યાની વાટ જોતો ઉભો.

સો ઘોડેસ્વારો સાથે લુતુફઉલ્લાહ, વીજલીની ચાલથીજ નહીં પણ માહાદાજીએ તેની જે આંખો આંજી હતી તેની બળતરામાં ગર્જતો આવી પોહોંચ્યો.

આ દરમીયાન વીજલી સ્વાસ લેતી હતી. લડાઈ પછી તેણીએ આ પ્રથમજ શ્વાસ લીધો હતો દુશ્મનોને પાસે આવતાં વીજલીએ જેમ જેમ જાણ્યું તેમ તેમ તેણે હણહણાટ કરી, પગ અફાળી, માંથુ ઉંચુ કરી પોતાના સ્વારને ઉપર બેસવા ઇસારો કરી જાણે દુશ્મનોને "આવીજાઓ" આવું આમંત્રણ કેમ ન કરતી હોય તેમ સર્વ ચાળા કરી મુકયા. માહાદાજી આ ઉપરથી તેણી શું કહે છે એ સમજયો અને ૧૫૦ વાર દુશ્મનો દુર રહ્યા કે માહાદાજીએ વીજલીને રસ્તે પાડી.

માહાદાજીની ઘોડી હજી પણ દુશ્મનોથી તેમને દૂર લઇ ગઇ ખરી. આગળ કરતાં ઓછી ઝડપે પણ ખાત્રી પૂર્વક રીતે એક કલાકના વખતમાં આગલોજ અંતર લાવી મુકયો. માહાદાજીએ અહીંઆ ફરીથી તેને દમ ખાવા દીધો. આ વખતે દુશ્મનોની સંખ્યા ઘટી ગઈ હતી. ઘણાકો તો લુટ કરવા અને નાસનારાઓને કાપી નાંખવામાં ગુંથાઇ, પાછળ લાગવું નકામું સમજી અટકી રહ્યા હતા. પણ ગરજુ લુતુફઉલ્લાહ હજીપણ તેની સાથે રહેનારા હમેશના ૩૦ માણસો સાથે વગર અટકવે જ્યાં સુધી તેનો ઘોડો ચાલી શકે ત્યાં સુધી પાછળ ચાલ્યોજ આવતો હતો.

પાછા ફરીથી પાછળ લાગનારા અને નાસનાર ભાગ્યા. વીજલી ખરેખર હમણા દુ:ખીત થઈ હતી. તેનાં પાંસળા ઉછળતાં હતાં, નાકમાંથી ફેસ નીકળતો હતો છતાં પણ માહાદાજીએ ઇસારત કરી કે તે તેનો ઉમદા જાતી ગુણ પ્રકાશવામાં પછાત પડી નહીં તેમજ પોતાના સ્વારને નાસવાને ઉત્તેજન આપવા પછાત પડી નહીં. વિલાય-

નીઓની ઝડપ વીજળીના પ્રમાણમાં, તેઓ તાજા છતાં, તેઓના ઘો
ડા વખણાયલા છતાં, નરમ પડી હતી.

માહાદા એ વારંવાર નાસનારા લોકોને પોપલઝાઇ સરદાર સામે હલ્લો કરવા કહ્યું પણ તે બધું નિષ્ફળ. તેઓને અફગાનોની બીક ઘણી હતી કેટલાકે તો હથીઆરો ફેંકી દીધાં હતાં અને બધા ભયથી વ્યાકુળ હતા. જેઓ ઘોડેશ્વાર હતા તેઓ દુશ્મનોથી દૂર જવા આતુર હતા, પગે ચાલનારા નદી નાળાં ને કોતરમાં છુપાવવા તળખી રહ્યા હતા. માત્ર એક આરબે એક ઝરા પછાડી છુપાઇ રહી, પોપલઝાઇના એક માણસ ઉપર ગોળીબાર કરવા હા પાડી. એક જીવ આ આરબની ગોળીથી ખાલી થઇ પડ્યું પણ ખરું, પણ લુતુફઉલ્લાહનો હેતુ માત્ર લાલનજ હતો તેથી તેણે, પોતાના એક પણ માણસને આ મરનાર માણસ માટે કે મારનારની શોધ કરવા માટે ખોટી ન રહેવા દેતાં આગળ ચલાવ્યું.

પેલા બકાયન અને મહુડાના ઝાડ તરફ, પેલા ઝીલ અને માટીના ઝુંપડા તરફ, પેલાં ખેતરો તરફ, નાળાં તરફ, આંબા અને આંબલીઓના ઝાડ તરફ, પેલા મોટા પીડાકારક કુવા તરફ, પેલી ચોકી તરફ અને પેલી જુની સરાઈ ધર્મશાળા તરફ ચાલો. ચારે બાજુ હાર ખાઈ નાસેલા લોકોની નાસભાગનો દેખાવ તેની સન્મુખ હતો. મરતા ઘોડાઓથી રસ્તો ચીકાર થઈ ગયો હતો, મુકી દીધેલાં ઉંટો લાદેલાં, નાળામાં બરાડા મારતા હતાં. ભાલાં, બરછી અને બંદુકો રસ્તામાં ફેંકી દીધી હતી, ઘાયલ થયલાં માણસો કોતરમાં સંતાઇ રહ્યા હતા અને કેટલાક દૂર જતા રહેતા હતા, પાણીના ઝરા પાસે હજારો ખરીઓ જણાતી હતી. નિરાધાર સ્ત્રી અને બાળકો ભીંત પછવાડે કે ઝાડ પછવાડે છુપાતાં હતાં. નિરાધાર બાળકો રસ્તામાં ભય અને દુઃખથી બુમો મારતા હતા. તેથી થોડે દૂર દામાજી અને મલ્હાવરાવે રોહીલાઓનો ઘાણ કાઢેલો હોવાથી મુસલમાનોના મુડદાંના ઢગલા પડયા હતા. દરેક ગામમાં ભયના વાજાં વાગી રહ્યાં હતાં, રણશીંગા વાગતાં હતાં અને કાદવની ભીંતોથી મજબુત કરેલાં ઘરોવાળાં ગામોનો બનતો બચાવ કરેલો જણાતો હતો. સર્વત્ર ગીધ, સમળી, કાગડાઓએ ઘેરી લીધું હતું. તેઓ એટલા બધા, કપાયલાઓની આસપાસ ભર્યાં હતાં કે આવો વખત ફરીથી આવશે કે નહીં તે બાબતમાં તે જાણે શકમંદ ન હોય એમ અનુમાન થતુ હતું પણ વરૂ અને શીયાળ, શાહુડી, વાઘ, દીપડા અને સિંહ જેનો વારો રાતના આવવાનો હતો તેઓ બંદુકના અવાજથી દુર નાસી ગયા હતા.

રોહીલાઓનાં મુડદાં પુરાં થયાં પછી હવે મરાઠાઓ નાસતા હતા તેની ટુકડીજ માત્ર બાકી હતી. તેઓએ દિલ્હી તરફ જવાનો રસ્તો જમનાની જે બાજુથી છુટો પડે છે તે પસાર કરી દીધો હતો. હમણા ચાર વાગવા આવ્યા હતા, સૂર્ય પશ્ચિમ તરફ ઝડપથી જતો હતો. વારંવાર માહાદાજીને તેની ઘોડીને શ્વાસ ખવરાવવા થોભાવવી પડતી હતી અને દુશ્મનો વધુ ઓછે છેટે જણાતા રહ્યાજ હતા. આટલું છતાં આતો ખરૂંજ હતું કે હવે નાસનાર અને પાછળ લાગનારની વચ્ચેનો અંતર ઘણોજ કમી થઈ ગયો હતો. છતાં બંને ઘોડાઓ મરતા પડતા પણ પોતાના જાતી ગુણ પ્રમાણે ચાલ્યાજ કરતા હતા. ઉત્તરના ઘોડા કરતાં દક્ષિણની ઘોડી બેશક અત્યાર સુધી તો ઘણીજ ઉત્તમ નીવડી હતી. આતુરતાથી માહાદાજીએ ધુળના ગોટા જે બાજુ તરફ આવતા હતા તે તરફ જોયું તો તેને જણાયું કે તે મલ્હારરાવ પાસે આવી પોહોંચે છે. મલ્હારરાવે નજીબા શીવાય બીજા કોઈપણ મુસલમાનનો અને લડાઈમાંથી બચી પાછા ફરતા પોતાના જાતવાળાનો પણ વિશ્વાસ ન રાખતાં બનતી ઝડપે પલાયન કર્યું હતું. તેથી તે આટલે દૂર આવી પોહોંચ્યો હતો.

"બીધી તો નથી, પ્યારી!" માહાદાજીએ તેરમી વખત લગામ ખેંચી પુછ્યું.

"ભગવાન આપણી મદદે છે" લાલને માથું ઉંચું કરી જવાબ આપ્યો.

"પણ પેલા યમદુત જેવા પાછવાડે આવતા વિલાયતીથી આપણે દૂર થઈ જઈએ તોજ વધારે સારૂં!" માહાદાજીએ કહ્યું. તેની નસો નરમ પડવા માંડી, ખરેખરા ભયથી નહીં. પણ દુશ્મનો વાંસેને વાંસે રહ્યા છે અને તેનાથી કાંઇ થઈ શકતું નથી એ જાતી અભિમાનને લીધે.

"પ્યારા! હિંમત રાખો!" છોકરીએ કહ્યું.

જેવા તેઓ આગળ વધ્યા કે લુતુફઉલ્લાહની બુમ પાછી નજદીક સંભળાઈ.

સૂર્ય નિચે ગયો. અજવાળું ઘટવા માંડ્યું, ભાગનારાઓએ દેવતા સળગાવ્યા, કારણ કે દેવતાના અજવાળાથી તેઓને રસ્તો સુજે અને ચલમ પીવાનું પણ બને. તેઓને અંધારામાં તેમને માટે હાલમાં જેમ પાણીપત હતું તેમ આખા હિંદુસ્થાનને માટે એક સૈકા પછી દિલ્હીનો દેખાવ જાણે કેમ ન હોય એવો ભાસ દિશામર્યાદામાં દિલ્હીના દેખાચલા રસ્તાના દેખાવપરથી થયો. બપોર પછી તેઓએ ૪૦ માઇ

લની મુસાફરી કરી હતી છતાં લુતુફઉલ્લાહ પછવાડે લાગ્યોજ હતો.

બંનેને પક્ષે મુસાફરી હવે કંટાળા ભરેલી તેમજ દુઃખદાયક હતી. વીજલી તો લોથ થઇ જવા આવી હતી. આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતું મોઢે ફીણ આવી ગયાં હતાં, માથું નીચું નમી ગયું હતું, આંખ નીકળી પડવાની તૈયારીમાં હતી છતાં લુતુફઉલ્લાહ પાસે આવ્યો કે ઘોડીની લગામ ખેંચી કે તે કેટલાક સોવાર આગળ ધસડી ગઈ. ખુરાસાની ઘોડો મજબુત હતો અને તેનો સ્વાર સમજતો હતો કે જો તેનો ઘોડો એક વાર અટકયો તો પછી તે કામ કરી શકનારજ નથી સબબ તેણે તેને ચલાવ્યાજ કીધો હતો.

માહાદાજી હમણા તો મરણીઓ હતો. વારંવાર તેના મનમાં દુશ્મન સામે લડવાનું થતું હતું પણ તાજી હારનો વિચાર કરી તે પાછો હઠતો હતો. વળી તેને લાલનનું લફરૂં હતું. લુતુફઉલ્લાહ સાથે અગર જો કે હમણા થોડાજ માણસો રહ્યા હતા છતાં ત્રણ ચાર ઉત્તમ હથીઆરબંધ સ્વાર હતા અને તેઓની સામે લડાઇ કરવી એ પણ મુશ્કેલ હતું. લાંબા વખત પછી માહાદાજીએ સર જોન માલકમ આગળ વૈરાગણ સાથે હતી આ છુપાવી દુશ્મનો પાસે આવતાં તેની શું હાલત થઇ હતી તે જણાવ્યું હતું. માહાદાજીનું મન ભયથી વ્યાકુળ હતું છતાં તેની આંખ સાપની જેમ દુશ્મન સામે લાગી રહી હતી. "સાહેબ!" તેણે ઘણો લાંબો વખત વહી ગયા છતાં સર જોન માલ્કમ સાથે વાત કરતાં જાણે પાછો તેજ દશામાં આવી પડયો ન હોય તેમ ભયભિત થઇ તેણે કહ્યું "તે ઘોડો નહીં પણ પલીત હતો! મારી પાછળ ૪૦ માઇલ એક સરખો આવ્યા છતાં નહીં અટકયો કે નહીં તેને પસીનો આવ્યો".

ઘોડો નજીક આવ્યો કે લુતુફઉલ્લાહે ફતેમંદીથી બુમ પાડી "અરે! કાફર સંભાળ રાખ, મેં તને પકડયો છે!"

લાલને જ્યારે આ શબ્દ સાંભળ્યો ત્યારે તેના મનમાં કેટલાક તર્કો થયા પણ તેણી સમજતી હતી કે માથે "સત્યજ" છે.

"મારા ખાવિંદ! સરકાર!" તેણીએ ઘેલી માફક માહાદાજીના કાનમાં કહ્યું—"ઘોડી હવે વધુ લાંબા નહીં લઈ જઇ શકે. મારૂં ગળું કાપી નાંખી મને ઘોડાપરથી ફેંકી દો! આથી કદાચ તમે તો બચી શકશો."

માહાદાજી એક હિંદુ અને હિંદુસ્થાનનો વતની હતો. આ દરખાસ્તથી તેના મનને કાંઈ દુઃખ થયું નહીં. જેઓએ હિંદુસ્થાનનો

ઇતિહાસ વાંચ્યો છે તેઓ જાણતા હશે કે આવા બનાવો તો હિંદુસ્થાનના સાધારણ બનાવ ગણાય છે પણ માહાદાજી જે કે આને ચાહતો હતો, જેણે તેને આખો રસ્તો ઉત્તેજનના શબ્દોથી કહાવ્યો હતો તેને આ વિચાર ગમ્યો નહીં. વળી "જુહાર" ની જે રીત આપણે જોઈ છે તે બીજા હિંદુઓની જેમ મરાઠાના પક્ષે સાધારણ પણ નહોતી. આથી તેણે બુમ પાડી.

"ના!"– તેણે કહ્યું–"મારાથી તે નહીં બને, માતાજી મારા હાથ અટકાવે છે અને તારા લોહીની ના પાડે છે. આપણે બંને સાથે બચી જઈશું કે મરી જઇશું."

લાલને જવાબ ન આપ્યો.

અંધારૂ તેઓની આસપાસ થઈ રહ્યું હતું. સામે કેટલાંક આડો અને ઝુપડાંઓ અને એક પાણીનું નાળું પણ જણાતું હતું. ઘોડી તેના આખર બળથી હજી કુદકા મારતી જતી હતી. લુતુફ્ઉલ્લાહ પાછળ પાસે હતો. પચાસ વાર પરથી ઉત્તરના ઘોડાની ખરીનો અવાજ અને સ્વારની બુમ સંભળાઇ.

આપણી પરાક્રમી નાયકાના કાનમાં, એક વાર વધારે, ન સમજાય એવો વિલાયતીનો "ખબરદાર! કાફ્ર, મેં તને પકડયો છે, આ અવાજ સંભળાયો.

લાલને દાંત પીસ્યા અને પોતાનો ઠરાવ અમલમાં લાવવા માંડયો. ધીમે ધીમે તેણે કમર પટામાંથી છરો કાઢયો. તેણી પ્યારમાં અને પ્યારને માટેની ભુલમાં ઠરાવવાળી હતી છતાં તેનામાં એવી હીમત નહોતી કે જેથી તે તેણીને હાથે છાતીમાં ઘોંચી નાંખે. થોડું વખત તેણે છરો હવામાં ફેરવ્યો. પાછલથી તેણીએ વિચાર ફેરવ્યો અને તે વિચારે, તેણીને મરતી બચાવી. તેણી તેના પ્યારા માટો જીંદગી આપી શકે એમ નહોતી છતાં તેણે તરતજ પોતાના પ્યારમાટે પ્રેમ અને સ્વતંત્રતાનો ભોગ આપ્યો. તેણીએ છરાથી માહાદાએ બાંધેલી કપડાની ગાંઠ કાપી નાંખી અને તેણીએ બેઠક પરથ પડતું મુકયું.

તેણીની બુમથી અને તેની કમરપરનો બંધ છુટવાથી માહાદાજી જાણી શકે એમ હતું કે શું બન્યું છે. માહાદાજીએ જાણ્યું કે તેણીએ આપઘાત કર્યો છતાં તેનાથી ખોટી રહ્યા વગર રહી શકાય એમ નહોતું. તેણે તેની ઘોડીને મહા મુસીબતે પાછી વાળી પણ લાલન આપણે ઉપર કહેલા નાળા તરફ ઘણાજ વાર છેટે પડી હતી.

લુતુફ્ઉલ્લાહ કે જેની આંખ માહાદાજી પાછળની લાલન ઉપર

હતી તેણે અંધારામાં માહાદાજી પાસેથી કાંઈક પડી ગયું છે એમ જાણ્યું અને તે લાલનજ હતી એમ તેણે તરતજ ખાત્રી કરી લીધી.

ફતેહની બુમ સાથે તે પાસે આવ્યો.

જેવો માહાદાજી ઇશ્વિરને ખાતર પાછી આવ આમ લાલનને બુમ પાડતો થાકી પાછો ફર્યો કે અંધારામાં ખંડેરમાંથી અવાજ આવ્યો.

"કોણ આવે છે?"

કેટલાક મરાઠા ઘોડેસ્વારો ભાલા સાથે તેની તરફ દોડી આવ્યા.

અંધારામાં એક બીજાથી જુદા જુદા અવાજો પાછા સંભળાયા જે પરથી અનુમાન થતું હતું કે પડઘાનો અવાજ સંભળાતો હશે.

"માશ ઉલ્લાહ! ફતેહ!"

"પ્યારી! પ્યારી! દોડ પાછી આવ પ્યારી! હું તને મારા સોગન આપુ છું!"

"કોણ આવે છે? જવાબ આપો."

જેવો લુતુફઉલ્લાહ લાલન જ્યાં હતી ત્યાં આવી પોહોંચ્યો કે સેતાનઝાદા ઉપરથી કુદી પડયો અને તેણી જે કે આટલી મુસીબતે હાથ લાગી હતી તેને પકડી.

માહાદાજી માનસીક અને શારિરીક બળમાં એટલો તો વગર વિચારનો થયો હતો કે તેની આસપાસ માણસો આવે છે તેનું પણ ભાન ભુલી ગયો હતો. તેણે બીજું કાંઈજ નહીં પણ પ્યારીનો અવાજ જ્યાં સુધી કાનમાં સંભળાયા કર્યો ત્યાં સુધી સાંભળ્યો અને જો એક સવારે આવી તેની સામે જોઇ બુમ પાડી ન હોત તો હજી પણ તેના પરનો જાદુ દુર થાત નહીં.

"માતાજીની ફતેહ! આ તો બીજું કોઇજ નહીં પણ માહાદાજી સિંધિઆ પોતેજ છે!"

"તમે કોણ છો!" શબ્દો સાંભળી નવી આવેલી આશાને લીધે સરદારે પુછયું.

"મરાઠા, સરકાર!" પાણીપત તરફના નારૂશંકરનું છેલ્લું થાણું. મલ્હારરાવનું લશ્કર હમણાંજ ગયું છે.

તમારો ભીસ્તી રાનાખાન તેની સાથે હતો તેણે કહ્યું કે તે ઇશ્વરને ખાતર બીજા લોકોને પાણી પાવા અહીંઆ અમારી સાથે રહેશે.

"જવાન!" માહાદાજીએ બુમ પાડી—"તમે માહાદાજી સીંધી-આ તરફનું એક માનનું અને બાહાદુરીનું કામ કરવા તૈયાર છો કે?

નાળાપરના તે વિલાયતીઓ ઉપર હલ્લો કરવા આગળ વધો ! ત્યાં તેઓ ઘણા થોડાજ છે. સીપાઈઓએ જ્યાં બતાવ્યું ત્યાં જોયું. હુતુફુઉલ્લાહના એકાદ બે માણસ આગળ આવ્યાજ હતા. તેનો સરદાર હજી પણ સ્વાર થયો નહોતો અને લાલનને હાથમાં પકડી લીધી હતી ને બીજાને તેણીને તાકીદે ઉપર લેવા હુકમ કર્યો હતો. પણ મરાઠાઓ ઉપર હજી જાદુની અસર ચાલુજ હતી. મલ્હારરાવના માણસોથી તેમણે જે સાંભળ્યું હતું તેથી તેઓએ માથું ધુણાવ્યું.

"શા સારૂ સરકાર?" તેમાંના એકે કહ્યું.

"તેઓએ પકડેલી સ્ત્રીને બચાવવા" સીંધીઆએ અધિરાઈથી કહ્યું.

"એક સ્ત્રી! ત્યારે તો એક સ્ત્રીને સારૂ શા સારૂ અમારે અમારાં માથાં મુકવાં! પછવાડે કેટલા મ્લેચ્છો આવતા હશે આ કોણ જાણે છે? સરકાર, વખત વિચારો, તમે નબળા છો, ઘવાયા છો ને લડવા માટે શક્તિવાન નથી. એ સ્ત્રી ગમે તે હો તોપણ તેને ઇશ્વર ઉપર મુકી, સરકાર, જો તમારાં નસીબ ખરે હોય તો તમે અમારી સાથે ચાલો!"

"મારા પ્રાણ! મારા ખાવિંદ! હું જાઉં છું! હું જાઉં છું! ઇશ્વર તમને હજાર વરસનું આયુષ્ય અર્પે," જેવી પોપલઝાઈ સરદારે તેને ઉપાડી યારીખાન પાછળ મુકી કે નાળા તરફથી લાલને બુમ પાડી.

"બાયલાઓ! બાયલાઓ!" તેણે આસપાસ તરવાર ફેરવી બુમ પાડી. "તમે નહીં આવો તો હું એકલો જઈશ!—પ્યારી બીતી નહીં. હું આવું છું!"

તેના હોઠમાંથી હજી શબ્દો નિકળી રહ્યા એટલામાં તેણે વીજળીને નાળા તરફ વાળી.

"તે ગાંડો થઇ ગયો છે!" સીપાઇઓએ બુમ પાડી. "તેનું માથું ફરી ગયું છે હમણા તે માહાદાજી છે. એમ ન વિચારતાં તેને પકડી લ્યો!"

અફસોસ! તેમ કરવાની જરૂર નહોતી. વીજળી જે કે અત્યાર સુધી ખરેખરી નિમકહલાલ નીપજી હતી તે હમણા તેના સ્વાર સાથે જમીન ઉપર પડી અને મરણ પામી. માહાદાજીની આંખ આગળ લાલન અને પાણીપત ખડાં થઇ રહ્યાં. પ્યારી પણ ખોઈ ને લડાઇ પણ હાર્યા! અનેક તર્ક વિતર્કે તેને મુઝાવી મુકયો અને નાળા ઉપરજ એ ઘોડી અને સ્વાર ઢગલો થઇ પડયાં.

વીલાયતીઓ તેની કેદણને લઇ સામી બાજુથી રવાને થઇ ગયા.

"આ બધું શું છે? શું બન્યું હતું?" એક ઘોડો લઇ આવતા માણસે, કે જે તેની શોધમાં હતો તેણે જ્યારે તે જીવતો છે એમ જાણ્યું ત્યારે બુમ પાડી પુછ્યું.

"કેમ! અહીંઆ રાણોજીનો પુત્ર તારો ધણી જાતે છે. બીજુ શું જોઇએ છીએ? તેનું શું કરવું આ અમે જાણતા નથી. તેની ઘોડી મરી ગઈ છે. તે ઘવાયો છે અને બેશુદ્ધ થઇ પડયો છે અને વિલાયતીઓ અમારા ઉપર કયારે હલ્લો કરશે આ કહી શકાતું નથી. તે અહીંઆ સહી સલામત નથી અને તેને અહીંથી દૂર કેમ લઇ જવો એ અમે જાણતા નથી. પણ આવા મરાઠા સરદારને પાછા દુશ્મનોના હાથમાં પડવા દેવાનું તો બને એમ નથીજ. તારે શું કહેવું છે, રાણાખાન!"

"કહું છુ" નિમકહલાલ નોકરે કહ્યું. "તે જલદી નક્કી કરી લઇશું. તેને મારા બળદ ઉપર બાંધો અને અલ્લાની મરજી તો હું તેને દિલ્હી સહી સલામત લઇ જઇશ."



## પ્રકરણ ૪૪ મું.

### લડાઇની આખર.

અફગાન લડવૈયાએ, જે લોકોએ પાણીપતની મરાઠાની છાવણીમાં આશ્રય લીધો હતો તે લોકોની આસપાસ આખી રાત્ર ઘેરો ઘાલી રાખ્યો હતો કારણ કે આવી મજબુત છાવણીમાં તેઓ વગર અટકાવે દાખલ થઇ શકે એમ પણ નહોતું તેમજ તેઓ પુરતા શક્તિવાન પણ નહોતા. સવારમાં પણ છાવણી ઘેરાયલીજ હતી. તેઓએ ઘણીજ લુટ મેળવી છાવણીમાંના સર્વ વ્યાપારી, સ્ત્રીઓ, બચ્ચાંઓ, લશ્કર સાથે ચાલનારાઓને પણ પકડી લીધા હતા. અફગાનો દયા વગરનાજ બન્યા હતા. સ્ત્રીઓ અને નાના બાળકોને ગુલામ બનાવ્યા અને ઉમર લાયક પુરૂષોની એક હાર કરી વીલાયતીઓએ તેના પર પોતાનાં હથીઆર અજમાવવા માંડયાં. આ લોકોનીજ આવી અમાણુસાઇ હતી એમ નહોતુ; અહમદશાહ પોતે રાતા તંબુમાં બેસી દરેક હિંદુના માથા માટે ઇનામ આપતો બેઠો હતો અને આથી તેની સામે એક મોટો માથાનો ઢગલો પડયો હતો. જેવી આ ગડમથલ ચાલી છે એટલામાં એક અફગાનોનું ટોળું વિશ્વાસરાવનું મુડદું ઘસડતું લઇ આવી મોટી બુમ પાડવા લાગ્યું—

"કાફરના રાજાનું મુડદું આ રહ્યું.!"

"દાબો, મુકવો અને તેને ફતેહની નીશાની તરીકે કાબુલ લઈ ચાલો" દુરાની બાદશાહે કહ્યું.

મરાઠાઓના હાથથી મુસલમાનો ઘણું ખમ્યા હતા છતાં એતો હિંદી હતા અને તેથી તેઓ જંગલી અફગાનોની આ ક્રુરતા જોઈ શકતા નહોતા. તેઓ મોંથી કહી શકતા નહોતા પણ મનમાં બળતા હતા ખરા. રોહીલા સરદાર પણ, તેઓને લડાઇમાં મરાઠાઓએ હરાવ્યા હતા તેનો વિચાર ન કરતાં, સુજાઉદ્દૌલા સાથે અહમદશાહ પાસેથી પેસવાના પરાક્રમી પુત્રનું મુડદું માંગવા અને જો રજા આપે તો તેની જાતને ઘટતા માન સાથે બાળવા માંગણી કરવા જોડાયો.

"અમે હિંદવાસી છીએ" તેઓએ અફગાન બાદશાહને કહ્યું. "બેશક લડાઈમાં અમે જીવતા જીવના શત્રુ છીએ પણ મુડદાના નથી."

ખુરાશાનના બાદશાહે કાશીરાય અને બીજા લખનૌના સુબા સાથના હિંદુઓને વિશ્વાસરાવને ઘટતા માન સાથે બાળવા હુકમ કર્યો.

પણ તેઓ એક પરાક્રમી શત્રુને બચાવવા ઉપર જેવા ફતેહમંદ થયા નહીં. ઇબ્રાહીમખાનને પક્ષે રણક્ષેત્રનું મૃત્યુ નહોતું લખ્યું. તો પકડાયો હતો અને તેને રાખી મુકયો હતો. મરણતોલ ઘાયલ થઇ, તે સુજા-ઉ-દૌલાના બખતરીઓના હાથમાં પડયો હતો. લખનૌનો સુબો આ વાત અફગાનોથી છુપાવવા માંગતો હતો છતાં તે વાત બહાર આવી અને ઇબ્રાહીમખાનની માંગણી થઇ અને તેને પકડવામાં આવ્યો. એક મુસલમાન થઈ હિંદુ સાથે લડવા તૈયાર થાય એ અફગાનોની નજર આગળ એક જબરજસ્ત ગુન્હો હતો પણ હિંદવાનોના સંબંધમાં તેમ નહોતું કારણ કે તેમને વારંવાર તેવો પ્રસંગ મળતો હતો. આથી ઇબ્રાહીમખાન તરતજ મરણનો ભોગ થઇ પડતાં બચ્યો હતો છતાં કેટલાક કહે છે કે તેને ગરદન મારવામાં આવ્યો હતો અને કેટલાક કહે છે કે તેના જખમો ઉપર વિષ લગાડી તેને મારી નાંખવામાં આવ્યો હતો.

ભાઉનું શરીર હાથ આવ્યુંજ નથી આમ ઈતિહાસ કહે છે કદાચ સુજા-ઉ-દૌલાએ તેને ચુપકીદીથી પણ બાળી મુકયું હોય. પણ જેમ રોડ્રીક ગોથ અને કીંગ આરથર ઓફ બ્રીટનની બાબતમાં અને ઘણા તાજેતર નાના સાહેબ—કે જેને માટે લાંબો વખત મનાયલું હતું કે તે નાસી ગયો છે અને તે મરાઠાની ગયલી કીર્તિ પાછી મેળવવા આવે છે—ના સંબંધમાં જેમ બન્યું હતું તેમજ ભાઉના સંબંધમાં બન્યું હતું.

જનકોજી સિંધીઆ તો રણક્ષેત્રમાંજ પુરો થયો હતો. તેમજ જસવંતરાવ પવાર અને અંતાજી માનકેસરનું પણ બન્યું હતું. સમશેર બહાદુર સખત ઘાયલ થયો હતો છતાં તે રણભૂમિમાંથી નાસવા ફતેહમંદ થયા છતાં તે બીજે દિવસે ખેડુતોના હાથથી કપાઈ મુવો હતો. મલ્હારરાવ હોલ્કર અને દામાજી ગાયકવાડ જે કાંઇ મરાઠા લશ્કરની તોપો અને સાહિત્ય લઇ ગયા હતા તે શિવાયનું બધું દુશ્મનોના હાથમાં ગયું. મોટા મરાઠા સરદારના કુટુંબને ફતેહમંદ સરદારોએ વેંહેંચી લીધું હતું. લખનૌના જનાનખાનામાં, અગર જો કે તેણીનું તેની સાથે ખરૂં સગપણ શું હતું આ જણાયું નથી છતાં, ભાઉબેગમ નામની એક સ્ત્રી હતી. અમે હિંદુસ્થાનની રીતભાત ઉપરથી એમ ધારીએ છીએ કે સુજા-ઉ-દૌલાએ એક મોટાની સ્ત્રી તરીકે નામ આપવા ખાતરજ અથવા તો લડાઇમાં મળેલી કોઇ સ્ત્રીને તેને મળેલી સલાહ પ્રમાણે તેણે આવું નામ આપ્યું હશે.

મરાઠાઓની નુકશાની ખરેખરી જણાઇ નથી પણ ૨૦૦૦૦૦ માણસ જે મુસલમાનોને અટક બહાર હાંકી કાઢવા પુનેથી ગયું હતું તે પાછું આવ્યું નથી. મુસલમાનોની ખુવારી તરીકે ૨૦૦૦૦થી ૩૦૦૦૦ મરણ પામેલા અને કેટલાક ઘાયલ થયલા કહેવાય છે. આ ફ્રગાનો લુટ અને ગુલામો સાથે ફતેહમંદીથી ખુરાશાન ગયા અને નજીબ-ઉ-દૌલાને દિલ્હીમાં મુખ્યાધિકારી નિમ્યો.

* * * *

નર્મદાના કીનારાપર બાલાજી પેસવા કેટલાક લશ્કર સાથે પોતાના પુત્ર અને ભાઇને મદદ કરવા માટે પડયો હતો.

તા. ૧૫મી જાન્યુઆરી સને ૧૭૬૧ને દિવસે આ બાબતના ખબર પેસવાને મળ્યા હતા. તે ખબર કોણે મોકલ્યા આ જણાયું નથી પણ તેમાં આ પ્રમાણે લખ્યું હતું.—

"બે મોતીઓ ખોવાઇ ગયાં, ૨૭ સોનાના સિક્કા ખોયા અને બીજા રૂપાના ને તાંબાના સિક્કાનો નાશ થયો તે ગણી શકાય એમ નથી."

પીટ જેમ ઓસ્ટરલીટીઝના ખબર સાંભળી પ્રાણ મુકયો હતો તેમ બાલાજી પેશવા [illegible] તરફ જવાનું મુકી દઇ પુને આવ્યો અને ત્યાં થોડા વખતમાં મરણ પામ્યો.

* * * *

માહાદાજીસિંધિઆની ભવિષ્યની જીંદગી એ એક અતિહાસિક બાબત છે. તેનાં પરાક્રમે અને ઉત્તમ ગુણે તેને હિંદુસ્થાનનો ધણી

અને ખાસ કરી પેસવાથી સ્વતંત્ર કેમ બન્યો તે; આપણે હમણા જેને એક બળદની પીઠ ઉપર દિલ્હીમાં લઇ જતાં જોયો છે તે, દુનિયાના ધણી મોટા મોગલના રક્ષક તરીકેના અભિમાન સાથે દિલ્હીમાં પાછો કેમ પેઠો તે; અને જ્યાં સુધી તે જીવ્યો ત્યાં સુધી તેની ચાલાકી અને પરાક્રમે અંગ્રેજોથી પણ—અગર જો કે આ ગ્રાંટડફ, માલકમ, એલફીનસ્ટન અને તોડના પુસ્તકમાં નથી લખ્યું—કેમ નામ ન લઇ શકાયું આ બધું ઘણુંજ જાણવા લાયક છે. લાલને, તેને તેના તે વખતના રાજા કરતાં, પોતાના પરાક્રમથી, પરાક્રમી બનાવ્યો હોય અથવા તો ઇબ્રાહીમખાન ગારદીએ તેને રણક્ષેત્રમાં કેમ નામ કાઢવું આ શિખવ્યું હોય એમ લાગે છે. કારણ કે તેણે તેના લશ્કરને ડી. બોઇનિના હાથ નીચે તાલમ આપી વધાર્યું હતું કે જેને લેક અને વેલસ્લી સામે, હોલતરાવના વેહેમ અને પીરન સામેના લોભ અને અદેખાઇને લીધે, નાહક કપાવા મોકલ્યું હતું. તે મરી ગયો અને તેનું રાજ્ય જે રૂપમાં હતું તે રૂપમાં આજે તેની સાથેજ ગયેલું છે.

* * * *

મલ્હારરાવ તેની દગલબાજી બાદ એક મોટા રાજ્યનો ધણી થયો. પાણીપતના ગોટાળા પછી તેણે સિંધિઆ માફક અર્ધ્ધ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. પણ હિંદુઓથી એમ કહેવાય છે તે અપૂત્ર મરણ પામ્યો અને તેના મોટા પુત્રની વિધવા પ્રખ્યાત અહલ્યાબાઇએ તુકાજી નામના એક પ્રમાણીક પુરૂષને લશ્કર ઉપર કબજો રાખવા અને રાજ્ય ઉપર દેખરેખ રાખવા દત્તક લીધો હતો. ભાઉનો શાપ તેના પર હતોજ "કે તારી પછવાડે દિવો કે દેવતા મુકનાર કોઇ ન રહો."

* * * *

લખનૌનો સુબો રણક્ષેત્રમાંથી પાછા ફર્યાબાદ તેને મળેલી વસ્તુનો ઉપભોગ લઈ શકયો નહીં. કારણ કે તેની પ્રકૃતિ મંદ ચાલવામાંડી. તે દિલ્હીથી સ્વતંત્ર થયો પણ આખરે તે બધું અંગ્રેજોના હાથમાં જઈ પડયું.

* * * *

બીજા હાથપર હાફીજ રહમત વોરનહેસ્ટીંગના બેશરમી અને નિષ્કારણ હલ્લા સામે પોતાનો બચાવ કરવા શક્તિવાન થયો હતો અને તેની કીર્ત્તિ બહુંથી ઇંગ્લાંડમાં પોહોંચી ગઈ હતી. આજ રીતે બિચારા નજીબ-ઉ-દૌલા તેના દિકરા ઝબાતીખાનને દિલ્હીની વજીરાત પર મુકી દિલ્હીનો બચાવ કરી મરી ગયો.

*　　*　　*　　*

કાશીરાયે, તે વખતે બનેલા બનાવોને લક્ષમાં રાખી અને મોહનપ્યારી પાસેથી મળેલી હકીકત પરથી ઇતિહાસ લખ્યો છે. મોહનપ્યારી તેજ કે જે લાલનને લઇ ગયા ત્યારે ગાંડી થઇ સવ ભય તજી તેની પાછળ દોડી હતી તે હજી જીવતી હતી. તેને ગુલામ પણ કરી શકાય એમ નહોતું તેમ મારી પણ શકાય એમ નહોતું કારણ કે તે ઘણી ઘરડી હતી.

*　　*　　*　　*

બીરબલ જાટ બચી ગયો હતો પણ તેનો ભત્રિજો હનમંત કપાઇ ગયો હતો. તે અફગાનો ગયા પછી સુરજમલના લશ્કરમાં જોડાયો અને ભરતપુરના બચાવ વખતે એક પરાક્રમી પુરૂષ તરીકે મુવો.

*　　*　　*　　*

પોપલઝાઇ સરદારના અફગાનીસ્થાનના સ્હેહાણમાં લાલનનું શું થયું તેનો કાંઇ પણ વધુ હેવાલ આપણી પાસે નથી. પણ સને ૧૭૮૯ માં ગીલઝાઇ અને પોપલઝાઈએ સાથે મળી અંગ્રેજો સામે અહમદખીસ પાસે હલ્લો કર્યો ત્યારે આપણી પરાક્રમી નાયકાનો છેલ્લો પુત્ર અને લુતુફઉલ્લાહ એક અંગ્રેજી તોપ લઇ જવા પ્રયત્ન કરતા હતા એટલામાં એક આયરીશની બંદુકની ગોળીથી મરણ પામ્યા હતા.

---

લડાઇના રાજ્યકિય પરિણામ બાબત વિવાદમાં ઉંડા ઉતરવાની આ યોગ્ય જગ્યા નથી—આધુનિક કાળની હિંદુસ્થાનના ઇતિહાસમાં જે સૌથી મોટી અને સખત રીતે લડાયલી લડાઇના પરિણામ માટે એકદમ બોલવા માટે તો બીલકુલ યોગ્ય જગ્યા નથી. માત્ર તેજ મોટું તત્વ, કે જે તેની ગુપ્ત મનોશક્તિ પ્રમાણે, ઐહિક સર્વ પદાર્થોની ગતિ અને ઉત્પત્તિ, ન સમજાય એવી રીતે તેના મુકરર કરેલા સાધન અને ઉપાયોથી, જે સાધનો જાણવા આપણે વૃથા પ્રયત્ન કરીએ છીએ—નિશ્ચત કરે છે તેજ તત્વ, માત્ર કહી શકશે કે હિંદુસ્થાનને, તેના પોતાના નસીબ માટે, બીજી પ્રજાએ જેમ કર્યું છે તેમ કુદરતી વધારો કરવા પ્રયત્ન કરવો એ સારૂં હતું અથવા જેમ બીજા કહે છે તેમ, જે બનાવોને લીધે હિંદુસ્થાનની પ્રાચીન સપાટી પરની પૂજ્યતા જતી રહી અંગ્રેજી સુધારાનું પાતળું અસ્તર શરૂ થયું છે તે બનાવોનો ઉપકાર માનવો આ સારૂં છે. આટલું કહેવુંજ પુરતુ છે કે પાણીપતની આફતે માત્ર એકજ પ્રજા કે જે મોગલના નાશ પછી હિંદુસ્થાનને કુમક્ષાથી બચાવવા શક્તિવાન હતી તેનો નાશ

કી નાખ્યો. દુનિયાના વધારાને બંધ બેસતી થાય એવી પ્રજા હિંદુસ્થાનની બધી પ્રજામાં માત્ર મરાઠા પ્રજા હતી. બહાદુર, ચાલાક, અક્કલવાન, શિખી શકે એવી, કામ કરી શકે એવી અને વગર હિંમતની બહાદુર અને સશક્ત એક તરફ અને બીજી તરફ લુચ્ચી, કસરવાળી—જો તેઓની લડાયક અને રાજ્યક્રિય રીતભાતમાં સુધારો કરવાની તેમની ઇચ્છા તેમના નસીબ અને વખતને લીધે પડી ભાંગી ન હોતનો, તેઓએ હિંદુસ્થાનને એક સંયુક્ત રાજ્ય કરી મુક્યું હોત અને તેની સામેના હેસ્ટીંગના સર્વ પ્રપંચો અને વેલસ્લીનું સર્વ યુદ્ધ ચાતુર્ય પાણીમાં બોળાયું હોત—નવો સુધારો દાખલ કરવાનું મનમાં લેનાર માત્ર તે એકલીજ હિંદુસ્થાનની વખણાયલી જાત હતી. હાલમાં તેને જાપાનીઓ સાથે અને મોગલને ચીનાઓ સાથે સરખાવી શકાય પણ તેઓ પાણીપતમાં કચરાઇ ગયા, હારથી બી ગયા અને કલહથી છિન્નભિન્ન થઇ ગયા. તેઓના અડધો ડઝન કટકા થઇ ગયા અને છુટા પડેલા કટકાઓ કપાઇ ગયા, એક પછી એક તેઓ જેને દરીયાઇ માણસ કહી ધિક્કારતા હતા તેની છરીથી તેઓની એક એક લાકડી કપાઇ ગઇ. આથી હમણા હિંદુસ્થાન ઇતિહાસના પક્ષે અદૃશ્ય થયુ છે. ભવિષ્ય ઉપર કોણ આશા રાખશે? અરે, ભયંકર અને વગરનફાના કામ! તેઓની આંખમાંનુ પડલ જે દહાડે ઉઘાડયું છે તે દહાડા માટે હવે કયાં સુધી પસ્તાવો કયાં કરવો! હરિફાઇ, લોહી, દિલગીરી અને ઘાતકીપણું—વધારેને વધારે અને હજીપણ વધારે છે. જગતના પિતા! તારો હાથ અમને બચાવવા લંબાવ, તારી વગર અમે ખરેખર ખેદાન મેદાન થઇ જઇએ છીએ અને માણસની આશા અને અભિમાન સર્વ મિથ્યા છે. "જેમ પ્રારંભમાં હતું તેમ હમણા છે અને હમેશ તેમજ રહેશે!" અરે પરમાત્મા! તારી મરજી પ્રમાણેજ સર્વ બનશે.



# ભાષાંતરકર્ત્તા તરફના બે બોલ.

આજથી દશ વર્ષ ઉપર જ્યારે મી. મીરઝાં મુરાદઅલી બેગ અને હું ભાવનગરમાં મળ્યા હતા ત્યારે તેણે લાલનનો અપૂર્ણ ગ્રંથ મને આપી એવું કહ્યું હતું કે, આ ગ્રંથના વાંચક વર્ગમાંથી જો એક પણ, લાલનના પ્રેમના દૃષ્ટાંતે, સ્વદેશ, સ્વધર્મ, સ્વકર્તવ્ય અને સ્વપરાક્રમને અંગે શુદ્ધ પ્રેમી થઇ, લાલન જેવું મરણુ પ્રાયઃ કષ્ટ અને સાહસ સહન કરવા શક્તિવાન થાય તો, મારો સર્વ પ્રયત્ન સિદ્ધ થયો સમજી, હું જીવતો હોઇશ તો અહીંઆ અને મુવો હોઇશ તો બીજી દુનિયામાં, સંતોષ નિમગ્ન થઈ અત્યાનંદ પામીશ. મી. મીરઝાના અંગ્રેજી ગ્રંથનું પરિણામ શું આવ્યું છે આ હું કહી શકતો નથી પણ આ ગુજરાતી ભાષાંતરના વાંચનારા પ્રત્યે પણ મી. મીરઝા જે આશા રાખતો હતો તેજ હું રાખું છું.

આ ગ્રંથનું ભાષાંતર કરવામાં બનતી સંભાળ લીધી છે છતાં અલ્પજ્ઞાનને લીધે થયેલા અનેક દોષો વાંચકવર્ગ સુધારી વાંચશે અને દોષ ઉપર દૃષ્ટિ ન રાખતાં સાર ગ્રહણ કરશે એવી મારી વાંચક વર્ગ પ્રત્યે પ્રાર્થના છે.

મારા બે બોલ પુરા કરવા પેહેલાં, આ ગ્રંથ આજે લાંબે વખતે પણ બહાર પડવાનું મૂળ કારણ મારા પ્રિયબંધુ મનમોહનદાસ દયાળદાસનો આભાર માનવા મારે પશ્ચાત પડવું જોઈતું નથી. "ધાર્મિક સદબોધ રસરાજ" અમે કાઢ્યું ન હોત અને તેમાં "લાલન વેરાગણ" આવી ન હોત તો મારા પ્રમાદી સ્વભાવ પ્રમાણે હું એ પુસ્તક ભાગ્યેજ પુરૂં કરી શકત પણ તેમાં લાલન આવવાથી, મારા હમેશના સ્વભાવ પ્રમાણે હું લીધેલું કામ પાર પાડયા વગર રહેતો નથી સબબ એં તે આજે પુરૂં કર્યું છે અને તેનું સર્વમાન મી. મનમોહનદાસને છે.

ગિ. વિ. કા. દ્વિવેદી
ભાષાંતર કર્તા.